# પ્રમદાનું પતન!

[ અભાગિની અબળાના આત્માનું અવલંબન ]

卐

લેખક : પ્રકાશક :

**ચંદુલાલ જેઠાલાલ વ્યાસ**

તંત્રી : 'બહુરૂપી'

રાણપુર (કાઠિયાવાડ) B. S. RY.

卐

આવૃત્તિ પહેલી — પ્રત ૪૦૦૦

સંવત ૧૯૯૭ — સને ૧૯૪૧

મૂલ્ય રૂ. ૩-૮-૦

પ્રેમ તણા પંથને ઉજાળો,
હો પ્રેમદા....પ્રેમ તણા પંથને ઉજાળો.

* * * * *

આત્માની એકતામાં પ્રેમરેણુ દૃઢ બને,
તેને કદાપી ના પ્રજાળો......હો પ્રેમદા૦

મુદ્રક : ચંદુલાલ જેઠાલાલ વ્યાસ
મુદ્રણસ્થાન : સ્વાશ્રય મુદ્રણાલય : રાણપુર

# અર્પણ

અજવાળામાં અંધારૂં અવલોકનારી
નવયુગની નિર્બળ નારીને:
મોહમુક્તિના માર્ગદર્શન માટે,
સંસારના કૂટ પ્રશ્નોનોને ઉકેલતી
આ પ્રેમકથા–
તેમના પ્રેમ–પથને ઉજાળનારી બને
એવી આશા સાથે,

ચંદુલાલ જેઠાલાલ વ્યાસ તરફથી.

# ઉદ્ઘાટન

'પ્રમદાનું પતન!' અને વળી તેની ઉદ્ઘાટનક્રિયા! વાચકને કદાચ આશ્ચર્ય થશે. પરંતુ જે વસ્તુ તૈયાર થાય તેનું ઉદ્ઘાટન તો થવું જ જોઇએ ના!

કોઇ કદાચ પ્રશ્ન કરશે કે 'પ્રમદાનું પતન' જેવી નવલકથા વાચક સમક્ષ શા માટે મુકાવી જોઇએ? એ તેમને શો લાભ કરવાની છે? જો એક વસ્તુ કશું નુકસાન કરે તેવી ન હોય અને તે મનરંજન માત્ર કરી શકતી હોય તો એ પણ લાભમાં લેખું છે.

'પ્રમદાનું પતન'માં તો એથી કાંઇક વિશેષતા છેઃ આ નવલકથાનો વસ્તુવિકાસ વાચકને માર્ગદર્શક બને તેમ છે. કેવળ ખોટા વહેમ–શંકાને કારણે પતિ–પત્ની જીવનભરને માટે વિયોગી બને છે, તેમનો સંસાર માત્ર ખારો નહિ પરંતુ કટુ પણ બની જાય છે. જગતમાં અનેક સ્થળે આવું બન્યા કરે છે. તેમનાં નેત્રોને આ નવલકથા અમૃતાંજન સમી બનશે.

નવલકથાનાં પાત્રો અને વસ્તુવિકાસના સંબંધમાં હું કશું કહેવા ઇચ્છતો નથી. એ તો નવલકથા જાતે જ વાચકને સમજાવશે; અને જો તે વાચકને હૃદયસ્પર્શી બને તો એક સરસ વસ્તુની પસંદગી કરીને તેમની સમક્ષ મૂકવાનો મને આનંદ તથા સંતોષ થશે.

આ નવલકથા મૌલિક નથી. ઘણાં વર્ષો પર મેં અંગ્રેજીમાં મીસીસ હેન્રી વૂડ નામની સુપ્રસિદ્ધ નવલકથાકારની 'ઇસ્ટ લીન'

નામની કથા મેં વાંચી હતી. માત્ર એક જ વાર નહિ પણ પાંચ-છ વાર એ કથા હું વાંચી ગયો છું. તેણે મને અનેક વાર ગદ્દગદિત બનાવ્યો છે, રડાવ્યો છે, રોમાંચનો અનુભવ કરાવ્યો છે. એ જ વસ્તુને ગુજરાતી વાચક સમક્ષ મૂકવાની મારી ઇચ્છા હતી—અલબત્ત, ઈંગ્લાંડના સમગ્ર વાતાવરણનું હિન્દના—ખાસ કરીને આપણા ગુજરાતના—વાતા-વરણમાં રૂપાંતર કરીને.

મેં વર્ષો પહેલાં એક–બે વાર એ લખવાનો પ્રારંભ પણ કરેલો. પરંતુ અન્ય પ્રવૃત્તિને કારણે તે વખતે હું તેને આગળ વધારી ન શકયો. આજે મારી એ ઇચ્છા પૂર્ણ થાય છે અને એ 'ઇસ્ટ લીન'નું હિન્દીકરણ ગુજરાતી રૂપાન્તર 'બહુરૂપી'ના ગ્રાહકોને બારમા વર્ષે ભેટ તરીકે આપવાના મારા અભિલાષને હું સફળ કરી શકયો છું.

રૂપાંતર કરવામાં લેવી જોઇતી છૂટ મેં લીધી છે, છતાં મૂળ વાર્તાના રસ અને રહસ્યને જાળવી રાખવાનો યથાશકય યત્ન કર્યો છે.

આ નવલકથામાં બે વસ્તુ સળંગ ચાલી આવે છે: એક તો પતિ–પત્ની વચ્ચેનો પ્રેમ અને તેમાં ઉદ્ભવતો વહેમ. બીજી વસ્તુ એક યુવાન ઉપર આવેલા ખૂનના આરોપની છે. ખૂની બીજો છે, યુવાન નિર્દોષ છે, અને તેથી તેનાં આપ્તજનો તેને ખોટા આરોપ-માંથી મુક્ત કરવાનો પ્રયાસ આદરી રહ્યાં છે. અર્થાત્ એક તરફથી પ્રેમપ્રસંગ છે, બીજી તરફથી ડિટેકશનકળા છે. અને તે આખરપર્યંત વાચકનો જીજ્ઞાસા–રસ જાળવી રાખે છે.

મને વિશ્વાસ છે કે આ નવલકથા અનેક વાચકના જીવનપથને ઉજાળનારી બનશે, તેમનાં વહેમ, આશંકાઓને પ્રજાળનારી બનશે, તેમને સરલહૃદયી અને સ્પષ્ટવક્તા બનાવશે, તેમને અનિષ્ટ માર્ગ પર આગળ વધતાં અટકાવશે. અને એ રીતે વાચક પિતા હોય કે માતા હોય, પુત્ર હોય કે પુત્રી હોય, પતિ હોય કે પત્ની હોય, નણંદ હોય કે સખી હોય, મિત્ર હોય કે શત્રુ હોય–દરેકને આ નવલકથા સુંદર

અને સ્વાદીષ્ટ, ઉપરાંત સહેજ તીખું, સહેજ કટુ અને સહેજ કડક ભોજનનો આસ્વાદ આપે છે.

મેં અનેક અંગ્રેજી પુસ્તકોનાં રૂપાંતર કર્યાં છે, પરંતુ 'ઇસ્ટ લીન'નું રૂપાંતર કરવામાં મને અત્યંત આનંદ થયો છે, નિરસતાના આવરણ તળે ઢંકાયેલી મારી રસવૃત્તિ જાગૃત થઇ છે અને મને લાગે છે કે વાચકને સુરસતાનું પાન કરાવવાનું ભાગ્ય હું પ્રાપ્ત કરી શકયો છું. એ પ્રકારનો આત્મસંતોષ એ જ મારા શ્રમનો પુરસ્કાર છે.

કેટલાક વિવેચકો કહે છે કે સમૃદ્ધ બનતી જતી ગુજરાતી ભાષાને મૌલિક સાહિત્ય દ્વારા જ વિશેષ સમૃદ્ધ બનાવવી જોઇએ; પરભાષાનાં રૂપાંતરોથી તે સમૃદ્ધ અને સભર થઇ શકશે નહિ.

તેમનો અભિપ્રાય મારા ગળા નીચે ઉતરી શકે તેમ નથી. મૌલિકતા વધારે સારી છે, છતાં જનતાને ઉપયોગી સાહિત્ય રૂપાંતરિત બનીને પણ રજૂ થતું હોય તો તે આપણી ભાષાને સમૃદ્ધ બનાવનારૂં તથા તેના ગૌરવને વધારનારૂં છે એવી મારી નમ્ર માન્યતા છે. એ માન્યતા જ મને આવું સાહિત્ય વાચક સમક્ષ રજૂ કરવાને માટે પ્રેરે છે.

પરમ કૃપાળુ પરમાત્માનો પાડ માનું છું કે આ રીતે વાચકની યત્કિંચિત પણ સેવા બજાવવાનું બળ તે મને આપી રહ્યો છે. તેની કૃપા જ મારી શક્તિને સ્ફુરાવનારી છે. અણુંયે અણુંમાં વ્યાપ્ત બનેલો પરમાત્મા જ મારી કલમમાં પ્રવેશી વાચકને સાહિત્ય–પાન કરાવે છે. એટલે મારા દરેક પ્રયત્નમાં વાચકને જે કાંઇ સારૂં લાગે તેનો તમામ યશ એ પરમાત્માને છે, જો તેને કોઇ પ્રકારનો અસંતોષ રહી જતો હોય તો તેની જવાબદારી મારા જ્ઞાન અને બુદ્ધિ–શક્તિમાં રહેલી સંકુચિતતા તથા મર્યાદાની છે. હું તો પરમ કૃપાળુ પરમાત્માની સમભાવી કૃપા ઉપર જ મને નિર્ભર સમજું છું.

રાજપુર<br>
તાઃ ૧ : ૯ : ૧૯૪૧ } ચંદુલાલ જેઠાલાલ વ્યાસ

# અ * નુ * ક્ર * મ * ણિ * કા

# પ્રમદાનું પતન!

## પ્રકરણ ૧લું

### મનમોહનરાય દેસાઇ

મનમોહનરાય દેસાઇ મખમલભરેલી પોચી અને સુંવાળી ગાદીવાળી આરામખુરસી પર બેઠા હતા. તેમનો ડાબો પગ એક નીચા સ્ટુલ પર ટેકાવેલો હતો. એ પગની ફરતું ગરમ ફલાલીનનું કાપડ વિંટાળેલું હતું. એ ઉપરથી કોઇ પણ જોનાર સમજી શકે કે દેસાઇજી સંધીવાથી પીડાતા હોવા જોઇએ. તે જે ખંડમાં બેઠા હતા, એ ખંડને સુંદર ફરનીચરથી શણગારેલો હતો. સામી દીવાલે એ મોટાં કાચનાં બારણાંવાળાં કબાટોમાં મનોરમ્ય પુઠાંવાળાં પુસ્તકો દૃષ્ટિએ પડતાં હતાં. મોટે ભાગે તેમાં સામાજીક નવલકથાઓ જ હતી. તે માંહેની એક નવલકથા અત્યારે તે વાંચતા હતા.

જે રીતે આ ખંડને શણગારવામાં આવ્યો હતો, તે જ રીતે આખા મકાનને પણ તેને યોગ્ય શૃંગારથી દીપ્તિમાન બનાવ્યું હતું.

મનમોહનરાય દેસાઇ મોહનપુર ગામનો જાગીરદાર હતો. એ ગામ અમદાવાદ જીલ્લામાં આવેલું હોઇ તેના પર દેસાઇને દીવાની-ફોજદારી કશી હકુમત ન હતી. પરંતુ તેની જાગીરની વાર્ષિક આવક લગભગ બે લાખ રૂપીઆ જેટલી હતી. તેના પિતા તથા વડવાઓની વ્યવહારકુશળતાથી જાગીર સારી રીતે આબાદ બનેલી અને તેઓ

પણ સાદાઇ તથા કરકસરથી પોતાનો વ્યવહાર ચલાવી, મોટી રકમની જમાવટ કરી ગયા હતા.

પરંતુ પિતાના અવસાન પછી મનમોહનરાયના હાથમાં એ બધી રોકડ અને જાગીરનો વહીવટ આવ્યો. મનમોહનરાયે લખલૂટ ખર્ચ કરવા માંડયું. મહાલક્ષ્મી અને પુનાની ઘોડદોડની એક પણ શરત તેની હાજરી વગર જતી નહિ. મુંબઇની રાત્રિક્લબો અને અમદાવાદના કેટલાક ગર્ભશ્રીમંત જુવાનોએ જમાવેલી ક્લબોમાં અવારનવાર મનમોહનરાય દૃષ્ટિએ પડતો. તેમાં ધૂમ જુગાર ખેલાતો, મદિરાના કટોરા ઉડતા, ગાનારીઓના જલસા થતા, અને એ રસ્તે મનમોહનરાયના વડવાઓએ જમાવેલી રોકડ રકમ રસ્તો માપતી હતી.

આવક સારી હતી, મૂડી પણ સારી હતી. છતાં આવક કરતાં જાવક વધવા લાગે એટલે તેનું જે પરિણામ આવવું જોઇએ, તે આવ્યા વગર રહ્યું નહિ. ધીમે ધીમે દેસાઇના વડવાઓએ જમાવેલી મૂડીને પગ થઇ ગયા. અને આવક કરતાં ખર્ચ વધારે હોઇ, જાગીરની જમીનો, અમદાવાદમાં તેમની માલિકીનાં મકાનો, બંગલાઓ વગેરે ગીરવી મૂકાવા લાગ્યાં. છતાં પણ કરજનો ભાર તો વધતો જ ચાલ્યો. અત્યારે તે ગળા સુધી કરજમાં ડૂબી ગયા હતા. અને તેમની એકાવન બાવન વર્ષની ઉંમર છતાં સાઠ બાસઠ વર્ષના વૃદ્ધ જેવો નિસ્તેજ ચહેરો તેમના હૃદયમાં સ્થાપિત થએલી હતાશાને પ્રત્યક્ષ કરતો હતો. યુવાનીના અનાચારો અને અનિયમિત જીવનનું ફળ અત્યારે તે સંધીવાથી અપંગ જેવી બનેલી શરીરસ્થિતિના રૂપમાં ભોગવી રહ્યા હતા.

તેમની પત્ની વર્ષો થયાં મરણ પામી હતી. સંતાનમાં એક માત્ર પુત્રી હતી. તે અત્યારે અઢાર વર્ષની થઇ હતી અને ચાલુ સાલમાં જ મેટ્રિકની પરીક્ષા પસાર કરીને વનિતાવિશ્રામમાંથી મુક્ત થઇ પિતૃગૃહે આવી હતી.

સમય સંધ્યાનો હતો. હમેશના નિયમ મુજબ બારી પાસે આરામખુરશી પર બેસીને દેસાઇજી એક નવલકથા વાંચતા હતા. તે વખતે નોકરે આવીને જણાવ્યું: 'કપિલરાય વકીલ આવ્યા છે.'

'વારૂ! તેમને અહીં મોકલ!'

એકાદ મીનીટ પછી એક સોહામણા દેખાવનો યુવાન દીવાનખાનામાં પ્રવેશ્યો. આ યુવાનનું નામ કપિલરાય. તેના પિતા પોતાના જ વતન મોહનપુરમાં વકીલાત કરતા હતા. તેમણે તો ડિસ્ટ્રિકટ પ્લીડરની પરીક્ષા પસાર કરીને વકીલાતનો આરંભ કરેલો. પરંતુ પોતાના પુત્રને આખા જીલ્લામાં આગળ પડતો વકીલ બનેલો જોવાની તેમને અભિલાષા હતી. એટલે એમણે કપિલને વડોદરા કોલેજમાં મોકલ્યો. ત્યાં રહીને બી. એ.ની પરીક્ષા પસાર કરી. પછી તે મુંબઇ જઇ એમ. એ. થયો અને ત્યારબાદ એલએલ. બી. બનીને મોહનપુર આવ્યો.

તે આખા મોહનપુરમાં પહેલો એલએલ. બી. હતો. તેના પિતાએ તેને પોતાનો મદદનીશ બનાવ્યો. એકાદ વર્ષમાં જ પિતાનું મૃત્યુ થયું, પરંતુ પુત્રે પિતાની પ્રતિષ્ઠાને જાળવી રાખી. મોહનપુરમાં આવી વકીલાત શરૂ કર્યાને તેને હજી ત્રણ ચાર વર્ષો જ થયાં હતાં; છતાં તેણે તમામ લોકોનો પ્રેમ સંપાદન કર્યો હતો. કેટલીક વાર તો અમદાવાદની અદાલતોમાં પણ વકીલ તરીકે ઉભા રહેવાની તક તેને મળતી હતી. એથી પિતાએ જમાવેલી મૂડીમાં વધારો થતો જતો હતો.

મનમોહનરાયને લાગ્યું કે આ જુવાન પોતાના કોઇ લેણદારના વકીલ તરીકે પોતાની સાથે વાટાઘાટ કરવાને માટે અહીં આવ્યો હશે. એટલે તેમણે કહ્યું: 'કપિલરાય! તમે મને મળવાને બદલે મારા વકીલ વિનયચંદ્ર ખારોડને મળો તો!'

'પરંતુ હું એવા કામ માટે આવ્યો છું કે જેની ચર્ચા પ્રથમ આપની જ સાથે થવી જોઇએ.'

'એવું શું કામ છે?'

'મેં સાંભળ્યું છે કે આપ આપનું આ ઈંદિરાભવન વેચી નાંખવા માગો છો. જો એ વાત સાચી હોય તો હું તેની માગણી કરવાને આવ્યો છું.'

મનમોહનરાય દેસાઈ ક્ષણભર તેની સામે જોઈ રહ્યા. શું આ કપિલરાય ઈંદિરાભવન વેચાતું લેવા ઇચ્છે છે? છેવટે તેમણે કહ્યું: 'એની કિંમતનો તમને ખ્યાલ છે ખરો?'

'મકાન મોટું છે. ફરતો બગીચો છે. એટલે તેની કિંમત કાંઈક વધારે હોય તે હું સમજી શકું છું. છતાં આપ આંકડો જણાવો. જો રકમ મને પોષાતી હશે તો જરૂર સોદો થઈ જશે.'

મનમોહનરાયે કહ્યું: 'આ મકાનના હું એક લાખ રૂપીઆ લેવા ઇચ્છું છું. જો તમારી મરજી હોય તો એની બીજી વિગતોને માટે વિનયચંદ્ર બારોટને મળીને નક્કી કરી લેજો.'

'બહુ સારૂ, પણ ઇંદિરાભવન આપે કોઈને ત્યાં સાનગીરો તો મૂકેલું નથી ને?'

'ના. ઈંદિરાભવન ઉપર મેં કશો પણ બોજો કર્યો નથી, એટલું જ માત્ર નહિ પણ જો તમે આ મકાન ખરીદવા ઇચ્છતા હો તો તમારે અમુક સમય સુધી એ વાત છૂપી રાખવી પડશે. જાહેરમાં તો તેની માલિકી અને ભોગવટો મારાં જ રહેશે.'

'એમાં મારી સંમતિ છે.'

'તો હવે તમે વેચાણદસ્તાવેજ વગેરે બાબતમાં વિનયચંદ્રને મળજો.'

'ભલે ત્યારે હું રજા લઈશ.' કપિલરાય ઉભો થયો. મનમોહનરાયને અચાનક કાંઈક યાદ આવ્યું હોય એવી રીતે કપિલરાયને જતાં અટકાવીને તેમણે કહ્યું: 'જમવાનો સમય થઈ ગયો છે, તમે પણ જમીને જ જાઓ.'

કપિલરાય સમજતો હતો કે મનમોહનરાયને ના કહેવી નિરર્થક છે. મનમોહનરાય દેસાઈના સ્વભાવનો તેને પરિચય હતો. જો તેણે

જમવાને માટે રોકાવાની ના કહી હોત તો પણ દેસાઇ પુષ્કળ આગ્રહ કરીને પણ પોતાનું ધાર્યું કર્યા વગર રહેત નહિ.

એટલે બંને જણા વસ્ત્રો બદલાવીને ભોજનગૃહ તરફ ગયા. સંધીવાથી પીડાતા મનમોહનરાયને ચાલતાં કપિલરાયના ખભાનો આશ્રય લેવો પડતો હતો.

ભોજનગૃહમાં એક નવયૌવના કપિલરાયની દૃષ્ટિએ પડી. ક્ષણભર તો દિગ્મૂઢની માફક એ તેની સામે જોઇ રહ્યો. દેસાઇએ તેની સામે દૃષ્ટિ કરી અને વદન પર વાત્સલ્યભર્યા સ્મિત સાથે કહ્યું : ' કપિલરાય ! આ મારી પુત્રી ઇંદિરા હમણાં જ મેટ્રિકમાં પાસ થઇને તેના પિતાની સંભાળ લેવાને માટે અહીં આવી છે. ' ' બેટા ! આ કપિલરાય આપણી જ્ઞાતિના જ છે. અને તે આપણા મોહનપુરમાં પ્રથમ પંક્તિના પ્રતિષ્ઠિત ધારાશાસ્ત્રી છે. '

જાણે નિદ્રામાંથી જાગૃત થયો હોય એવા અવાજે કપિલરાય બોલ્યો : 'ઇંદિરાગૌરી ! આપને મારું અભિનંદન : આપ મેટ્રિકમાં ઉંચે નંબરે પસાર થયાં તે વર્તમાનપત્રોમાં મેં વાંચ્યું હતું. '

દેસાઇજી બોલ્યા: ' ઇંદિરા ! બે ભાણાં કરો, કપિલરાય પણ મારી સાથે જમવાના છે. અને તું પણ જલદી જમી લે. તારે તારી કાકી વનલીલાનાં માતુશ્રીને ત્યાં ગરબાપાર્ટીમાં જવાનું છે ને ? જો તને મોડું થશે તો એ બુઢ્ઢી એના સ્વભાવ પ્રમાણે ચીડાશે. '

' હા જી. હું પણ તમારી સાથે જ જમી લઉં છું. મહારાજ ! ભાણાં તૈયાર કરો. ' એમ કહેતી તે રસોડામાં ગઇ, ત્રણ ભાણાં લાવી અને એ ત્રણે જણાં જમવા બેઠાં.

જમતાં જમતાં દેસાઇજી અને કપિલરાયની વચ્ચે અત્યારના રાજકારણને લગતી પ્રાસ્તાવિક વાર્તા ચાલતી હતી. ઇંદિરા તો તેમાં માત્ર શ્રોતા તરીકે જ હતી.

# પ્રકરણ ૨જું

## ગરબાપાર્ટીમાં

ઇંદિરા મોટરમાં તેની કાકી વનલીલાનાં વૃદ્ધ માતુશ્રીને બંગલે જઇ પહોંચી. આમંત્રિત મહેમાનો આવી ગયાં હતાં. ગરબાનો પ્રારંભ થઇ ચૂકયો હતો. વનલીલા તથા તેનાં માતુશ્રી ગં. સ્વ. લક્ષ્મીબાઇ બગીચામાં એક બાજુએ કોચ પર બેઠાં હતાં. વનલીલાએ ઇંદિરાને જોઇ. તે એકદમ ઉભી થઇને ઇંદિરા પાસે ગઇ: 'બહુ મોડું કર્યું! લક્ષ્મીબા તો કયારનાં તારી રાહ જોઇ રહ્યાં હતાં.'

'શું કરૂં, કાકી! બાપુજી જમી લે ત્યારે આવું ને! એક ગૃહસ્થ એમને મળવા આવેલા એટલે સહેજ મોડું થઇ ગયું.'

'કાંઇ નહિ. ચાલ લક્ષ્મીબા પાસે.'

બંને જણીઓ લક્ષ્મીબાઇ પાસે ગઇ: 'આવ બેટા ઇન્દિરા! મારી પાસે બેસ.' ઇંદિરાને પોતાની બાજુમાં બેસારી તેના મસ્તક પર વહાલથી હાથ ફેરવતાં લક્ષ્મીબાઇએ કહ્યું: 'વાહ! તું તો હવે બહુ મોટી થઇ ગઇ! એકવાર તું નાની પાંચ વરસની હતી, ત્યારે તારી બા સાથે અહીં આવેલી એ વખતે મેં તને જોઇ હતી. આજે તો તેને બાર તેર વર્ષ થઇ ગયાં.'

'હા બા. ઇંદિરાને અઢાર વર્ષ થયાં અને આ વખતે તેણે ઉંચે નંબરે મેટ્રિકની પરીક્ષા પસાર કરી છે.' વનલીલાએ ઇંદિરાના અભ્યાસનો પરિચય આપ્યો.

'મેટ્રિકમાં પાસ થઇ! ત્યારે તો તને અંગ્રેજીમાં વાતો કરતાંય આવડતું હશે. અમારે તો બા, જૂની આંખે નવા તમાશા જોવાના રહ્યા. અમારી વખતમાં તો કોઇ છોકરી ચાર ગુજરાતી ભણે તો ય તેણે ભારે કેળવણી લીધી કહેવાતી, જ્યારે અત્યારની છોકરીઓ તો મેટ્રિક ને બી. એ. અને એમ. એ. સુધી પણ જાય છે.'

'શા માટે ન જાય ? શું પુરૂષોને એકલાને જ અંગ્રેજી ભણુ-વાનો અધિકાર છે અને સ્ત્રીઓને નથી ? હવે તો સ્ત્રીઓ વકીલાતો કરશે અને માજીસ્ટ્રેટ તથા જડજ થઇને દીવાની-ફોજદારી કેસો પણ ચલાવશે.'

'ભલે ચલાવે. પણ બીજા લોકોના કેસ ચલાવવામાં પોતાના ઘરનો કેસ બગડી ન જાય તેની સંભાળ રાખે તો બસ.'

આ ચર્ચા ક્યાંસુધી ચાલત, તે કહી શકાતું નથી, કારણ કે ગં. સ્વ. લક્ષ્મીબાઇ જેમ જૂના વિચારનાં હતાં, તેમ આગ્રહી પણ તેટલા જ હતાં; જ્યારે તેમની પુત્રી વનલીલા પણ તેમના જેટલી જ આગ્રહી સ્વભાવની હોવા ઉપરાંત, સ્ત્રીઓને પણ પુરૂષોના જેટલો જ અધિકાર હોવાની દૃઢ માન્યતા ધરાવતી થતી. તેનું લગ્ન મનમોહન-રાયના કાકાના દીકરા રણુજીતરાય સાથે કરવામાં આવ્યું હતું, અને મનમોહનરાયના મૃત્યુ પશ્ચાત્ તેમને પુત્ર નહિ હોવાથી તેમની જાગીરનો વારસો રણુજીતરાયને મળવાનો હતો. એથી જ્યારે ત્યારે પોતે મોહનપુરના જાગીરદારની પત્ની બનશે અને મોહનપુર ઉપર પોતાનો અધિકાર ચલાવશે, એવી ભાવના તેના દિલમાં ઉંડે ઉંડે રહ્યા જ કરતી હતી.

એટલે એ કાંઇ તેની માતાથી ગાંજી જાય તેવી ન હતી. પરંતુ વચ્ચે એક યુવાન આવ્યો અને બોલ્યો : 'મોટીબા ! ફૈબા ! અહીં શું કરો છો ? ચાલો દેવકુંવર કાકી તમને બોલાવે છે. બધાં મહેમાનોના ઉપાહારની વ્યવસ્થા હવે કરવાની છે ને !'

'હા. હા, એ તો હું ભૂલી જ ગઇ. વનલીલા ! ચાલ, આપણે દેવકુંવર પાસે જઇએ.' લક્ષ્મીબાઇએ કહ્યું : 'અને મન્મથ ! તું આ ઇંદિરાને તો ઓળખે છે ને ?'

'હા. એ મનમોહનરાય દેસાઇજીનાં પુત્રી છે એટલું હું જાણું છું. બાકી તેમને જોયાં તો આજે પહેલાં જ.'

'એનો સ્વભાવ જરીક શરમાળ લાગે છે. એટલે તું તેની સાથે રહીને બધે ફેરવજે. બહેન ! આ મન્મથ મારા ભત્રિજાનો દીકરો

છે. તેનો બાપ તથા મા તો તેને નાનો મૂકીને જ મરણ પામ્યાં હતાં, એટલે મારી પાસે જ તે ઉછર્યો છે. જરી સ્વભાવે ઉછાંછળો છે, પરંતુ......'

'મોટીબા! તમે મારી બદનક્ષી કરો છો.'

મોટીબા હસ્યાં: 'હશે ભાઇ! તમે બેઉ જાઓ, ફરો. અમે હવે તમો બધાંને માટે ઉપાહારની વ્યવસ્થા કરાવીએ.'

તે તથા વનલીલા આગળ ચાલ્યાં. મોટીબાએ કહ્યું: 'બેઉની જોડી તો સરસ લાગે છે!'

'હા, હું પણ ઇચ્છું છું કે ઇન્દિરાનું લગ્ન મન્મથ સાથે થાય તો સારૂં.'

'થશે જ, જો તારી ઇચ્છા હશે અને રણજીતરાય સંમત હશે તો મનમોહન વાંધો લેવાનો નથી.'

'પણ તમે જાણો છો કે મનમોહનરાય તેની દીકરીને દાયજામાં કશું આપી શકે તેમ નથી.'

'દાયજાનું શું કામ છે? મારૂં જે છે તે એ બેઉનું જ છે ને?' લક્ષ્મીબાઇએ કહ્યું.

* * *

એ પ્રમાણે વાતો કરતાં તેઓ દેવકુંવર પાસે જતાં હતાં. અહીં મન્મથ ઇન્દિરાને લઇને જ્યાં યુવતીઓ ગરબો ગાતી હતી ત્યાં ગયો. ગરબાના ફેરમાં ફરતી એક યુવતીએ કહ્યું: 'ઇન્દિરાબહેન! આવો ને!'

'આ ગરબો તમે પૂરો કરો. બીજા ગરબામાં હું આવીશ.'

'ઇન્દિરાગૌરી! સ્ત્રીઓ આવી રીતે પુરૂષોની રૂબરૂ ગરબા ગાય એ તમને યોગ્ય લાગે છે ખરૂં?' મન્મથ બોલ્યો.

ઇન્દિરા તેની સામે જોઇ રહી એક નવયુવાનના મુખમાંથી અતિ જૂના વિચારવાળા વૃદ્ધને શોભે તેવા શબ્દો!

'એમાં ખોટું શું છે?' તેણે કહ્યું: 'અમે પણ અમારા વનિતા વિશ્રામના મેળાવડામાં ગરબો ગાતાં, કોઇ કોઇ બહેન નૃત્ય પણ

૨૩૧૯૪

કરતી અને એ સમારંભમાં સ્ત્રીઓ ઉપરાંત પુરૂષોની પણ સારી હાજરી રહેતી. મને તો એમાં કશું અજુગતું લાગતું નથી.'

'હા, સ્ત્રીઓ ગરબા ગાય, નૃત્યની શિક્ષા મેળવે, ગાયન અને વાદનનું શિક્ષણ પામે, એ પ્રત્યે મારો પણ પક્ષપાત છે. પરંતુ આવી રીતે પુરૂષોની સમક્ષ તેમનાં નૃત્ય કે સંગીતનું પ્રદર્શન થાય એ મને વાજબી લાગતું નથી. અને તેનું કારણ પણ છે. સ્ત્રીઓના સંગીત, નૃત્ય આદિમાં કેવળ નિર્દોષિતા હોય એ વસ્તુને આપણે સ્વીકારી લઇએ, તો પણ એવા સમારંભમાં એકત્ર થએલા પુરૂષો બધા નિર્દોષ વૃત્તિના અને ચારિત્ર્યશીલ હોતા નથી. એટલે તેમની કામુક દૃષ્ટિ સીધી નહિ તો આડકતરી રીતે પણ ગરબા ગાતી કે નૃત્ય કરતી યુવતી ઉપર અનિષ્ટ અસર પહોંચાડે છે. અને તેથી અનેક યુવાન તથા યુવતીઓનાં પતનના કિસ્સા જગજાહેર બન્યા છે.'

સરલ હૃદયની ભોળી બાળાના દિલ પર મન્મથના શબ્દોએ સરસ અસર કરી. તે બોલી: 'મન્મથરાય! તમારા આવા વિચારો જાણ્યા પછી મોટીબાએ તમારે માટે 'ઉછાંછળા'નું વાપરેલું વિશેષણ મને કાંઇક વધારે પડતું લાગે છે.'

'હું ઉછાંછળો નથી, પરંતુ સ્પષ્ટવક્તા તો જરૂર છું. અને તેથી ગમે તે સમયે મારા વિચારો સ્પષ્ટપણે જાહેર કરી દઉં છું તે મોટીબાને રૂચતું નહિ હોવાથી તેઓ મને ઉછાંછળા સ્વભાવનો ગણી કાઢે છે, પણ એ ચર્ચા આપણે જવા દઇએ. જુઓ, ગરબો પૂરો થવા આવ્યો છે. એટલે હવે તમે પણ એકાદ ગરબો ગવરાવો.'

ઈંદિરા સહેજ સ્મિતપૂર્વક બોલી: 'હું આ બધા પુરૂષોની હાજરીમાં ગરબો ગવરાવું અને ગાઉં એ તમને રૂચશે ખરૂં ?'

'મારી રૂચી અરૂચીની દરકાર તમારે શા માટે કરવી જોઇએ ?'

'એટલા માટે કે મારૂં જે વર્તન તમને ન રૂચે એ કદાચ તમારા દિલમાં મારા પ્રત્યે તિરસ્કાર પેદા કરે, અને એ તો હું કદી પણ પસંદ કરૂં નહિ.'

'વાહ વાહ ! ઇંદિરાગૌરી ! તમારી સુશીલતા અને સરલતા મારા અંતરમાં એક અપૂર્વ ભાવને સ્ફુરાવે છે. તમારા જેવી સુંદરીઓ જ આર્ય સન્નારીપદને શોભાવશે એમ હું માનું છું. વારૂ, ત્યારે ચાલો તમે કાંઇ ફળાહાર લેશો ?' અને મન્મથરાય જ્યાં ઉપાહારની વ્યવસ્થા કરવામાં આવી હતી એ ખંડ તરફ ઇંદિરાને લઇ ગયો.

## પ્રકરણ ૩જું

### રાવબહાદુરને ત્યાં

મોહનપુર એ તે જ તાલુકાનું મુખ્ય ગામ છે. આ ગામ નાનું હોવા છતાં તેની બાંધણી સુંદર છે, અને આસપાસનાં ગામડાંના લોકોનું હટાણું મોહનપુરમાં થતું હોઇ ગામનો વેપાર સારો ચાલે છે. મોહનપુરથી પૂર્વ દિશામાં એક માઇલ દૂર ઇંદિરાભુવન આવેલું છે. તેની અને મોહનપુરની વચ્ચે ત્યાંના શ્રીમંત અને સુખવસ્તુ ગૃહસ્થોના એક બીજાથી થોડા અંતરપર છુટા છુટા બંગલા આવેલા છે. અત્યારે તો આપણે તે માંહેના એક બંગલામાં પ્રવેશીએ.

આ બંગલાના માલિક રાવબહાદુર હરિપ્રસાદ મુનશી છે. તેમના પિતા જૂના સમયના મામલતદાર હતા અને પિતાની લાગવગથી કલેકટરની ઓફિસમાં કારકુન તરીકે દાખલ થઇ, ધીરે ધીરે હરિપ્રસાદ મુનશી મામલતદાર અને ડેપ્યુટી કલેકટરના હોદ્દા ઉપર ચડી, કેટલાંક વર્ષો થયા વાનપ્રસ્થ બન્યા હતા.

તેમનું મૂળ મકાન તો ગામમાં હતું, પરંતુ સ્વચ્છ અને ખુલ્લી હવામાં શાન્તિથી રહી શકાય એ હેતુથી તેમણે આ બંગલો બનાવ્યો હતો.

હરિપ્રસાદનાં પત્નીનું નામ દીવાળીબાઇ. તેમને એક પુત્ર અને બે પુત્રીઓ હતાં. મોટી પુત્રી અન્નપૂર્ણા અત્યારે તેના સાસરે હતી. નાની પુત્રી હેમલતા સોળ વર્ષ પૂરાં કરી ચૂકી હતી. પરંતુ સુધારક

વિચારના મુનશીજી તેનું લગ્ન કરવાની ઉતાવળ કરવા માગતા ન હતા. તેમનો પુત્ર સૂર્યકાન્ત આ બેઉ બહેનોથી મોટો હતો. તેનો પરિચય આગળ ઉપર આપવાનો હોઇ, અત્યારે તેના સંબંધમાં કશું કહેવાની જરૂર નથી. એક વાત કહેવાની રહી જાય છે. હરિપ્રસાદ મુનશીએ પ્રામાણિકતા અને વફાદારીપૂર્વક સરકારની બજાવેલી સેવાની કદર તરીકે વાનપ્રસ્થ થયા એ પૂર્વે તેમને રાવબહાદુરનો ઇલ્કાબ મળ્યો હતો. એટલે મોહનપુરમાં તે રાવબહાદુરના નામથી જ ઓળખાતા હતા; ઉપરાંત તેમને ઓનરરી માજીસ્ટ્રેટની પદવી પણ આપવામાં આવી હતી.

કપિલરાયે દેસાઇજીની મુલાકાત લીધી તેને થોડા દિવસ પસાર થઇ ગયા છે. અત્યારે સાંજ પડી ગઇ છે. ઘડિયાળના કાંટામાં એક ટકોરો થયો. દીવાળીબાઇએ ઘડિયાળ સામે જોયું. આજે તેમને સોમવારનું એકટાણું હતું. રસોઈ તૈયાર કરી રાખી હતી. અત્યારે જમવાનું હતું. પરંતુ હજી રાવબહાદુર બહારથી આવ્યા ન હતા. એટલે દીવાળીબાઇ કંટાળીને બોલ્યાં : 'તારા બાપુજી હજુ સુધી કેમ નહિ આવ્યા હોય ?'

'બાપુજીનો સ્વભાવ જ એવો છે.' ઊનનો રૂમાલ ગુંથતી તેમની પુત્રી હેમલતાએ કહ્યું : 'ઘણી વાર બીઝીક રમવામાં તેમને એટલો બધો રસ પડે છે કે પછી બધું ય તેઓ ભૂલી જાય છે.'

વાત સાચી હતી. રાવબહાદુર મુનશી અને તેમના જેવા વાનપ્રસ્થ અમલદારોએ એક નાનકડું મંડળ સ્થાપ્યું હતું. ત્યાં તેઓ સાંજના ત્રણ વાગ્યાથી એકઠા થતા, અને કેટલીક વાર રાતના આઠ નવ પણ વાગી જતા. તેઓ કોઇ વાર શેત્રંજ, કોઈ વાર સોગઠાંબાજી અને મોટે ભાગે બીઝીક ખેલતા. રાવબહાદુર તો નોકરી કરતા ત્યારથી જ તેમને બીજી રમતો કરતાં બીઝીકનો શોખ વધારે હતો અને જો કોઇ બીઝીક રમનાર તેમને મળી જાય તો બીજું બધું ભૂલી જઇને એ રમતમાં તે રત બની જતા હતા.

આજે સાડાપાંચે ઘેર આવવાનું કહીને તે ગયા હતા. અદાલતમાં તેમની પાસે આવેલા એક બે કેસ ચલાવી ત્યાંથી તેમના મંડળમ.

ઉપડયા હતા અને સાંજના સાડાછ થવા છતાં પણ હજી સુધી તે ઘેર આવ્યા ન હતા.

હમણાં હમણાં દીવાળીબાઇનો સ્વભાવ બહુ લાગણીપ્રધાન બની ગયો હતો. તેમની તબિયત પણ બરાબર રહેતી ન હતી. ઘડી ઘડીમાં તે ચીડાઇ જતાં. કોઇ વાર સૂનમુનની માફક બેસી રહેતાં. આજે સ્હવારનાં તે ભૂખ્યાં હોઇ તેમનો સ્વભાવ સહેજ ચીડાયો હતો. તથાપી એ ચીડ તેમના પતિ ઉપર કાઢવાની તેમનામાં હિમ્મત ન હતી. કારણ કે તે પરણીને આવ્યાં ત્યારથી જ રાવબહાદુરથી દબાઇ ગયેલાં હતાં.

હવે તેમને વધુ વખત રાહ જોવી પડી નહિ. લગભગ પોણુસાત વાગે બંગલાની બહારના કમ્પાઉન્ડના દરવાજા પાસે દમામભેર ચાલતા રાવબહાદુરનાં પગલાંનો અવાજ સંભળાયો, અને હેમલતા બોલી : ' બા ! મારા બાપુજી આવી પહોંચ્યા ! '

' જા. ત્યારે તું ભાણાં પીરસાવ ! ' હેમલતા ગઇ અને રાવબહાદુરે આ ખંડમાં પ્રવેશ કર્યો. તે પત્ની સામે જોઇને સહેજ હસતા બોલ્યા : ' આજે તો ધાર્યા કરતાંય બહુ મોડું થયું ખરૂં ! અને તેમાં પણ તમારે એકટાણું ! બપોરે કાંઇ ફળાહાર કર્યો હતો કે નહિ ?'

પતિના શબ્દો સાંભળીને દીવાળીબાઇને કંટાળો આવ્યો : ' તમે જાણો છો તો ખરા કે જ્યારે હું એકટાણું કરૂં છું ત્યારે એ વખત ચાહ સિવાય બીજું કશું પણ લેતી નથી, છતાં તમે ફળાહારનું પૂછો છો ? '

' ભલે, ભલે. કૈલાસમાંથી તમારે માટે વિમાન આવે ત્યારે તમે તેમાં બેસજો. પણ અમને તેનો દાંડીયો પકડીને લટકવા દેવાની મહેરબાની કરજો. '

' તમને તો ધરમમાં શ્રદ્ધા જ નથી ! હશે, હવે કપડાં ઉતારો. ચાલો જમી લઇએ. હેમલતાએ ભાણાં તૈયાર કરાવ્યાં છે. '

તેઓ રસોડામાં ગયાં. ત્રણે જણાંએ જમી લીધું. મુખવાસ લઇ કપડાં પહેરીને મુનશીજી બહાર જવાને તૈયાર થયા.

'અત્યારે પાછા ક્યાં ચાલ્યા ?' દીવાળીબાઇએ પૂછ્યું.

'દિલ્હીનો એક ગવૈયો આવ્યો છે, તેનો બિહારીલાલને ત્યાં જલસો રાખ્યો છે, એટલે હું રાત્રે લગભગ બાર વાગે આવીશ. મારી રાહ ન જોશો.' એટલું કહી હાથમાં લાકડી લઇને રાવબહાદુરે ચાલતી પકડી.

થોડી વારે હેમલતા બોલી: 'બા! હવે તમારે આડેપડખે થવું છે?'

'હા. આજ તો મારા વાંસામાં બહુ જ કળતર થાય છે.' એમ કહીને દીવાળીબાઇ ઉઠયાં, બિછાના પાસે જઇ તેમાં સૂઇ ગયાં, અને હેમલતા એ ઓરડાના દ્વાર ખાલી બંધ કરીને બંગલાના કમ્પાઉન્ડમાં આમતેમ ટહેલવા લાગી.

લગભગ પાએક કલાક થઇ હશે ત્યાં એક યુવાન બંગલા પાસે થઇને પસાર થયો. 'કોણ કપિલરાય !' હેમલતાના મુખમાંથી ઉદ્ગાર સરી પડયો.

'હા. પણ તું અત્યારે અહીં કમ્પાઉન્ડમાં શું કરી રહી છે?'

'અમે હમણાં જ જમ્યાં. બાપુજી બહાર ગયા છે. બા આડે પડખે થયાં છે અને આખો દિવસ બેસી રહેવાથી મારા પગ અકડાઇ ગયા હતા, એટલે હું તેને છુટા કરૂં છું. પણ તમે અત્યારે આ બાજુએ ક્યાંથી આવ્યા?'

'હું અમદાવાદ ગયો હતો. ત્યાંથી સાતની ગાડીમાં આવ્યો!'

'ગંગાબહેન તો કહેતાં હતાં કે તમે એકજ દિવસ અમદાવાદ રોકાવાના હતા. તેને આજે તો ચાર દિવસ થઇ ગયા!'

'સાચી વાત છે. હું એક કેસને માટે અમદાવાદ ગએલો, પરંતુ તેની મુદત પડવાથી બે ત્રણ દિવસ થઇ ગયા. અને વળી બીજું પણ થોડું કામ હતું એટલે એક દિવસ વધારે થયો. વારૂ, પણ હું તારે માટે કાંઇક લાવ્યો છું. એ તને ગમશે કે નહિ?'

'મારે માટે! પણ મેં તો કશું મંગાવ્યું ન હતું!'

'તું મંગાવે અને હું લાવું એમાં કોઇ વિશેષતા નથી. પરંતુ આજે હું બજારમાં ખરીદી કરવા નીકળેલો તે વખતે મને ઘણા

દિવસ પહેલાંની વાત યાદ આવી. તારા સ્મરણમાં છે ? તું બહુ નાની હતી. હું, અન્નપૂર્ણા અને તું આપણે ત્રણુ જણાં મારે ત્યાં ખેલતાં હતાં, એ વખતે તેં કહેલું કે 'એક લોકીટવાળી ચેઇન હોય તો કેવું સારૂં ! એ લોકીટમાં હું મારા ભાઇનો ફોટો રાખીશ.' તારા એ શબ્દોનું આજે મને સ્મરણુ થતાં એ ચીજ તારે માટે હું લેતો આવ્યો છું.' તેણે ગજવામાંથી મખમલની ગાદીવાળી ડબ્બી કાઢી. તેને ઉઘાડીને લોકીટવાળી ચેઇન હેમલતાને આપી.

એ સોનાનો અછોડો જોઇને હેમલતા બોલી : 'વાહ! ચેઇન તો ઘણી જ સરસ છે. આની શી કિમ્મત આપી ?'

'કિમ્મતનું તારે શું કામ છે? એ તો હું અને રાવબહાદુર સમજી લઇશું. તને પસંદ હોય એટલે બસ.'

'ભલે. પણુ તમે મારી બા પાસે આવો છો ને?'

'હા, મોડું તો થયું છે, પરંતુ ચાલો પાંચ મીનીટ દીવાળીબાને મળી લઉં.' અને તે હેમલતાની સાથે બંગલા તરફ ગયો.

દીવાળીબાઇ હજી જાગતાં જ હતાં. હેમલતાએ પેલી ચેઇન તેમને બતાવતાં કહ્યું : 'બા! જુઓ તો, કપિલરાય મારે માટે આ ચેઇન લાવ્યા છે.'

'ચેઇન!' દીવાળીબાએ બિછાનાપર બેઠાં થતાં કહ્યું : 'આવું ખર્ચ શા માટે કર્યું?'

'એમાં એવું મોટું કયું ખર્ચ થઇ જાય તેમ છે?' કપિલ-રાય બોલ્યો.

'એનું બીલ મને આપો. હેમલતાના બાપુજી તમને તેની રકમ મોકલી આપશે.'

'માશીબા, હું કાંઇ રાવબહાદુર સાહેબના મગાવ્યાથી આ ચીજ લાવ્યો નથી. મને હોંશ આવી ને હું લાવ્યો. એટલે એના પૈસા લેવાના નથી.' કપિલરાયે હવે ખુલાસો કર્યો.

હેમલતા તેની સામે મુગ્ધ બનીને જોઇ રહી. દીવાળીબાઇ બોલ્યાં : 'બહુ સારૂં. તમે પણુ હેમલતાના મોટા ભાઇ છો. ભાઇ

બહેનને ભેટ આપે તેમાં શી નવાઇ? લે, હેમલતા! આ ચેઇન ગળામાં પહેર. આજે સોમવાર છે.'

'લાવ, હું જ તને પહેરાવું.' કપિલરાયે ચેઇન લઇને હેમલતાના ગળામાં પહેરાવી અને તેનો હૂક ભરાવ્યો. એમ કરતાં તેની આંગળીઓનો હેમલતાની ગરદનને સ્પર્શ થયો, હેમલતાના આખા અંગે રોમાંચ અને ઝણઝણાટી અનુભવ્યાં.

'વારૂ, ત્યારે હું રજા લઇશ. મોડું બહુ થઇ ગયું છે. હજી તો સીધો સ્ટેશનથી જ આવું છું.'

'ભલે જાઓ. ગંગાબ્હેનને કહેજો કે એકાદ આંટો આવી જાય.'

'બહુ સારૂ. તમારી તબીયત સંભાળજો.' એમ બોલતો કપિલરામ ઉઠયો, હેમલતા પણ કમ્પાઉન્ડના દરવાજાને અંદરથી બંધ કરવા તેની સાથે ચાલી.

'હમણાં હમણાં દીવાળીબાની તબીયત બરાબર રહેતી નથી.' ચાલતાં ચાલતાં કપિલરાય બોલ્યો.

'હા, તમે જાણો છો ને, તેમને પેલું સ્વપ્ન આવે છે ત્યારે તેમના મન ઉપર ભારે અસર થાય છે. ગઇ કાલે રાત્રે જ એ સ્વપ્ન તેમને પુનઃ આવ્યું હતું.'

'એટલે કે મોહન રઘુનાથના મુડદા પાસે ઉભો હતો......'

'અને પેલી રઘુનાથની છોકરી વીણા દૂરથી એ દૃશ્ય જોઇ રહી હતી.' હેમલતાએ પૂરૂં કર્યું.

'મને લાગે છે કે દીવાળીબાની એ ભ્રમણા જ છે.'

'છતાં બા તો ચોક્કસપણે માને છે કે રઘુનાથનું ખૂન મારા ભાઇએ નથી કર્યું–સૂર્યકાન્ત તો તદ્દન નિર્દોષ જ છે.' હેમલતા બોલી: 'પણ એક વાત તો હું ભૂલી જ ગઇ. તમે આવી સુંદર અને કિંમતી ચેઇન મને ભેટ આપી, છતાં એ બદલ મેં તમારો આભાર સરખોય માન્યો નહિ!'

'ગાંડી છોકરી ! એમાં વળી આભાર શાનો !' એમ બોલતાં કપિલરાયે હેમલતાના કપોલપ્રદેશ ઉપર એક ટપલી લગાવી દીધી.

અને એ ટપલીએ હેમલતાને પુનઃ રોમાંચનો અનુભવ કરાવ્યો. તે અનિમિષ નયને કપિલ સામે જોઇ રહી, પરંતુ કપિલે તેનાં એ નેત્રો સામે જોયું નહિ. 'વારૂ, બાની તબીયત સંભાળજે.' એટલું કહી, તે દરવાજાની બહાર નિકળી ચાલ્યો ગયો.

થોડી વાર દરવાજા પાસે ઉભી રહીને આ ચાલ્યા જતા યુવાનની પાછળ હેમલતા જોઈ રહી. એ અંધકારમાં વિલીન થયો એટલે તે એક નિઃશ્વાસ મૂકી, દરવાજાને અંદરથી બંધ કરીને બંગલામાં આવી. દીવાળીબા એક બાજુએ પડખું ફેરવી સુઇ ગયાં હતાં. હેમલતા બારી પાસે ખુરસી ખેંચી, તેની પર બેસીને બારીની બહાર જોવા લાગી.

અહીં કપિલરાય તથા હેમલતાના કુટુંબ વચ્ચેના સંબંધનો સ્વલ્પ પરિચય આપી દઇએ. કપિલરાયના પિતાની પ્રથમ પત્ની તથા દીવાળીબા એક જ કુટુંબનાં હોઇ, કાકા–દાદાની દીકરીઓના સંબંધે બહેનો થતી. એ સ્ત્રીથી કપિલરાયના પિતાને એક પુત્રી થયેલી. તેનું નામ ગંગાબહેન. તેના મૃત્યુ પશ્ચાત્ તેમણે બીજી સ્ત્રી સાથે લગ્ન કર્યું હતું. તેનો પુત્ર કપિલરાય.

ગંગાબહેન પંદર વરસની હતી ત્યારે તેનું લગ્ન કરેલું, એ પછી થોડા સમયે જ તે વિધવા થઇ. તેને કશું સંતાન હતું નહિ. તે પિતાને ત્યાં આવીને રહી. તેમની જ્ઞાતિમાં પુનર્લગ્ન થઇ શકે તેમ હતું, પરંતુ ગંગાબહેનની ઇચ્છા પુનર્લગ્ન કરવાની ન હતી. તેની નવી માતા મરણ પામી હતી. એટલે તેના એકના એકના પુત્ર–પોતાના ભાઇ કપિલરાયને ઉછેરવામાં જ ગંગાબહેન પોતાનું જીવન પસાર કરવા લાગી.

કપિલરાય નાનો હતો ત્યારથી ઘણી વાર તે રાવ બહાદુરને ત્યાં જતો, રાવ બહાદુરનો પુત્ર તથા પુત્રીઓ પણ ગંગાબહેનને ત્યાં જતાં આવતાં. એથી પરસ્પર વચ્ચે માત્ર સગપણનો સંબંધ જ નહિ

પરંતુ મૈત્રી જેવું પણ હતું. એ વખતે હેમલતા ઘણી નાની હોઈ કપિલ તેને ઉપાડતો, ફેરવતો, હસાવતો–કુદાવતો.

ગંગાબહેનની ઇચ્છા હતી કે કપિલનું સગપણ હેમલતા સાથે કર્યું હોય તો સારું. એ વાત તેણે દીવાળીબાને પણ કરેલી, પરંતુ રાવ બહાદુરે તેનો સ્પષ્ટ ઇન્કાર કર્યો હતો. તે નાનપણથી દીકરીનું સગપણ કરી દેવાના મતના ન હતા.

કપિલને આ વાતની કશી જાણ ન હતી. પરંતુ માતા–પિતા વચ્ચે થયેલી વાતચીત પરથી એક વાર હેમલતાના જાણવામાં આવી ગયું હતું કે માતાની ઇચ્છા પોતાનું લગ્ન કપિલની સાથે કરવાની છે! અને ત્યારથી હેમલતાના દિલમાં કપિલને માટે કોઈ જુદો જ ભાવ પ્રગટવા લાગ્યો હતો.

અત્યારે પણ તેનું મન એ જ વિચારના ચકડોળે ચડયું હતું. કપિલ તેને ગમતો હતો, કપિલનો પણ તેની ઉપર પ્રેમ હતો. જો પ્રેમ ન હોય તો તે આવી કિંમતી વસ્તુ તેને ભેટ આપવાને શા સારૂ લાવે? તે પણ પંદર વરસની થઈ ગઈ હતી. એટલે હવે એકાદ–બે વરસમાં બાપુજીની સંમતિ મળી જશે. એવી તેને આશા હતી.

એ વિચાર તેના દિલને ખુશખુશાલ બનાવી રહ્યો હતો. એવામાં તે ચમકી. બારીની જાળીમાંથી તે બહાર જોતી હતી. એ વખતે સામે કોઈ માનવી ઉભેલો તેની દૃષ્ટિએ પડયો. એ માનવી પોતાને ઇશારત કરીને બોલાવતો લાગ્યો.

તેણે તેની માતા સામે દૃષ્ટિ કરી. દીવાળીબા સૂઈ ગયાં હતાં. તે ઉભી થઈ. એ માણસ પાસે જવું કે નહિ, એવો તેને ક્ષણ વાર વિચાર થયો. પરંતુ એ કાંઈ બીકણ સ્વભાવની ન હતી. અને જ્યારે તે માણસ પોતાની તરફ ઈશારત કરતો હતો, ત્યારે તે કોણ છે એ જાણવાની જીજ્ઞાસા તીવ્ર બની. એટલે તે વસ્ત્રો ઠીકઠાક કરીને ઓરડાની બહાર નિકળી.

# પ્રકરણ ૪થું

## રાત્રિની મુલાકાત

**બંગલામાંથી** બહાર પડીને જે બાજુએ પેલો માનવી છૂપાએલો હતો એ તરફ હેમલતા જવા લાગી. તેને પોતાની તરફ આવતી જોઇને એ માનવી પણ પાછળ હઠતો નજીકમાં આવેલી વૃક્ષઘટામાં ભરાવા લાગ્યો. તે માણસનું આવું વર્તન જોઇને હેમલતાના દિલમાં સહજ ભયનો સંચાર થયો : 'આ માણસ કોઇ બદમાશ હોય અને મને ફસાવવા માગતો હોય તો ! નહિ નહિ ! એમ હોય તો તે મારા જ મકાન પાસે આવીને મને પોતાની પાસે આવવાની ઇશારત ન કરે. નક્કી કોઇ માણસ ખાસ મને એકલીને મળવા માગે છે. પછી તેમાં તેનો હેતુ ગમે તે હોય !' એ પ્રમાણે વિચાર કરતી જ્યાં પેલો માનવી વૃક્ષની પાછળ ભરાયો હતો, એ સ્થળે તે પહોંચી ગઇ.

'પણ આ શું ! આ કોણ ઉભું છે ?' મેલાંઘેલાં કપડાવાળો કોઇ ગામડીયા મજૂર જેવો દેખાતો માનવી તેની નજરે પડયો. તેનું કપાળ ઢંકાય એવી ગામડીયાશાહી પાઘડી માથા ઉપર બાંધી હતી. તેનો કોટ જર્જરિત બનેલો એક બે ઠેકાણે ફાટી ગયો હતો. ચહેરા ઉપર હજામત વધેલી હતી. એ બધું છતાં પણ હેમલતા તેને ઓળખ્યા સિવાય રહી નહિ. તે બોલી : 'સૂરૂભાઇ ! તમે ! તમે અહીં ક્યાંથી ? તમે જાણો છો તો ખરા કે અહીં મોહનપુરની હદમાં પગ મૂકવામાં તમારી ઉપર મોત ગાજી રહ્યું છે. છતાં પણ તમે અહીં આવવાની હિમ્મત શા માટે કરી ?'

'ત્યારે હું બીજું શું કરૂં ? કહેવત છે કે 'મરતી વખતે ઉંટનું મ્હોં પણ મારવાડ તરફ થાય છે.' તેમ જ્યારે હું ચોતરફથી પુરેપૂરી

મુંઝવણુમાં ઘેરાયેલો હાઉં ત્યારે અહીં ન આવું તો બીજે ક્યાં જાઉં ?' હેમલતાના ભાઇ સૂર્યકાન્તે કહ્યું.

'તમે એવી શી મુંઝવણુમાં છે। ? અને અત્યારસુધી તમે ક્યાં હતા ?'

'હું અહીંથી સીધો મુંબઈ ચાલ્યો ગયો હતો. થોડા દિવસ તો મેં નોકરીની શોધમાં આમતેમ રખડવામાં ગાળ્યા. છેવટે એક મીલમાં મને નોકરી મળી ગઇ. મહિનાના વીશ રૂપીઆ મળતા હતા.'

'વીશ રૂપીઆ ! મુંબઇ જેવા શહેરમાં એટલા પગારથી પૂરૂં કેવી રીતે કરતા હતા ?'

'જ્યારે આફત આવી પડે ત્યારે કોઇ રીતે નભાવવું તો જોઇએ ને ! પણુ હવે તો એ વીશ રૂપીઆ પણુ મળતા નથી. કારણુ કે જે મીલમાં હું નોકરી કરતો હતો ત્યાં મારા ખાતાના ઉપરી જોબરની સાથે તકરાર થવાથી મને પાણીચું મળ્યું છે. એટલે કોઇ નવો ધંધો કરવાની તજવીજમાં હું છું. ધંધો કરવામાં પૈસા તો જોઇએ જ અને એ કારણથી બા પાસે પૈસા લેવાને માટે અહીં આવવાનું સાહસ મેં કર્યું છે.'

'સુરૂભાઇ !' હેમલતા બોલી. તે તથા તેની બા વગેરે સૂર્યકાન્તને સુરૂભાઇ કહીને જ સંબોધતા હતાં: 'તમે પણુ આવેશમાં આવીને કરેલી ભૂલનું કેવું ભયંકર પરિણામ ભોગવી રહ્યા છે। ?'

'શું તું પણુ એમ માને છે કે મેં રઘુનાથનું ખૂન કર્યું હતું ?'

'માત્ર હું જ નહિ પરંતુ આખું મોહનપુર ગામ એમ જ માને છે કે રઘુનાથના ખૂની તમે છે।. અદાલતે પણુ એ જ નિર્ણુય આપ્યો છે. અને બાપુજીનો સ્વભાવ તો તમે જાણો છે।. એક વખત તે કહેતા હતા કે 'જો સૂર્યકાન્તનો પત્તો મને લાગે તો હું જાતે તેને પકડીને ફાંસીને માંચડે ચડાવવાને માટે મોકલી આપું.'

'બહેન ! હેમલતા ! જો તને મારા વચન ઉપર વિશ્વાસ હોય તો હું સત્ય જ કહું છું કે રઘુનાથનો ખૂની હું નથી, પરંતુ તેનો ખૂની તો તેની છોકરી વીણુાનો યાર દિનકર છે.'

'દિનકર! એ વળી કોણ?'

'એને હું નજરે જોયે ઓળખું છું. તે કોણ છે, ક્યાંનો છે, શું કરે છે એ વિષે હું કશું પણ જાણતો નથી. પરંતુ અત્યારે એ વાતનો કશો અર્થ નથી. મારા શબ્દો ઉપર કોઇને વિશ્વાસ બેસે તેમ નથી. એટલે હવે તો મારે મારૂં આખું જીવન અજ્ઞાતવાસમાં જ ગાળવાનું રહ્યું. તે દરમ્યાન ઉદરનિર્વાહ માટે કોઇ ધંધો કરવો જોઇએ. એ ધંધાને સારૂ અત્યારે મને પાંચસો રૂપીયાની જરૂર છે. એટલી રકમ બા પાસેથી મળી શકશે એવી આશાથી હું અહીં આવ્યો છું.' સૂર્યકાન્ત બોલ્યો: 'પણ તું બાને અહીં ન બોલાવી લાવે? એક વખત તેમનાં દર્શન કરી તેમના ચરણને મારાં અશ્રુથી ધોવાની મારી ઇચ્છા છે.'

'અત્યારે એ બની શકે એમ નથી. બા સૂઇ ગયાં છે અને બાપુજી પણ બહારથી ક્યારે આવી પહોંચે તે નક્કી નહિ, એટલે અત્યારે તો તમે જાઓ. આવતી કાલે આ વખતે અહીં આવજો. બાને હું વાત કરીશ.' હેમલતા બોલી: 'પણ સુરૂભાઇ! તમારી સલામતીના સંબંધમાં મને બહુ ચિંતા રહ્યા કરે છે. તમે કહો છો કે તમે નિર્દોષ છો તો શું તમારી નિર્દોષિતા આપણે સિદ્ધ ન કરી શકીએ?'

'શી રીતે સિદ્ધ થઇ શકે? મારી વિરૂદ્ધ પુરાવા મજબૂત છે. અને હું દિનકરાયનું નામ આપું તો પણ જ્યાંસુધી તેનો પત્તો લગાડી ન શકાય ત્યાંસુધી કોઇને મારા વંચન ઉપર વિશ્વાસ ક્યાંથી આવે?'

'એ પણ સાચું. હવે તમે જાઓ! તમારે વધારે વખત અહીં રોકાવું તે ઠીક નહિ. આવતી કાલે રાત્રે તમે પાછા અહીં આવજો. તે દરમ્યાન બાને વાત કરીને મારાની બનતું હું કરીશ.'

# પ્રકરણ ૫મું

## કપિલરાયની કચેરી

મોહનપુરના મધ્યભાગમાં કપિલરાયનું મકાન હતું, અને તેની બાજુમાં જ તેની કચેરી હતી. એ કચેરીમાં તે પોતાના અસીલોની મુલાકાત લેતો હતો. છેલ્લા ચાર દિવસ તે અમદાવાદમાં હતો અને ગઈ કાલે સાંજે આવ્યો હતો, એટલે કેટલુંક કામકાજ ચડી ગયું હતું. તેની વ્યવસ્થા કરતો તે તેના ખંડમાં બેઠો હતો એ વખતે હેમલતા તેની પાસે આવી.

' ઓહો ! હેમલતા ! અત્યારે તું ક્યાંથી ? '

કશો પણ પ્રસ્તાવ કર્યા વગર ગઈ કાલે કપિલરાયના ગયા બાદ પોતાના ભાઈની થએલી મુલાકાત વિષેની તમામ હકીકત હેમલતાએ કપિલરાયને જણાવી. છેવટે તેણે કહ્યું:: ' કપિલરાય ! તમે બાહોશ ધારાશાસ્ત્રી છો, ઘણા કેસોમાં તમને સફળતા મળી છે, તો આ કિસ્સામાં મારા ભાઈને દોષમુક્ત બનાવવાને માટે તમે કંઈક ન કરો ? મારી તો ખાતરી છે કે તમે જરૂર તેમાં સફળ થશો. '

' તેં મને જણાવેલી હકીકત ઉપરથી હું તને એવી કોઈ ખાતરી આપી શકતો નથી, પરંતુ ' પુરૂષપ્રયત્ન અને ફળદાતા ઈશ્વર. ' વળી સૂર્યકાન્ત જો ખરેખર નિર્દોષ જ હોય તો તેને આવા ભયંકર કલંકથી બચાવવો એ હું મારી ફરજ સમજું છું. પરંતુ એ પહેલાં બધી હકીકત મારે તેના મૂખેથી સાંભળવી જોઈએ.'

' એ માટે શું કરીશું ? ' હેમલતા બોલી; તેના અવાજમાં ઉત્કટ આતુરતા હતી: ' એ તમને મળવાને માટે અહીં આવે ? '

' ના. ગામમાં આવવાનું તેને માટે કદાચ સલામત નથી. એને બદલે તો આજે રાત્રે હું તમારા બંગલા પાસે જ તેને મળું એ વધારે ઠીક છે.'

' હં. એક બીજી વાત તમને કહેવાનું હું ભૂલી ગઈ. સુરૂભાઈને પાંચસો રૂપીઆની જરૂર છે. મારી બા પાસે તેમણે માગણી કરી છે.

એટલી રકમ અત્યારે મારી મા પાસે નથી. બેંકમાં તેના રૂપીઆ છે, પરંતુ એ રકમ તો બાંધી મુદતની હોઇ વખત થાય ત્યારે જ મળી શકે. એટલે જો અત્યારે તમે તેની સગવડ કરી આપો તો મોટી કૃપા. પછી મારી બા બેંકમાંથી ઉપાડીને એ રકમ તમને ભરી દેશે.'

'હરકત નહિ! તારે એ રકમ અત્યારે જ જોઇએ છે? જો અત્યારે જ જોઇતી હોય તો બેંકમાંથી મંગાવી આપું. કારણ કે ડાહ્યાભાઇ કચેરીની તીજોરીમાં મોટી રકમ રાખતો નથી.' ડાહ્યાભાઇ કપિલરાયના પિતાના વખતનો વિશ્વાસુ મુનીમ હતો.

'ના. અત્યારે જરૂર નથી. તમે સાથે લાવશો તો ચાલશે.' હેમલતાએ કહ્યું: 'પરંતુ સુરૂભાઇ અહીં આવ્યો છે એ વાત હું મારી બાને જણાવું?'

કપિલરાય હેમલતાની સામે જોઇ રહ્યો: 'તેં શું કહ્યું? હું બરાબર સમજ્યો નહિ.'

'સમજી, હું તમને એ કહેતાં ભૂલી ગઇ હતી. સુરૂભાઇ અહીં આવ્યો છે એવી વાત તો મેં મારી બાને કહી જ ન હતી. મેં તો એમ કહ્યું હતું કે સુરૂભાઇ મુંબઇમાં છે અને તેમને પૈસાની જરૂર હોઇ તેમણે તેમના એક મિત્રને પાંચસો રૂપીઆ લેવા માટે અહીં મોકલ્યો છે. હવે જો તમારી સલાહ પડતી હોય તો હું મારી બાને સાચી હકીકત જણાવું.'

'જરૂર જણાવ! એટલું જ માત્ર નહિ પણ માતાપુત્ર મળી શકે એવી વ્યવસ્થા પણ કરવી જોઇએ. એથી દીવાળીબાના દિલને પરમ શાંતિ મળશે અને તેની અસર તેમની તબીયત ઉપર પણ થશે.' કપિલરાયે કહ્યું: 'પણ હું ધારૂં છું કે એ વખતે રાવ બહાદુર તો બંગલામાં નહિ હોય. એમની હાજરીમાં તેઓ મળી શકે તે બનવું મુશ્કેલ છે.'

'હા. એ વાત સાચી છે. પરંતુ એ વિષે ચિંતા કરવા જેવું નથી. આજે સ્હવારે બાપુજી કહેતા હતા કે તેમના મિત્ર જગતપ્રસાદના નાના દીકરાના જન્મદિનનો મહોત્સવ હોઇ જગતપ્રસાદને ત્યાં રાત્રે પ્રીતિભોજન ગોઠવ્યું છે, એટલે બાપુજી સાંજે ઘેર જમવાના નથી. અને

રાત્રિના આઠ વાગ્યાથી બાર વાગ્યા સુધીનો પ્રીતિભોજનનો કાર્યક્રમ રાખવામાં આવ્યો છે. સુરૂભાઇ રાત્રે નવ અને દશની વચ્ચે આવી પહોંચશે. એટલે તે વખતે બાપુજીની ગેરહાજરી હોઇ કશી હરકત નહિ આવે.'

'બહુ સારૂ ! હું પણ નવ વાગે આવીશ.'

હેમલતા ઉભી થઇને કચેરીના ખંડમાંથી બહાર નીકળી. કપિલ-રાય પણ તેની સાથે પ્રવેશદ્વાર સુધી ગયો. આવું માન એ તેના કોઇ માનવંતા અસીલ સિવાય બીજાને ભાગ્યે જ આપતો. તેણે હેમલતાને વિદાય આપતાં કહ્યું : 'તું કશી ચિંતા કરીશ નહિ. આપણે આપણાથી બનતું જરૂર કરીશું. તારો ભાઇ તે મારો પણ ભાઇ જ છે.' એટલું કહીને તે કચેરીમાં ગયો.

'અહો ! કપિલનો મારી ઉપર કેટલો પ્રેમ ! કેટલો ભાવ ! તે એક ખૂની મનાતા અને સરકારી અદાલતની દૃષ્ટિએ દોષિત કરી ચૂકેલા મારા ભાઇને ફક્ત મારે ખાતર છૂપી રીતે મળવાને તથા સહાય કરવાને અને વળી એ બધી વાત ગુપ્ત રાખવાને તૈયાર થયા છે.' એ રીતે મનોગત વિચાર કરતી તે આગળ વધી ત્યાં કપિલ-રાયના નિવાસસ્થાનના દ્વાર પાસે જાજરમાન દેખાતી ગંગાબહેન તેની નજરે પડી. તે સહેજ ચમકી. ગંગાબહેનની દૃષ્ટિમાંથી છટકવું મુશ્કેલ હતું. ગંગાબહેને તેને પોતાની પાસે બોલાવીને પૂછ્યું : 'અત્યારે અહીં કેમ આવી હતી ? કપિલ પાસે કંઇ કામ હતું ?'

'હા, મારી બાએ મને તેમની પાસે મોકલી હતી.'

'દીવાળીમાશીને એવું શું કામ હતું ?'

'કાયદાની બારીકીને લગતી કેટલીક માહિતી મેળવવી હતી.'

'શી બાબતમાં ?'

'અત્યારે મારે ઉતાવળ છે. મારી બા તમને બધું કહેશે.' એમ કહીને હેમલતા ઉતાવળી ઉતાવળી ગંગાબહેનની નાગચૂડમાંથી છટકીને ચાલી ગઇ.

# પ્રકરણ ૬ઠું

## માતા-પુત્ર મળ્યાં

બરાબર નવ વાગે કપિલરાય રાવ બહાદુરના બંગલે પહોંચ્યો. હેમલતા તેની રાહ જ જોતી હતી. તેણે દરવાજો ખોલ્યો. કપિલરાય અંદર દાખલ થયો. દરવાજો બંધ કરી બંને જણાં બંગલા તરફ ચાલ્યાં. કપિલરાયે પૂછ્યું: 'સૂર્યકાન્ત આવી ગયો છે?'

'ના. પરંતુ હવે તે આવવો જોઇએ.'

'વારૂ. હું આ પાંચસો રૂપીયાની નોટો લાવ્યો છું. એટલે તેને પોતાની સાથે લઇ જવામાં મુશ્કેલી ન પડે.' એમ કહેતાં તેણે ગજવામાંથી પાકીટ કાઢી તેમાંથી સો સો રૂપીયાની ચાર અને દશ દશ રૂપીયાની દશ મળી કુલ પાંચસો રૂપીયાની નોટો હેમલતાને આપી.

તેઓ જે સ્થળે ગઇ કાલે ભાઇ બહેનની મુલાકાત થઇ હતી તે સ્થળે જઇને ઉભાં રહ્યાં. હેમલતાએ કહ્યું: 'સુરૂભાઇ આવે એટલે તેને આપણે મારી બા પાસે લઇ જઇશું ને?'

'ના, એકદમ નહિ. પ્રથમ તો અહીં હું તેને મળીશ, તેની સાથે બધી વાત કરી લઇશ. ત્યારબાદ હું તેને દીવાળીબા પાસે મોકલીશ. જો પેલો આવે છે તે સૂર્યકાન્ત જ હોય એમ લાગે છે. તું દીવાળીબા પાસે જા. તેમને આ નોટો આપજે અને કહેજે કે એ રકમ પાછી આપવાની ખાસ ઉતાવળ કરવાની જરૂર નથી. જ્યારે અનુકૂળતા આવે ત્યારે મને આપે.'

હેમલતા તેની બા પાસે જવા લાગી. તેને અટકાવીને કપિલરાયે પુછ્યું: 'રાવબહાદુર તો બરાબર આઠ વાગે જગતપ્રસાદને ત્યાં ગયા હશે. મને પણ જગતપ્રસાદનું આમંત્રણ મળ્યું હતું. પરંતુ મારી તબીયત ઠીક નહિ હોવાનું બહાનું કાઢીને મેં હાજરી આપવાની અશક્તિ જણાવી હતી. વારૂ, આ બંગલામાં અત્યારે કોઇ તમારા નોકરમાંથી હાજર છે કે નહિ?'

'ના, અત્યારે તો અહીં કોઇ નથી. અમારી જે કામ કરનારી બાઇ છે તે તો સાંજે પરવારીને ચાલી જાય છે. અને રાંધનાર બાઇ અહીં મારી બા પાસે સુવે છે ખરી, પરંતુ તેમની દીકરીની સુવાવડનો પ્રસંગ હોઇ તેને પીયરમાં બોલાવી હોવાથી હમણાં પોતાને ઘેર સુવે છે. એથી ગઇ કાલે પણ એ બેમાંથી અહીં કોઇ ન હતું અને આજે પણ નથી.'

'એ ઠીક થયું. નહિતર......'

એ જ વખતે સૂર્યકાન્ત ત્યાં આવી પહોંચ્યો. કપિલરાયને જોઇને તે ચમક્યો. પરંતુ હેમલતા સહેજ આગળ આવીને બોલી: 'સુરૂભાઇ: ડરશો નહિ. કપિલરાયને આપણી ગઇ કાલની મુલાકાતની હકીકત મેં જણાવી છે. અને તમે પણ તેમને તમામ હકીકત જણાવજો. એ આપણને પૂરી મદદ કરશે. તમારી વાતચીત પૂરી થાય તે પછી તમે બા પાસે આવજો. બાપુજી બહાર ગયા છે અને મોડા આવવાના છે, એટલે બાને મળવામાં કશો વાંધો નહિ આવે.'

એ પ્રમાણે કહીને હેમલતા ચાલી ગઇ. પછી નજીકમાં વૃક્ષઘટાની નીચે એક મોટો પત્થર પડયો હતો તેની પાસે જઇને બંને જણા તેની ઉપર બેઠા અને કપિલરાયે કહ્યું: 'સૂર્યકાન્ત! હેમલતા કહેતી હતી કે તમે બિલકુલ નિર્દોષ છો અને રઘુનાથનો ખૂની કોઇ બીજો જ છે. શું એ વાત સાચી છે?'

'હા, તે વાત તદ્દન સાચી છે.'

'તો પછી તમારે અહીંથી નાસી જવાનું કારણ શું?'

'જેના વડે ખૂન થયું હતું તે પિસ્તોલ મારી હતી. એથી હું ગભરાયો અને ડરનો માર્યો નાસી ગયો.' સૂર્યકાન્તે જણાવ્યું: 'પરંતુ હું તમને શરૂથી માંડીને બધું કહું એટલે ખરી વસ્તુસ્થિતિ તમારા ખ્યાલમાં આવી જશે.'

'મારા બાપુજીનો સ્વભાવ કેટલો કડક છે, એ તો તમે જાણો છો. તેમના એ સ્વભાવને કારણે જ હું મોટે ભાગે મારો સમય ઘરની

બહાર પસાર કરતો હતો. અને એ રીતે બહાર ભટકવાના છંદમાં રઘુનાથની છોકરી વીણાની સાથે મારો સંબંધ બંધાયો. જો મારા વચનમાં તમને શ્રદ્ધા હોય તો મારી એટલી વાત સ્વીકારજો કે હું લાયક ઉમરનો બનું અને મારા બાપુજીથી સ્વતંત્ર થાઉં ત્યારબાદ વીણાની સાથે લગ્ન કરવાનો મારો વિચાર હતો. મારા બાપુજીની તો તેમાં કદી પણ સંમતિ મળે તેમ ન હતી એ તમે સમજી શકો છો.'

'પરંતુ વીણાનો તમારા ઉપર પ્રેમ હતો ખરો ?'

'એ હું ચોક્કસપણે કહી શકતો નથી. કેટલીક વાર મને એમ લાગતું કે વીણાનો મારી ઉપર અતોનાત પ્રેમ છે, તો કોઇવાર વીણાનું મારી તરફનું વર્તન ઉપેક્ષાભર્યું પણ જણાતું અને પેલો દિનકર અમારી વચ્ચે આડખીલીરૂપ બન્યો હોય એમ પણ મારા મનને થતું. કારણ કે કેટલીક વાર વીણા મને અમુક દિવસે તેને ઘેર આવવાની ના કહેતી. તેનું કારણ એ હતું કે તે દિવસે તે દિનકરની રાહ જોતી હતી. હું તથા દિનકર બેઉ સાથે તેને ત્યાં ગયા હોઇએ એવું કદિ બન્યું નથી.'

'દિનકર કોણ ? મેં તો તેનું નામ પણ સાંભળ્યું નથી.'

'તમે તો શું, પરંતુ મોહનપુરમાં તેને કોઇ પણ ઓળખતું નહિ હોય. કારણ કે તે છૂપી રીતે અહીં આવતો હતો.'

'અને વીણાની સાથે આડો સંબંધ ધરાવતો હતો એમ તમારૂં કહેવું છે ને ?'

'હા. એ મોટરસાઇકલ ઉપર અહીં આવતો. એકાદ બે કલાક વીણા સાથે પસાર કરીને ચાલ્યો જતો. જો તેનો બાપ ઘેર હોય તો તેઓ બહાર ભટકતાં અને રઘુનાથ ઘેર ન હોય તો તેઓ ઘરની અંદર જ ગુફતેગો કરતાં.'

'વારૂ ! આપણે મુદ્દાની વાત પર આવીએ. જે સાંજે રઘુનાથનું ખૂન થયું, તેની વિગત મને આપો.'

'રઘુનાથની પિસ્તોલ બગડી ગઇ હતી. એટલે તેણે મારી પાસે પિસ્તોલની માગણી કરી હતી અને હું સાંજે વીણાને મળવા જવાનો :

હતો તેથી પિસ્તોલ મારી સાથે લઇ ગયો. મને જોતાં જ વીણા બારણા પાસે આવી. તેણે જુદાં જુદાં બહાનાં કાઢીને મને ઘરમાં દાખલ થવા ન દીધો અને બીજે દિવસે આવવાનું કહ્યું, એટલે મારી પિસ્તોલ તેના બાપને આપવાનું કહીને હું ત્યાંથી ચાલી નિકળ્યો. વળી મેં તેને એમ પણ કહેલું કે આ પિસ્તોલ ભરેલી છે માટે સંભાળીને મૂકજે. અમે વાતો કરતાં હતાં તે વખતે લક્ષ્મણ ત્યાંથી પસાર થયો હતો. તે પાછું વાળીને અમારી તરફ જોતો જતો હતો.

'મારા મનમાં શંકા ગઇ હતી કે અત્યારે વીણાએ દિનકરને ઘરમાં છૂપાવેલો હોઇ મને અંદર દાખલ થવા દીધો નથી. એ શંકાના નિરસન માટે હું મકાનથી થોડે દૂર ગાઢી વૃક્ષઘટા છે તેની વચ્ચે જઇને છુપાઇ રહ્યો. એ વખતે પણ લક્ષ્મણ મારી નજીકથી પસાર થયો. હું અહીં શા માટે છુપાઇ રહ્યો છું એ વિષે તેણે મને પ્રશ્ન કર્યો. પરંતુ તેને કશો જવાબ નહિ આપતાં હું સહેજ ઉંડાણમાં જઇને બીજી વૃક્ષઘટામાં છુપાયો. તેણે પારકી પંચાત શા માટે કરવી જોઇએ? પાએક કલાક થઇ હશે ત્યાં પિસ્તોલનો અવાજ વીણાના મકાન તરફથી આવ્યો હોય એમ મને લાગ્યું. પ્રથમ તો મેં માન્યું કે કદાચ કોઇએ કબૂતરનો શિકાર કર્યો હશે. પરંતુ પાછળથી મને ખબર પડી કે એ અવાજ રઘુનાથના ખૂનીએ કર્યો હતો. હવે મારે કેટલો સમય પેલા બદમાશની રાહ જોતા અહીં ઉભા રહેવું તેનો હું વિચાર કરતો હતો ત્યાં મોહન દોડતો રઘુ-નાથના મકાન તરફ જતો મારી દૃષ્ટિએ પડયો.'

'અને તમે દિનકરને ત્યાં જોયો હતો કે નહિ?'

'હા. એક બાજુએથી મોહન એ તરફ ગયો જ્યારે એ જ મકાન તરફથી દિનકર હું છૂપાયો હતો તે બાજુએ દોડતો આવતો દેખાયો. તેનો દેખાવ જોઇને હું ચમકયો. તેના ચહેરા ઉપર ભય અને ગભરાટનાં સ્પષ્ટ ચિહ્ન હતાં. એકાદ મીનીટમાં જ તેની મોટર-સાયકલનો અવાજ મારા સાંભળવામાં આવ્યો. આ માણસ આમ એકા-

એક શા માટે પલાયન થઇ ગયો હશે ? શું તેને વીણા સાથે કાંઇ ઝઘડો થયો હશે ? એ વિચાર મારા મનમાં આવતાં હું વીણાના મકાન તરફ દોડયો, પરંતુ અંદર દાખલ થતાં રઘુનાથનું શબ મારી દૃષ્ટિએ પડયું. તે મરણ પામ્યો હતો. તેની બાજુમાં લોહીનું ખાબોચીયું ભરાયું હતું. મારી પિસ્તોલ તેની નજીકમાં પડી હતી. તેને છાતીમાં જખમ થએલો દેખાતો હતો.'

સૂર્યકાન્ત શ્વાસ લેવાને થંભ્યો. કપિલરાય કશું પણ બોલ્યા વગર તેની સામે જોઇ રહ્યો.

સૂર્યકાન્તે પુનઃ ચલાવ્યું : 'મેં વીણાને બૂમ મારી. પરંતુ કશો જવાબ ન મળ્યો. મારા મનમાં ગભરાટ છૂટયો. હું ભયથી ત્રસ્ત બની ગયો. રઘુનાથના જખમી શબ પાસે મારી પિસ્તોલ પડી હતી. એથી સ્વાભાવિક રીતે જ મને એમ થયું કે આ પિસ્તોલ અહીંથી મળી આવે તે મારે માટે જોખમભર્યું છે. એટલે પિસ્તોલ ઉપાડીને હું ત્યાંથી પલાયન થવાને તૈયાર થયો. પરંતુ બારણા પાસે આવ્યો તે જ વખતે પેલો લક્ષ્મણ એ બાજુએ થઇને પસાર થતો મારી નજરે પડયો. એથી હું વિશેષ ગભરાયો. લક્ષ્મણ મારા હાથમાં પિસ્તોલ જુએ તો તે મારે માટે શું ધારે ? એ વિચારથી પિસ્તોલને મકાનમાં ફગાવી દઇ, મેં ત્યાંથી દોડવા માંડયું. લક્ષ્મણે મને બૂમ પાડી, પરંતુ મેં તેને કશો જવાબ આપ્યો નહિ.'

'અદાલતમાં તો કોઇએ તમારી વિરૂદ્ધમાં આ પ્રકારની હકીકત જણાવી જ નથી.' કપિલરાયે જણાવ્યું.

'એ ગમે તેમ હોય, પણ હું ઉતાવળા પગલે ત્યાંથી ચાલતો થઇ ગયો. રસ્તામાં મને મોહન મળ્યો. મેં તેને પૂછ્યું કે તેણે દિનકરને મોટરસાઇકલ પર જતો જોયો હતો ?'

'મોહને જવાબ આપ્યો: 'દિનકર વળી કોણ ? મેં તો દિનકર-ફીનકર કોઇને જોયો નથી.'

'મેં પૂછ્યું: 'તમે પિસ્તોલનો અવાજ સાંભળ્યો હતો ?' તેણે કહ્યું: 'હા, પણ હું માનું છું કે એ અવાજ લક્ષ્મણે કર્યો હશે. જો કે આવો સવાલ કરવામાં તમારો શો હેતુ છે, તે હું સમજી શકતો નથી.' એટલે મેં તેને ફરીથી પૂછ્યું: 'પણ તમે ખાત્રીપૂર્વક કહો છો કે દિનકરને તમે જોયો જ નથી ?'

''હા, ભાઇ હા. મેં તો અહીં હું, તમે અને લક્ષ્મણ સિવાય ચોથા કોઇને પણ જોયેલ નથી.' તેના એ શબ્દો ઉપરથી મારી ખાત્રી થઇ કે તે સાચું જ બોલતો હતો, એટલે તેનાથી છૂટો પડીને મેં ચાલતી પકડી.'

'અને એ જ રાત્રે અહીંથી પલાયન થઇ જવામાં તમે ભયંકર ભૂલ કરી હતી. જો તમે અહીં રહ્યા હોત તો તમારા બચાવનો માર્ગ કદાચ મળી આવત.' કપિલરાયે જણાવ્યું.

'તમને ભલે એ મારી ભૂલ લાગતી હોય, પરંતુ સંયોગોએ મને એમ કરવા પ્રેર્યો હતો. એ વખતે મારે ઘેર નહિ જતાં હું અન્ય સ્થળે જઇને છુપાયો. હવે તો પોલીસ વગેરે આવી ગયા હશે અને રઘુનાથના મડદાને તેના મકાનમાંથી ઉપાડી ગયા હશે એમ માનીને ચારેક કલાક પછી હું તે મકાન પર ગયો, વીણાને મળ્યો. પરંતુ તેણે તો મને જોતાં જ ગોંધીયારૂં કરવા માંડયું અને જાણે મેં જ તેના બાપનું ખૂન કર્યું હોય, એવી રીતે તે બોલવા લાગી. તેના બૂમબરાડાથી આસપાસના માણસો એ તરફ આવતા જણાયા, એટલે પકડાવાની બીકે હું ત્યાંથી પલાયન થઇ ગયો અને અહીંથી ચાર માઇલ દૂર એક ગામમાં મારો ઓળખીતો છે તેને ત્યાં જઇને છુપાઇ રહ્યો. ત્રણેક દિવસ તેને ત્યાં રોકાયો. તે દરમ્યાન મારા જાણવામાં આવ્યું કે હું જ ખૂની છું એવો પૂરાવો વીણાએ પોલીસમાં આપ્યો હતો. તેણે એમ કહ્યું હતું કે હું તેના બાપ રઘુનાથને મળવાને માટે આવ્યો હતો અને તે તો બહાર ફળીયામાં બેઠી હતી. થોડી વારે પિસ્તોલનો અવાજ તેણે સાંભળ્યો. અને પછી

તે જ્યારે ઘરમાં ગઈ ત્યારે તેણે લક્ષ્મણને તેના બાપના મડદા પાસે ઉભેલો જોયો. જે પિસ્તોલ મડદા પાસે પડી હતી, તે મારી જ હતી એમ પણ તેણે કહ્યું. આ રીતે મારી વિરૂદ્ધ સજ્જડ પુરાવો હોવાનું જણાતાં હું મારી સલામતીને ખાતર આ પ્રદેશનો ત્યાગ કરીને ચાલ્યો ગયો. પરંતુ કપિલરાય! તમને મારા શબ્દોમાં વિશ્વાસ બેસે છે ખરો?'

'સૂર્યકાન્ત! જો હું એક વકીલ તરીકે જવાબ આપું તો તમારી હકીકત સાચી છે કે નહિ તેનો નિર્ણય કરતાં પહેલાં મારે કેટલાક બીજા પુરાવા મેળવવા જોઈએ. વારૂ, પણ આ દિનકરરાય કયા ગામનો છે, એ વિષે તમે કાંઈ જાણો છો ખરા?'

'હા, એ શામળપુરનો જમીનદાર છે અને ખૂબ પૈસાદાર છે એમ એક વાર વીણાએ મને કહ્યું હતું.'

'તેના દેખાવનું તમે વર્ણન આપી શકશો?'

'તેની ઉમર અત્યારે ચોવીશ પચીશ વર્ષની હશે. તે શરીરે ઉંચો, સહેજ પાતળો અને ચહેરેમહોરે કાંઈક દેખાવડો ખરો. વળી તેની મૂછોને પોમેડમ લગાવીને બે બાજુએ લાંબી શેડ કાઢવાનો તેને શોખ હતો. તેના પોશાકમાં અને ઠઆઠબ ઉપરથી કોઈ પણ માણસ એમ કહી શકે કે તે સુખવસ્તુ શ્રીમંત કુટુંબનો નબીરો હોવો જોઈએ.'

'જો એમ હોય તો શામળપુરના જમીનદાર જે દિનકરરાય છે તે આ નહિ. કારણ કે એ દિનકરરાય તો પરણેલા છે, તેમને બે બાળકો છે અને તેમના જેવા સજ્જન આવી રીતે વીણાની પાસે આવે એ કદી પણ માની ન શકાય. વારૂ, હવે મારે તમને વિશેષ કશું પણ પૂછવાનું નથી. દીવાળીબા તમારી રાહ જોતાં હશે. એટલે માતા-પુત્ર મળો. હું હવે જાઉં છું.'

સૂર્યકાન્ત બંગલા તરફ ગયો. કપિલરાય ત્યાંથી નિકળીને તેના મકાનમાં દાખલ થયો.

તેને ત્યાં ગંગાબહેનને મદદ કરવાને માટે જમના નામની એક સ્ત્રીને નોકર તરીકે રાખવામાં આવી હતી. એ જમના વીણાની કાકાની દીકરી થાય. એટલે કદાચ તેની પાસેથી કાંઇક માહિતી મળશે, એવા હેતુથી જમનાને તેણે પોતાની પાસે બોલાવી અને પૂછ્યું: 'જમના! વીણાનો તારા ઉપર પત્ર આવે છે ખરો?'

'વીણાનો પત્ર! અને તે મારા ઉપર! સાહેબ! તેના બાપના ખૂની પેલા સૂર્યકાન્તની સાથે નાસી ગયેલી એ છોકરીનું તો હું મોઢું જોવા જ ચાહતી નથી. તો પછી એની સાથે મારો પત્રવ્યવહાર શાનો હોય?'

'શું તું એમ માને છે કે તે સૂર્યકાન્ત સાથે નાસી ગઇ છે?'

'હું તો શું પણ આખું ગામ એમ માને છે. તેના બાપનું કારજ પત્યું કે તુરત જ તે કોઇને કહ્યા વગર અહીંથી ચાલી ગઇ છે. એટલે સ્વાભાવિક રીતે જ એમ માનવું રહ્યું કે તે સૂર્યકાન્તની પાછળ ગઇ હશે. તેમણે અગાઉથી જ એ રીતની સંતલસ કરી રાખી હશે.'

'પણ તેની પાસે સૂર્યકાન્ત સિવાય એક બીજો દિનકર નામનો જુવાન આવતો હતો એ તું જાણે છે ખરી?'

'હા, એક વાર તે વીણા પાસે બેઠો હતો અને હું ત્યાં જઇ ચડી એટલે તે તુરત ત્યાંથી ચાલી નિકળ્યો હતો. તેથી વીણાને પૂછતાં તેણે કહ્યું હતું કે તે શામળપુરનો વતની છે અને તે તેના બાપને ઘણી બાબતમાં મદદગાર બને છે. એથી વિશેષ હું કશું જાણતી નથી.'

'એનું નામ દિનકર છે એમ તો તને તેણે કહ્યું જ હશે.'

'હાસ્તો વળી! નામ તો જણાવવું જ પડે ને!'

'એ દિનકરને જોઇને તારા મન પર કેવી છાપ પડી હતી?'

'સાહેબ! સાચું કહું તો મને એ આજકાલના છેલબટાઉ ફેશનદાર જુવાનીયા જેવો લાગતો હતો, તેણે ભભકાબંધ કપડાં પહેર્યાં હતાં. તેના ખમીસ અને કોટનાં બટન સોનાનાં હતાં. તેના બૂટ પણ

ચકચકિત લાગતા હતા. તેના દેખાવ ઉપરથી તે જાણે કોઇ શ્રીમંત માણસ હોય એમ લાગતું હતું.'

'અને તે મૂછો રાખતો કે આજકાલના જુવાનોની માફક સફાચટ બનાવતો?'

'ના, ના. તેની મૂછો તો લાંબી અણીદાર હતી.'

'વારૂ, કદાચ વીણા એ દિનકરરાયની સાથે ચાલી ગઇ હોય તો?'

'ના, સાહેબ! હું એમ નથી માનતી. કોઇ પણ એમ નહિ માને. સૂર્યકાન્ત અને વીણાનો સંબંધ ઘણા વખતથી હતો. એટલે મારી તો ખાતરી છે કે તેની સાથે જ વીણા ઉપડી ગઇ છે.'

'બહુ સારૂ. હવે તમે સુઇ જાઓ!'

* * *

અહીં માતા-પુત્ર મળ્યાં, બંને ખૂબ રડયાં. સૂર્યકાન્તે જે હકીકત કપિલરાયને જણાવી હતી તે ટુંકાણમાં તેની માતા અને બહેનને પણ જણાવી, પોતે પૂર્ણપણે નિર્દોષ હોવાની તેમને ખાતરી આપી. લગભગ વીશ પચીશ મીનીટ તેમની મુલાકાત ચાલી. હવે સમય થવા આવ્યો હતો. રાવ બહાદુર અચાનક આવી પહોંચે એવી બીતિ હતી. એટલે બેઉની અનિચ્છા છતાં તેમનો જુદાં પડયા વગર છુટકો ન હતો.

માતાએ કહ્યું: 'બેટા! લે આ પાંચસો રૂપીયા. બીજા જોઇએ તો મંગાવજે. દુ:ખી ન થઇશ. મને તો ખાતરી છે કે પ્રભુ આપણા ત્રાજવે બેસશે અને કપિલરાય તને નિર્દોષ ઠરાવવામાં સફળ થશે.'

'હા, બા! હું પણ એમ જ માનું છું. હવે હું રજા લઇશ. તમે મારી ચિંતા કરશો નહિ.' સૂર્યકાન્ત બોલ્યો. પછી તેણે હેમલતાને ઉદ્દેશીને કહ્યું: 'બહેન! બાને મુંઝાવા દઇશ મા! હું જ્યાંસુધી પાછો ન આવું ત્યાંસુધી તું જ તેનો ખરો દીકરો છે.'

અને પ્રેમાળ માતાને રડતી મૂકીને પોતાની આંખો લૂછતો સૂર્યકાન્ત વિદાય થઇ ગયો.

## પ્રકરણ ૭મું

### પુનઃ ઇન્દિરાભવનમાં

ગત પ્રકરણમાં વર્ણવેલી ઘટનાને પુષ્કળ દિવસો થઇ ગયા છે. ઇન્દિરાભવન વેચાઇ ગયું છે. તેનો માલિક કપિલરાય બન્યો છે. પરંતુ જનતાની દૃષ્ટિથી આ હકીકત છૂપી રાખવામાં આવી છે. સંભવ છે કે એ વેચાણની રકમ પોતાને મળ્યાનું લ્હેણદારોના જાણવામાં આવે તો તેઓ તેમની રકમને માટે તગાદો કરે એવી મનમોહનરાય દેસાઈને બીતિ હોય ! ગમે તેમ પણ ઇન્દિરાભવન તેની અંદરના તમામ ફરનિચર સાથે કપિલરાયે ખરીદી લીધેલું હોવા છતાં એ વાત તેણે પણ છૂપી જ રાખી છે. માત્ર તેના વિશ્વાસુ મુનિમ ડાહ્યાભાઇ સિવાય બીજું કોઇ પણ જાણતું નથી, ગંગાબ્હેન પણ નહિ.

દેસાઇજી કેટલોક સમય સુધી તબીબી સારવારને માટે મુંબઇ અને અમદાવાદ રહ્યા હતા. તેમની પુત્રી ઇન્દિરા પણ તેમની સાથે જ હતી. તેમના સંધીવાના દરદમાં ખાસ સુધારો થયો ન હતો, જો કે પહેલાં કરતાં તેમના શરીરમાં શક્તિ કાંઇક વધી હતી. હમણાં ચાર–પાંચ દિવસ થયા તે તથા ઇન્દિરા મોહનપુરમાં આવ્યાં હતાં અને ઇન્દિરા-ભવનમાં રહેતાં હતાં.

આજે મોહનપુરની અંગ્રેજી શાળામાં અભ્યાસ કરતાં વિદ્યાર્થી અને વિદ્યાર્થિનીઓને ઇનામ આપવાનો સમારંભ હતો. પોતાની શરીરસ્થિતિ બરાબર ન હોવા છતાં પણ દેસાઇજીએ આ સમારંભનું પ્રમુખસ્થાન સ્વીકાર્યું હતું.

શાળાના સંચાલકો તરફથી મોહનપુરના અગ્રગણ્ય અને પ્રતિષ્ઠિત ગૃહસ્થોને આ સમારંભમાં સહકુટુમ્બ હાજરી આપવાનાં નિમંત્રણપત્રો મોકલવામાં આવ્યાં હતાં.

દીવાળીબા તો સદાય માંદાં જ રહેતાં એટલે તે સમારંભમાં ભાગ લઇ શકે તેમ ન હતાં. રાવબહાદુર તો તેમના મિત્રોની સાથે તેમના મંડળમાંથી સીધા સમારંભમાં જવાના હતા. ગંગાબ્હેન આજે સ્હવારે દીવાળીબાની તબીયત જોવા આવેલાં તે વખતે સમારંભમાં હાજરી આપવાનો પોતાનો ઇરાદો તેમણે જણાવેલો. એથી એમ નક્કી થયેલું કે હેમલતાએ તેમને ત્યાં જવું અને ત્યાંથી કપિલરાય તથા ગંગાબ્હેન સાથે સમારંભમાં જવું. મેળાવડો ખલાસ થયા બાદ કપિલ હેમલતાને અહીં પહોંચાડી જશે એમ પણ ગંગાબ્હેને કહેલું.

મેળાવડો સ્હાંજે પાંચ વાગે હતો. એટલે ચાર વાગે હેમલતા ગંગાબ્હેન પાસે ગઇ. ત્યાંથી પોણાપાંચ વાગે કપિલરાય તથા તેઓ શાળાના મકાનમાં ગયાં.

થોડી વાર થઇ, પાંચના ટકોરા થયા, બહાર બેન્ડ વાગવા લાગ્યું. 'કોણુ આવ્યું ?' સ્વાભાવિક રીતે જ હેમલતાના મુખમાંથી પ્રશ્ન સરી પડયો.

'કેવો સવાલ ! મનમોહનરાય દેસાઇ તથા તેમની પુત્રી જ તો !' ગંગાબ્હેન બોલ્યાં.

બધાંની નજર પ્રવેશદ્વાર તરફ ગઇ. શાળાનો વહિવટ કરતી સમિતિના પ્રમુખ તથા હેડ માસ્તરની સાથે મનમોહનરાય ખોડંગતે પગે ચાલતા આવતા હતા. તેમનો એક હાથ હેડમાસ્તરના ખભા પર હતો, બીજા હાથમાં લાકડી હતી. તેમની બાજુમાં ઇન્દિરા ચાલતી હતી. સર્વ તેની સામે એકી ટશે જોઇ રહ્યાં હતાં. ઇન્દિરાનું સૌંદર્ય આકર્ષક હતું અને તેણે ધારણ કરેલાં વસ્ત્રાલંકારો પણ એ સૌંદર્યને વિશેષ આકર્ષક બનાવતાં હતાં. કેમ જાણે સ્વર્ગમાંથી સાક્ષાત્ ઉર્વશી ઉતરી આવી હોય !

તેઓ નિમંત્રિત સમુદાયની વચ્ચે થઇ, સહુનું નમન ઝીલતાં મધ્યમાં ખાસ તૈયાર કરવામાં આવેલા ઉચ્ચાસન તરફ જતા હતા.

એ ઉચ્ચાસન ઉપર અધ્યક્ષ તથા અહીંના સરકારી, ઓફીસરો અને અગ્રગણ્ય ગૃહસ્થો વગેરેને માટે ખુરશીઓ ગોઠવવામાં આવી હતી. અન્ય મહેમાનોને માટે નીચે બે બાજુએ ઉચ્ચાસન તરફ મુખ રહે તે રીતે ખુરશીઓ ગોઠવીને વચ્ચે રસ્તો રાખવામાં આવ્યો હતો. એ રસ્તાપર લાલ વસ્ત્ર બિછાવવામાં આવ્યું હતું.

આસપાસ દૃષ્ટિ કરતાં દેસાઇજીની નજર સ્વાભાવિક રીતે જ કપિલરાય ઉપર ઠરી. તે બોલ્યાઃ 'અહો, કપિલરાય! અહીં કેમ બેઠા છો? ચાલો, ચાલો મારી સાથે.'

દેસાઇના આમંત્રણનો ઇન્કાર થઇ શકે તેમ ન હતો. કપિલરાય ઉભો થયો. તેણે દેસાઇ તથા ઇન્દિરાને નમન કર્યું અને 'હું દેસાઇજી પાસે બેઠો છું' એવા ભાવપૂર્વક ગંગાબ્હેન તથા હેમલતા તરફ દૃષ્ટિ કરીને તે દેસાઇજી સાથે ચાલ્યો.

તેમણે બેઠક લીધી. દેસાઇની જમણી બાજુએ ઇન્દિરા તથા તેની જમણી બાજુએ કપિલરાય બેઠો.

કપિલરાયને ત્યાં જતી વખતે તથા તેની સાથે અહીં આવતી વખતે હેમલતાના દિલમાં કોઇ અનેરા ભાવ પ્રકટતા હતા. તેમાં આ એક તદ્દન નજીવી અને સામાન્ય લાગતી ઘટનાએ તેના હૃદય પર ભારે આઘાત કર્યો. કપિલ તથા ઇન્દિરાને વાતો કરતાં તે જોતી હતી અને તેના દિલમાં કાંઇનું કાંઇ થતું. ઇન્દિરાની પાસે પોતે જાણે બિલકુલ ઝાંખી પડી જતી હોય એમ તેને લાગતું હતું.

સમારંભના કાર્યનો આરંભ થયો. હેડ માસ્તરે અહેવાલ વાંચ્યો અને પછી સમિતિના પ્રમુખે પ્રાસ્તાવિક ભાષણ કર્યું. ત્યારબાદ વિદ્યાર્થીઓના સંવાદ થયા, બે-ચાર વિદ્યાર્થીઓએ અંગબળના ખેલ કરી બતાવ્યા, વિદ્યાર્થિનીઓના પણ સંવાદ અને ગરબા થયા. પરંતુ હેમલતાનું લક્ષ એ તરફ ન હતું. તે તો ઇન્દિરા અને કપિલરાયની તરફ જ મીટ માંડીને જોઇ રહી હતી.

ઇન્દિરા અને કપિલરાય જાણે ખૂબ પરિચિત હોય તે રીતે વાતો કરતાં હતાં. એ જોઇને હેમલતાનો જીવ કળીએ કળીએ કપાતો હતો.

ઇનામો વહેંચાયાં, સમારંભના અધ્યક્ષનું ઔપચારિક ભાષણ થયું, તેમનો આભાર મનાયો, પુલહાર થયા.

સમારંભ ખલાસ થયો, બધા ઉઠયાં. તે વખતે દેસાઇએ કહ્યું: 'કપિલરાય! મારે તમારી સાથે કેટલીક જરૂરી વાતો કરવી છે. એટલે તમે મારી સાથે ચાલો. અને અત્યારે જમવાનું પણ મારી સાથે જ રાખજો.'

દેસાઇ તેમના અદાલતને લગત કામકાજમાં હમણાં હમણાં પોતાના વકીલ વિનયચંદ્ર ખારોડની સાથે કપિલરાયની પણ સલાહ લેતા. એટલે તેમના આ સૂચનમાં કપિલરાયને કશું અસ્વાભાવિક લાગ્યું નહિ. તેણે તેની બ્હેન પાસે જઇને કહ્યું: 'ગંગાબ્હેન! દેસાઇજીને મારૂં થોડું કામ છે. કાયદાની બાબતમાં કેટલીક સલાહ લેવી છે એટલે હું તેમની સાથે જાઉં છું. જમીશ પણ ત્યાં જ. તમે મારી રાહ ન જોશો. હવે હું હેમલતાને પહોંચાડવા તેને ત્યાં નહિ જઇ શકું, તો તમે તેને પહોંચાડીને ઘેર જજો.'

'ના–ના, ગંગાબ્હેનને તકલીફ શા માટે આપવી? હું એકલી જઇ શકીશ.' હેમલતા બોલી. તેના અવાજમાં માનભંગથી પેદા થયેલો વિષાદ હતો.

'નહિ–નહિ, ગંગાબ્હેન તને પહોંચાડવા આવશે.' કપિલ [illegible] ભાવથી બોલ્યો: 'અને એમ નહિ તો હું રાવ બહાદુરને કહું. તેમની સાથે તું જજે, એકલી નહિ.'

'એવું શા માટે? હું તેને પહોંચાડીને પછી જ ઘેર જઇશ.' ગંગાબ્હેને કહ્યું અને વાત પતી ગઇ.

કપિલ દેસાઇજી સાથે તેમની મોટરમાં ઇન્દિરાભવનમાં ગયો. દેસાઇજીએ કહ્યું: 'પ્રથમ આપણે ભોજનકાર્યને પતાવી લઇએ. પછી વાતો કરીએ.'

ભોજન પતી ગયું. ત્રણે જણાંએ જમી લીધું. દેસાઇજી કપિલને તેમનાં ખંડમાં લઇ ગયા અને હુક્કો ગગડાવતા તેની સાથે વાતો કરવા લાગ્યા. અદાલતમાં તેમની ઉપર એક–બે દાવા ચાલતા હતા તેને લગતી વાતો હતી. એ વાતોને આપણા કથાપ્રસંગ સાથે ખાસ નિસબત ન હોઇ અહીં તેનો ઉલ્લેખ આવશ્યક નથી.

એ દરમ્યાન ઇન્દિરા પોતાના ખંડમાં ગઇ. વનિતા વિશ્રામમાં તેણે ગાયન–વાદનનું શિક્ષણ મેળવ્યું હતું. તે હારમોનીયમ ઉપરાંત દિલરૂબા પણ સરસ બજાવતી હતી. એટલે તેણે દિલરૂબા કાઢ્યું, તેના તાર ઉપર તેની કોમળ આંગળીઓ ફરવા લાગી–જાણે નાચવા લાગી, અને તેની અંદરથી નિકળતા સૂરની સાથે તેના કંઠનો મધુર રવ એકરૂપ બનીને માત્ર તેના ખંડને જ નહિ, પણ આખા ઇન્દિરાભવનને કોઇ અનેરા ગુંજારવથી ભરી દેવા લાગ્યો.

કપિલરાય દેસાઇને તેમના કેસની બાબતમાં પોતાનો અભિપ્રાય દર્શાવતો હતો, પણ અચાનક બોલતાં બોલતાં તે અટકી ગયો. ઇન્દિરાના આલાપ પ્રત્યે તેના કાન મંડાયા.

'ઇન્દિરાગૌરી સરસ ગાય છે, નહિ વારૂ ?' તે બોલ્યો.

'અને દિલરૂબા ઉપર તેની આંગળીઓ પણ સરસ ચાલે છે. પરંતુ તે આપણને તેના મધુર આલાપથી મુગ્ધ બનાવી રહી છે, એની તો તેને કલ્પના પણ ક્યાંથી હોય ?' દેસાઇજીએ કહ્યું.

બરાબર છે. આ લોકો પોતાના સંગીતનું પાન કરી રહ્યા છે તેનો ઇન્દિરાને ખ્યાલ પણ ન હતો. તે તો તાનમાં ને તાનમાં દિલરૂબા પર આંગળીઓ ચલાવતી એક પછી એક ગત છોડતી હતી, અને તેના કંઠસ્વરનું પાન કરવામાં અત્યારે કેટલી રાત્રિ વીતી ગઇ છે, તેનું પણ કપિલ ભાન ભૂલી ગયો હતો !

## પ્રકરણ ૮મું

### મોહન શું કહે છે?

મનમોહનદાસ દેસાઈને અહીં આવ્યાને એક મહિનો થઈ ગયો છે. સંધીવાનો દુઃખાવો પહેલાં કરતાં ઘણો ઓછો થઈ ગયો લાગે છે. હવે તો તેઓ હાથમાં લાકડી રાખીને મકાનમાં તથા બગીચામાં ધીમે ધીમે હરીફરી શકે છે. કપિલરાય રોજ સાંજે તેમની પાસે આવે છે, કોઈ વખત મોડું થાય તો રાત્રિભોજન ત્યાં પણ કરી લે છે. ઇન્દિરાભવનનો અઘાટ વેચાણનો દસ્તાવેજ થઈ ગયેલો હોવાથી આ મકાનનો કબજો દેસાઈએ કપિલરાયને સોંપી દેવો જોઈએ. પરંતુ અહીંની આબોહવા તેમને અનુકૂળ આવી ગયેલી હોઈ તેમની ઇચ્છાને માન આપીને કપિલરાયે ઈંદિરાભવન તેમની પાસેથી ખાલી કરાવ્યું નથી. અલબત્ત દેસાઈજીએ પોતે જ તે અહીં રહે ત્યાંસુધીનું માસિક ભાડું નક્કી કરીને કપિલરાયને આપવાનું જણાવ્યું હતું. કપિલરાયને પણ હાલ આ મકાનનો ખાસ બીજો ઉપયોગ ન હોઈ દેસાઈજીની એ દરખાસ્ત તેણે સ્વીકારી લીધી હતી.

તેના રોજરોજના પરિચયથી દેસાઈજીનો ભાવ તેની ઉપર વધવા લાગ્યો છે, તેની યુવાવસ્થા હોવા છતાં પણ તેના ધીરગંભીર સ્વભાવ અને તેમાં રહેલી સુશીલતા તથા સૌજન્યના તેઓ હરકોઈની પાસે મ્હોંફાટ વખાણ કરે છે.

એક વાર સવારે ચહા પીતાં તેમણે ઈંદિરાને કહ્યું: 'કેમ બહેન! કપિલરાય તને કેવો માણસ લાગે છે?'

ઇંદિરાએ જવાબ આપ્યો: 'તેમનો સ્વભાવ માયાળુ અને મિલનસાર છે. અને વળી તેમની ઉમરના પ્રમાણમાં તે ઘડાએલા તથા પીઢ હોય એવી રીતે વાતો કરતા હોઈ, એ સાંભળતાં કોઈને પણ કંટાળો ન આવે.'

'ખરેખર બહેન! આપણી જ્ઞાતિમાં આવાં નરરત્નો છે, એ જોઇને મને આનંદ થાય છે. તેનો બાપ આમ તો સારો માણસ, પરંતુ જરી ભળભળીયા સ્વભાવનો ખરો; જ્યારે કપિલરાય શાંત અને ડરેલ હોઇ દરેકને તે ગમી જાય તેવો છે.' આ રીતે માત્ર ઇન્દિરા પાસે જ નહિ, પરંતુ પોતાના કામદાર પાસે તેમ જ પોતાને મળવાને માટે મોહનપુરના જે નાગરિકો આવતા તેમની પાસે તે કપિલરાયની પ્રશંસા કર્યા વગર રહેતા નહિ. કોઇ દિવસ સાંજે કપિ-લરાય તેમની પાસે ન આવ્યો હોય તો તેને લઇ આવવાને પોતાની મોટર મોકલતા. એટલે કે એક દિવસ પણ તેને મળ્યા વગર તેમને ચેન પડતું નહિ.

એક દિવસ સાંજે કપિલરાય તેમની પાસે જતો હતો તે વખતે રસ્તામાં તેને મોહનનો ભેટો થઇ ગયો. આ મોહનને વાચક પિછાનતા હશે. સૂર્યકાન્તે એનું નામ કપિલરાયની પાસે રઘુનાથના ખૂનના કિસ્સાની હકીકતમાં આપ્યું હતું.

મોહન નડિયાદ પાસેના એક નાના ગામનો વતની હતો. તેનાં માબાપ મરણ પામેલાં હોઇ, તે નાનો હતો ત્યારથી જ તેના મામા તેને અહીં લઇ આવ્યા હતા. મામાને પણ કશું સંતાન ન હોવાથી તેમણે તેને દત્તક લીધો હતો. મામાની લોખંડની મોટી દુકાન હતી. કમાણી પણ સારી હતી. એટલે મોહનભાઇ મામાના પૈસાથી લહેર ઉડાવતા હતા. ગામમાં તેની એક ઉચ્છૃંખલ યુવાન તરીકે ગણના થતી હતી. પરંતુ તેનામાં એક ગુણ હતો અને તે એ કે તે કદી પણ કોઇના બૂરામાં પગ મૂકતો નહિ.

તેને સામેથી આવતો જોઇને કપિલરાયે પૂછ્યું: 'કેમ મોહન-ભાઇ! કેની તરફ ચાલ્યા?'

'હું ક્યાં જાઉં છું અને શું કરૂં છું તેની નજર રાખવાને માટે શું તમારી નિમણુક કરવામાં આવી છે?'

'એવું કાંઇ નથી. એ તો મેં માત્ર સ્વાભાવિક તમને પૂછ્યું હતું. પણ હવે આપણે મળી ગયા છીએ એટલે એક બાબત વિશે પૂછવાની મારી ઇચ્છા છે.'

'શી બાબત વિશે ?'

'જે દિવસે રઘુનાથનું ખૂન થયું, તે વખતે ખૂન થયા પછી તુરત જ સૂર્યકાન્તનો અને તમારો ભેટો થયો હતો એ વાત ખરી કે નહિ ?'

'એ તો મને અત્યારે કેમ યાદ રહે ? પરંતુ આવો સવાલ મને કરવાનું કારણ શું ?'

'કારણ તો એટલું જ કે એ વખતે તમે બે જણા મળ્યા હતા એવું મારા જાણવામાં આવ્યું છે.'

'મેં એ વાત કોઇને પણ કહી નથી. તો પછી તમારા જાણ-વામાં કેવી રીતે આવ્યું વારૂ ?'

'તમારા આ પ્રશ્નાત્મક જવાબથી એક વાત સિદ્ધ થાય છે કે તમે એ વાત ભલે છૂપી રાખી હોય, છતાં બેઉ જણાનો ભેટો થયો હતો એમાં કશો શક નથી.'

પોતે બોલવામાં કાચું કાપી નાંખ્યું છે, એમ મોહનને લાગ્યું. તેણે કહ્યું : 'વકીલ સાહેબ ! હું સૂર્યકાન્તનો દુશ્મન નથી અને મારા શબ્દોથી સૂર્યકાન્ત ઉપરનો આરોપ વધારે મજબૂત બને એવી મારી ઇચ્છા નથી. એટલે જ હું અને તે રઘુનાથનું ખૂન થયું એ વખતે તેના મકાનની નજીકમાં મળ્યા હતા એ વસ્તુનો કોઇ પણ સ્થળે મેં ઉચ્ચાર સરખો યે કર્યો નથી.'

'બરાબર છે. તમારા એ સ્વભાવને હું પ્રશંસું છું.' કપિલરાય બોલ્યો : 'આપણે કોઇનું ભલું ન કરી શકીએ તેની ચિંતા નહિ, પણ આપણાથી કોઇનું બૂરૂં ન થાય તેની કાળજી તો દરેકે રાખવી જ જોઇએ. હું પણ તમને ખાતરી આપું છું કે હું સૂર્યકાન્તના

ખૂરામાં નથી. મારાથી બની શકે તેમ હોય તો તેનું હિત કરવાની જ મારી ઇચ્છા છે.'

'ભલે ત્યારે કહો, એ સવાલ પૂછીને તમે મારી પાસેથી શું જાણવા માગો છો ?'

'એ વેળાએ દિનકર નામનો કોઇ માણસ ત્યાં થઇને પસાર થએલો તમે જોયો હોવા વિષેનો પ્રશ્ન સૂર્યકાન્તે તમને કર્યો હતો ખરો ?'

'હા. સૂર્યકાન્તે મને એવું કાંઇક પૂછ્યું હતું કે દિનકરને તે સ્થળેથી દોડયો જતો મેં જોયો હતો કે નહિ ?'

'તમે તેને શો જવાબ આપ્યો ?'

'બીજો જવાબ શો આપવાનો હોય ! દિનકર કે ફીનકર કોઇ પણ મારા જોવામાં આવ્યો ન હતો. ખરી રીતે તો ખૂન થયુ તે વખતે હું, સૂર્યકાન્ત અને લક્ષ્મણ એ ત્રણ જણા જ એ મકાનની નજીકમાં હતા.'

'વારૂ, પિસ્તોલનો અવાજ થયો એ તમારા સાંભળવામાં આવ્યો હતો ?'

'હા, પિસ્તોલનો અવાજ મેં સાંભળ્યો હતો. પરંતુ એ પિસ્તોલ સૂર્યકાન્તની હતી અને તેણે ગોળી છોડીને રઘુનાથને ઠાર કર્યો હતો એવી તો મને એ વખતે કલ્પના પણ આવી ન હતી !'

'ત્યારે શું તમે એમ માનો છો કે સૂર્યકાન્તે જ રઘુનાથનું ખૂન કર્યું છે ?'

'સાંયોગિક પૂરાવા સ્પષ્ટ છે. પછી એમાં શંકા લાવવાનું કારણ શું હોય ?' મોહને કહ્યું: 'પરંતુ મારા પૂરાવાથી સૂર્યકાન્ત સામેનો કેસ વધારે મજબૂત બનાવવાની મારી ઇચ્છા ન હતી. એટલે તો મેં એ ઘટનાના સંબંધમાં મૌન જ ધારણ કરી રાખ્યું છે.'

'તમને એમ નથી લાગતું કે સૂર્યકાન્તના કહેવા મુજબ પેલો દિનકર ત્યાં આવ્યો હોય અને કોઇ પણ અદાવતને કારણે રઘુ-નાથનું ખૂન તેણે કર્યું હોય !'

'રામ રામ કરો ! દિનકર નામની વ્યકિત મને તો સૂર્યકાન્તની કલ્પનામાંથી જ પેદા થએલી લાગે છે. સૂર્યકાન્ત અને વીણાનો સંબંધ જગજાહેર હતો. એ ઉપરથી રઘુનાથે કદાચ સૂર્યકાન્તને ઠપકો આપ્યો હોય, એથી તે ઉશ્કેરાઇ ગયો હોય અને આવેશમાં ભાન ભૂલીને પોતાની પિસ્તોલનો તેણે દુરૂપયોગ કર્યો હોય તેમાં અસ્વાભાવિક લાગતું નથી.'

'બસ. મારે તમને એટલું જ પૂછવું હતું.'

'તમારા સવાલોનો જવાબ મેં તમને આપ્યો. પરંતુ એ સ્થળે હું તથા સૂર્યકાન્ત મળ્યા હતા, એ કેવી રીતે તમારા જાણવામાં આવ્યું એ તમે મને જણાવ્યું નહિ.'

'મોહનભાઇ ! અત્યારે તો નહિ પરંતુ કોઇ વાર હું તમને બધી હકીકત જણાવીશ. માત્ર એટલી તમે ખાતરી રાખજો કે હું સૂર્યકાન્તનો હિતૈષી છું. સાહેબજી.'

## પ્રકરણ ૯મું

### દેસાઇનું અવસાન

કપિલરાય દેસાઇજીને ત્યાં ગયો તે વખતે દેસાઇજીની પાસે વસંતરામ નામનો સંગીતશાસ્ત્રી બેઠો હતો. ઈંદિરા પણ એ જ ખંડમાં હતી. દેસાઇ બોલ્યાઃ 'લ્યો, કપિલરાય પણ આવ્યા.'

'કેમ દેસાઇજી ! શી મંત્રણા ચાલી રહી છે ?'

દેસાઇએ કહ્યું: 'મંત્રણામાં તો જાણે એમ છે કે આપણા ગામમાં નીતિપ્રસાદ નાટક મંડળી આવી છે. તેના મેનેજરે આપણા આ સંગીતશાસ્ત્રી વસંતરામને મદદ કરવાને માટે આવતી કાલે 'વેન ચરિત્ર'નો ખાસ ખેલ રાખ્યો છે. એ માટે વસંતરામ મારી પાસે આવ્યા હતા.'

'હાજી.' વસંતરામે કહ્યું: 'ઘણાં વરસો પહેલાં આ નાટક મંડળીના મેનેજર તથા હું મુંબઇની એક ઉર્દુ નાટક કંપનીમાં સાથે નોકરી કરતા હતા. એ અમારો જૂનો સંબંધ, અને એ સંબંધને લઇને આજે વખત આવતાં તેઓ મને મદદ કરવાને તૈયાર થયા છે. તેમાં આપ સહુ સજ્જનોની સહાય મળે તો મને પાંચ પૈસાની પ્રાપ્તિ થાય તેમ છે.'

'અને અત્યારે વસંતરામની સ્થિતિ પણ એટલી બધી મુંઝવણભરી છે કે આપણને તેમની પ્રત્યે અનુકમ્પા ઉપજે છે.' ઇંદિરાએ કહ્યું: 'બે દિવસ પહેલાં જ તેમણે મને આ વાત કરી હતી, અને તેમની બેનીફીટ નાઇટમાં બાપુજીને હાજરી આપવાનો આગ્રહ કરવાનું પણ તેમણે મને કહ્યું હતું.'

'મેં પણ આવતી કાલે રાત્રે ખેલમાં હાજર રહેવાનો સ્વીકાર કર્યો છે. વસંતરામ બિચારો બધી રીતે ઘેરાઇ ગયો છે. તેની બૈરી લાંબા સમયથી માંદી છે. તેની સારવાર કરવી, નાનાં બાળકોની ઉછેરેદ, એ કારણે તેનો સંગીતનું શિક્ષણ આપવાનો ધંધો થઇ શકે નહિ. માત્ર એક કલાક તે અહીં ઇંદિરાને શિક્ષણ આપવા આવે છે, તે ઉપર જ તેનો બધો આધાર છે. એટલે આવી રીતે જો તેને મદદ થઇ શકતી હોય તો આપણે કરવી જ જોઇએ.' દેસાઇએ કહ્યું.

'ઘણી જ ખુશીથી!' કપિલરાયે કહ્યું: 'હું પણ જરૂર આવીશ.'

'એમ નહિ. આવતી કાલના ખેલની ટીકીટો ખપાવવામાં તમે પણ તમારી લાગવગનો ઉપયોગ કરો તો તેને બે પૈસાની પ્રાપ્તિ થાય.' દેસાઇએ સુચવ્યું.

'બહુ સારૂ, વસંતરામ! કાલ સવારે તમે મને ટીકીટો આપી જજો.'

'મેં પણ મારા કારભારીને કહીને બને તેટલી ઉંચા વર્ગની ટીકીટો આપણા ગામના વેપારીઓ તથા અન્ય ગૃહસ્થોને પહોંચાડવાની વ્યવસ્થા કરી છે.'

'દેસાઇજી ! આપનો અહેશાન તો હું કદી પણ ભૂલીશ નહિ. આ ગામમાં હું આવ્યો ત્યારથી મોટી ઓથ મને આપની જ છે.'

'એમાં મેં કશું વિશેષ કર્યું નથી. તમારી કલા જ એવી છે કે તેની કદર થયા વગર રહેશે નહિ.'

'અરે સાહેબ ! આજકાલ તો અમારી કલાની કદર કરનાર ભાગ્યે જ દૃષ્ટિએ પડે છે, અને સંગીતશાસ્ત્રની સાચી કિમ્મત સમજનારા પણ થોડા છે. તેમાંથી આપ જેવા કોઇ દયાળુ મહાશય ઝળકી ઉઠે છે.'

દેસાઇએ કહ્યું: 'ખરૂં પુછાવો તો સંગીતનું મને કશું યે જ્ઞાન નથી. એ વિષયમાં બહુ રસ પણ નથી. પરંતુ તમે મારી ઇન્દિરાને જે શ્રમપૂર્વક ગાયન અને વાદનની તાલીમ આપીને તૈયાર કરી છે તેનું યતકિંચિત ઋણ ચુકવવાની મારી ભાવનાથી જ આવતી કાલે નાટકમાં હાજરી આપવાનું મેં સ્વીકાર્યું છે. ભલે, હવે તમે જઇ શકો છો. કપિલરાય પણ તમને સારી મદદ કરી શકશે એવી મને આશા છે.'

'હા. તેમનો સ્વભાવ પણ દયાળુ છે. જય જય, મહાશય! રજા લઇશ.' સંગીતશાસ્ત્રી વસંતરામ વિદાય થયો.

તેના ગયા પછી દેસાઇજી તેમની પુત્રી સામે જોઇને મુખ મલકાવતા બોલ્યા : 'ઇંદિરા ! વસંતરામે આજે જે ગત તને શીખવી છે તે તું અમને ન સંભળાવે ?'

ઇંદિરા સહેજ સંકોચાઇ અને બોલી: 'હજી એ ગત ઉપર મારો હાથ બરાબર બેઠો નથી.'

'છતાં પણ અમે તારી ભૂલ નથી કાઢવાના. કેમ કપિલરાય ?'

કપિલરાયે સહેજ સ્મિત કર્યું: 'ઇંદિરાગૌરીમાં ભૂલ કાઢવા જેવું કશું હોતું જ નથી. તે જ્યારે દિલરૂબા સાથે ગાય છે ત્યારે આપણે તો જાણે મંત્રમુગ્ધ બની જઇએ છીએ. તેમના કંઠનો હલક જ એટલો મધુર છે.'

'તમે પણ ખુશામદ કરી શકો છો ખરા !' ઇંદિરા હસી.

'નહિ. એ ખુશામદ નથી, પરંતુ એક પ્રખ્યાત ધારાશાસ્ત્રીનો અભિપ્રાય છે, અને તેને મારો સંપૂર્ણ ટેકો છે.' દેસાઇએ હાસ્ય કર્યું: 'હવે તારાથી અમારી માગણીનો ઇન્કાર કરી શકાશે નહિ.'

અને ઇંદિરા તેનું દિલરૂબા લઇ આવી. સંગીતશાસ્ત્રીએ આજે શીખવેલી નવી ગત છેડવા લાગી.

* * *

બીજે દિવસે સ્હવારથી જ દેસાઇજી ધમાલમાં પડી ગયા. કેટલાકને પોતે પત્રો લખીને તથા બીજાઓને કારભારી પાસે પત્રો લખાવીને 'વેનચરિત્ર'ના ખેલની ટીકીટો મોકલવા માંડી. લગભગ અગીયાર વાગી ગયા. ભોજન કરીને આરામ લેવાને માટે વામકુક્ષી કરી, પરંતુ તેમને નિદ્રા આવી નહિ. લગભગ એકાદ કલાક પછી અચાનક તેમને સંધીવાનો સખત દુઃખાવો ઉપડયો. આજનો દુઃખાવો તો અસહ્ય હતો. સહેજ પગ હાલતો ત્યાં એમના મુખમાંથી વેદનાભરી ચીસ સરી પડતી. તત્કાળ તેમના ફેમીલી ડોકટર નાણાવટીને બોલાવવામાં આવ્યો. ડોકટરે આવીને તબીયત તપાસી. તેમને પીવાની તથા પગે માલીસ કરવાની દવા આપી. કલાક, બે કલાક, ત્રણ કલાક પસાર થયા, છતાં વેદના ઓછી થતી ન હતી. ઇંદિરા અવારનવાર તેમની પાસે આવીને ખબર કાઢી જતી હતી. સાંજ પડવા આવી. દેસાઇએ કહ્યું: 'બેટા! હું તો હવે આજે નાટકમાં આવી શકીશ નહિ, પરંતુ તું જરૂર જજે.'

'પણ તમને આટલું બધું દરદ થાય છે એથી તમને છોડીને બહાર જવાનું મારૂં દિલ થતું નથી.'

'ના ના, એમાં ચિંતા કરવાનું કશું પણ કારણ નથી. તું તારે બેલાશક જજે. મને પથરાય નથી પડવાના. ડોકટરે દવા આપી છે, એટલે રાત્રે નિદ્રા આવતાં દરદ શમી જશે.'

અને એ રીતે ઇંદિરાએ એકલી જવાનું નક્કી થયું. દેસાઇએ તો અત્યારે માત્ર ચહા જ લીધી. ઇંદિરાએ જમી લીધું. કપિલરાય આજે સાંજે અહીં આવવાનો ન હતો. અમદાવાદથી સ્હવારે તાર મળતાં તેને અચાનક ત્યાં જવું પડયું હતું. સાંજે આઠ વાગ્યાની ટ્રેનમાં આવીને તે થીએટરમાં તેમને મળશે એવો સંદેશો પોતાના નોકર મારફત તેણે દેસાઇને પહોંચાડયો હતો.

ઇન્દિરા વસ્રાલંકાર ધારણ કરીને તૈયાર થઇ અને દેસાઇ પાસે આવીને બોલીઃ 'બાપુજી! જો તમને બરાબર ઠીક ન હોય તો હું નાટકમાં ન જાઉં!'

'નહિ, તું જરૂર જા. જો તું પણ નહિ જાય તો વસંતરામ બિચારો નિરાશ થઇ જશે. કપિલરાય ત્યાં સીધો આવશે. તેને તું કહેજે કે તે કાલે સ્હવારે મને મળે.'

દેસાઇને વેદના તો જેવીને તેવી જ હતી. પરંતુ ઇન્દિરા ગભરાઇ ન જાય એ હેતુથી તે પોતાના મન ઉપર કાબૂ રાખીને દુઃખ સહન કરી લેતા હતા.

મોટર તૈયાર થઇ અને ઇન્દિરાને લઇને થીએટર ભણી વિદાય થઇ. થીએટર ચિક્કાર ભરાઇ ગયું હતું. એક પણ વર્ગની બેઠક ખાલી ન હતી. એક તો 'વેનચરિત્ર'નો ખેલ ખૂબ વખણાઇ ચૂકયો હતો અને વળી દેસાઇજી તથા કપિલરાય તરફથી ટીકીટો ખપાવવાને ભારે પરિશ્રમ લેવામાં આવ્યો હતો. વસંતરામના આનંદનો પાર ન હતો. પરંતુ દેસાઇજીને ન જોતાં એ જરીક નિરાશ થયો. ઇન્દિરાએ તેને પોતાના પિતાની અસ્વસ્થતાની હકીકત જણાવી.

ઇન્દિરાને જોઇને કપિલરાય તેની પાસે આવ્યો. તેણે પૃછ્યું: 'તમે એકલાં જ કેમ?'

'બાપુજીને આજે ફરીથી એટેક થયો છે અને આ હુમલો અગાઉ કરતાં ઘણો સખત છે. હું પણ આવતી ન હતી, પરંતુ

તેમણે આગ્રહ કરીને મને મોકલી છે. અને કાલે સ્હવારે તેમને મળી જવાનું તમને કહેવરાવ્યું છે.'

'ભલે, હું સ્હવારે આવી જઇશ.' કપિલે કહ્યું, અને તે ઓરચેસ્ટ્રામાં દેસાઇજી માટે ખાસ સોફા રાખવામાં આવ્યો હતો ત્યાં ઇન્દિરાને લઇ ગયો.

ઇન્દિરા સોફાપર બેઠી. કપિલે કહ્યુંઃ 'હું હવે મારી જગ્યા પર જાઉં છું.'

'તમે પણ અહીં જ બેસોને! મને એકલીને નહિ ગમે.'

અને કપિલરાય પણ તેની બાજુમાં સોફાપર બેઠો.

રાવબહાદુરની સાથે આવેલી તેમની પુત્રી હેમલતા બે ત્રણ હાર મૂકીને પાછળની ખુરસી પર બેઠી હતી. તેણે આ બેઉને સાથે એક જ સોફા પર બેઠેલાં જોયાં, અને એક દીર્ઘ નિઃશ્વાસ મૂક્યો. ખેલ શરૂ થયો. વેનરાજાની કથા ઉપરથી નાટક તૈયાર કરવામાં આવ્યું હતું. વેનરાજા અત્યંત અત્યાચારી હતો. પ્રજાજનો ઉપર જાતજાતના જુલમ ગુજારવામાં તેણે બાકી રાખી ન હતી. છેવટે તેના અસહ્ય ત્રાસથી ઉશ્કેરાએલી પ્રજાએ તેની સામે બળવો જગાવ્યો. વેનરાજા પ્રજાના સમૂહબળ સામે પરાજિત થયો.

એ પ્રકારના કથાનકને આધારે તૈયાર કરવામાં આવેલું નાટક મનોવેધક હતું, અને તે ભજવનાર નટો પણ સરસ તાલીમ પામેલા અને અભિનયકુશલ હોઇ પ્રેક્ષકોનું મનોરંજન કરી રહ્યા હતા. પહેલો અંક પસાર થઇ ગયો. બીજો અંક પૂરો થવાની તૈયારી હતી. ત્યાં દેસાઇજીનો હજુરી થીએટરમાં આવી પહોંચ્યો. તેણે ચોતરફ નજર ફેરવીને કપિલરાયને શોધી કાઢ્યા, અને મેનેજરને કહ્યુંઃ 'કપિલરાયભાઇને અહીં બોલાવો તો!'

મેનેજર આવી કપિલરાયને બહાર બોલાવી ગયો. કપિલરાય બહાર આવી દેસાઇજીના હજુરીને જોઇ બોલી ઉઠયોઃ 'કેમ, દેસાઇજીની તબીયત કેમ છે?'

'વધારે ગંભીર છે. કારભારી સાહેબ ડોકટરોને બોલાવી લાવવા માટે મોટરમાં અમદાવાદ ગયા છે, અને ડોકટર નાણાવટીએ ઇન્દિરા-બેનને બોલાવી લાવવા મને અહીં મોકલ્યો છે. તમે પણ તેમની સાથે આવો તો સારૂં એમ કહેવરાવ્યું છે.'

'બહુ સારૂ, હું તેમને બોલાવી લાવું છું.'

કપિલરાય તથા ઇન્દિરા નાટયશાળાની બહાર આવ્યાં. ઇન્દિરાનું વદન ચિન્તાગ્રસ્ત બની ગયું હતું.

તેમની મોટર ઇન્દિરાભવનમાં આવી પહોંચી. પરશાળમાં માશીબા ઉભાં હતાં. આ બાઇ વિધવા હતી. ઇન્દિરાને દૂરના સગપણે માશી થતી હતી. ઇન્દિરાની માતા તેને નાની મૂકીને મરણ પામી તે વખતે એ પોતાની આ વિધવા બ્હેન સુંદરબાઇના હાથમાં એકની એક દીકરીને સોંપી ગઇ હતી. ત્યારથી સુંદરબાઇ અહીં જ રહેતી. તે ગૃહકાર્ય ઉપર પણ દેખરેખ રાખતી.

ઇન્દિરાએ પૂછ્યું: 'માશીબા! મારા બાપુજીને કેમ છે?'

'ઠીક છે, બ્હેન! ડો. નાણાવટી તેમની પાસે જ છે.'

સુંદરબાઇનું કથન એક રીતે સાચું હતું. દેસાઇજીને અત્યારે કશી પીડા જણાતી ન હતી, કારણ કે તે બેભાન બની ગયા હતા.

ઇન્દિરા તથા કપિલરાય દેસાઇજીના શયનગૃહમાં ગયાં. દેસાઇજીનો પડછંદ દેહ બિછાના ઉપર પડયો હતો. ડોકટર બાજુમાં ખુરશી પર બેઠો હતો. તે દરદીની નાડીના ધબકારા ગણતો હોય એમ લાગતું હતું.

'બાપુજી! બાપુજી! કેમ છે તમને?' પુત્રીએ બિછાના નજીક જઇ વહાલસોયા ભાવથી પિતાના ઠંડા લાગતા મસ્તક પર હાથ મૂકતાં પૂછ્યું.

'બ્હેન! ચિંતા ન કરશો. હવે ઠીક છે,' ડો. નાણાવટીએ જવાબ આપ્યો: 'તેમને ખૂબ પીડા થતી હોવાથી તમોને બોલાવ્યાં હતાં. પરન્તુ ત્યારબાદ તે બેભાન બની ગયા છે.'

'બાપુજી શુદ્ધિમાં આવશે ને ? તેમને આરામ થઇ જશે ને ?'

'અમદાવાદથી નિષ્ણાત ડોક્ટરોને પણ બોલાવ્યા છે.' ડોક્ટર નાણાવટીએ કહ્યું.

ઇન્દિરા બિછાના પર બેસીને બાપુજીના શરીરપર હાથ ફેરવવા લાગી. તેનાં નેત્રોમાં ચિંતા હતી, વદનપર અસ્વસ્થતા હતી, આખા શરીરમાં ન સમજાય તેવી ધ્રૂજરી હતી.

ડોક્ટર તથા કપિલરાય બિછાનાની નજીક ઉભા હતા. કપિલ દેસાઇજીના બેભાન દેહ સામે તથા ઇન્દિરા સામે અવારનવાર જોતો હતો. દેસાઇજી જતાં આ છોકરી નિરાધાર બની જશે, તેનાં કાકા-કાકીના આશ્રયે તેને રહેવું પડશે, એ પ્રકારના વિચારો કપિલના દિલમાં ઉદ્‌ભવતા હતા.

મોટરનો અવાજ સંભળાયો. ડોક્ટરોએ શયનગૃહમાં પ્રવેશ કર્યો, દર્દી સામે દષ્ટિપાત કર્યો, આસપાસ નજર કરી. એક ડોક્ટર બોલ્યો: 'વેલ, ડોક્ટર નાણાવટી ! આ સ્થિતિ ક્યારની છે ?'

'લગભગ એક કલાકથી.' નાણાવટીએ જવાબ આપ્યો: 'દેસાઇજીને સંધીવાનો મરજ ત્રણેક વર્ષ થયાં લાગુ પડયો છે. આજે ફરીથી જબરો સ્ટ્રોક લાગ્યો, શરૂઆતમાં અસહ્ય વેદના ઉપડી, એથી આપને બોલાવવા માટે કામદારને મેં કહ્યું. તેઓ અહીંથી રવાના થયા ત્યારબાદ દેસાઇજી બેભાન બની ગયા છે.'

'વેલ, આ બહેન દેસાઇજીનાં પુત્રી છે, ખરૂં ને ?' અમદાવાદથી આવેલ ડોક્ટર બોલ્યો : 'બહેન ! તમે બધાં હમણાં બહાર જાઓ. ગભરાશો નહિ. દેસાઇજીની તબીયત તપાસી બરાબર ઉપચાર કરીશું. મીસ્તર—'

'એ ભાઇનું નામ મી. કપિલરાય છે. તેઓ અહીંના ધારા-શાસ્ત્રી છે.' નાણાવટીએ જણાવ્યું.

' મીસ્તર કપિલરાય ! બહેનને તમે હમણાં અહીંથી લઇ જાઓ. કશી ચિંતા કરવા ન દેશો.'

બધાના ગયા પછી ત્રણ ડોક્ટરો એકલા રહ્યા. તેમણે દેસાઇજીના શરીરની તપાસ કરી, નાડીનો વેગ જોયો, હૃદય તપાસ્યું, નેત્રોની ચમક જોઇ. છેવટે અમદાવાદથી આવેલ ડોકટરો પૈકી એક બોલ્યો : ' હું માનતો નથી કે મીસ્તર દેસાઇ હવે પુનઃ શુદ્ધિમાં આવી શકે. મને તો લાગે છે કે તે આ દુનિયાના બે ત્રણ કલાકના જ મહેમાન છે. '

' હું પણ એમ જ માનુ છું. ' ડોકટર નાણાવટીએ નિષ્ણાતના અભિપ્રાયમાં સંમતિનો સૂર પુરાવ્યો.

પછી તેમણે અમુક દ્રવ્યોનું મિશ્રણ કરીને દેસાઇજીને દવાનો એક ડોઝ આપ્યો. એકાદ બે મીનીટ પછી દેસાઇજીએ આંખો ઉઘાડી, આમતેમ જોયું, પુનઃ નેત્રો બંધ થઇ ગયાં.

' હોપલેસ ! કવાઇટ હોપલેસ ! ' નિષ્ણાતે નિરાશા દર્શાવી.

ઇંદિરા તથા કપિલરાય દિવાનખાનામાં બેઠાં હતાં. બાપુજીની સ્થિતિ ગંભીર છે એટલું તો ઇંદિરા પામી ગઇ હતી. અને હવે બાપુજી આમાંથી બેઠા નહિ થાય એવું પણ તેને થયા કરતું હતું. તેણે કહ્યું : ' કપિલરાય ! ડોકટરો પણ કેટલા નિષ્ઠુર છે ? બાપુજીની આવી સ્થિતિમાં તેમની સેવાસુશ્રુષા કરવાનો મારો હક્ક છિનવી લેવાનો તેમને શો અધિકાર છે ? '

' ઇંદિરા ! આકળાં ન થાઓ ! આવા કેસોમાં ડોકટરો દર્દીની આસપાસ વધારે માણસો એકઠાં થાય તે પસંદ કરતા નથી. વળી દેસાઇજીની સેવા માટે તો અહીં અનેક માણસો હાજર છે. તો પછી તમારે ચિંતા શા માટે કરવી પડે ? '

ઇંદિરા બોલીઃ ' હું તેમની પુત્રી છું, તે મારા પિતા છે. મારા સુખ માટે, મારી સગવડ માટે, મારી ઇચ્છાને તૃપ્ત કરવાને માટે તેમણે

ઓછું કર્યું નથી. તેનો બદલો તેમની અંતિમ ઘડીએ સ્વલ્પ સેવાથી પણ ન વાળી શકું તો હું ક્યારે વાળીશ ?'

'આ તેમની અંતિમ ઘડી છે. એમ તમે શા માટે માનો છો ? જ્યાંસુધી શ્વાસ ત્યાંસુધી આશ. ડોક્ટરના ઉપચારથી તેમને જરૂર આરામ આવી જશે.'

'મને નથી લાગતું. છતાં તમે જાઓ અને ડોક્ટરને પૂછી જુઓ. તેમનો શો અભિપ્રાય છે ?' ઇંદિરાએ સુચવ્યું.

કપિલરાય ઉભો થયો, બહાર નીકળ્યો. ઇંદિરા પહેરેલાં જ કપડે બિછાના પર આડી પડી. અર્ધો કલાક પસાર થઇ ગયો. ખાલી વાસેલું બંધ બારણું ખુલ્લું થયું. 'કોણ કપિલરાય !' ઇંદિરાએ ઉભાં થઇ પ્રશ્ન કર્યો: 'બાપુજીને કેમ છે હવે ? શુદ્ધિમાં આવ્યા ?'

'ઇંદિરાગૌરી ! હિમ્મત રાખો. તમે દૃઢ મનોબળવાળાં છો. એટલે એકદમ ગભરાઇ જાઓ, એ ઠીક ન ગણાય.'

'એટલે કે બાપુજીની સ્થિતિ વધારે ગંભીર છે, એમ તમારૂં કહેવું છે ?'

'અત્યારે તેમની સ્થિતિ ગંભીર છે, એમ ન કહી શકાય !' કપિલરાય બોલ્યો: 'એમ જ કહેવું જોઇએ કે તેમનો અમર આત્મા આ નશ્વર જગતનો ત્યાગ કરી, સદાને માટે સંપૂર્ણ શાંતિ મેળવવા, પરમાત્માના પુનિત ધામમાં ચાલ્યો ગયો છે.'

'શું...ઉં...ઉં...ઙ !' ઇન્દિરાના મુખમાંથી આક્રંદભર્યો સ્વર સર્યો : 'બાપુજી મરી ગયા ! ઓ મારા બાપુજી રે ! હવે મારૂં કોણ બેલી ? તમે મને તમારી સાથે કેમ ન લઇ ગયા ?' અને તેણે ઠુઠવો મૂક્યો. તેનું આક્રંદ સાંભળીને માશીબા તથા અન્ય પરિચારકો એ ખંડમાં દોડી આવ્યાં.

## પ્રકરણ ૧૦મું

### સો રૂપીયાની નોટ

દેસાઇજીની ઉત્તરક્રિયા વીત્યા પછી એમના સીધા વારસદાર રણજીતરાય દેસાઇ, અમદાવાદના વકીલ વિનયચંદ્ર ખારોડ અને કપિલરાય એ ત્રણ જણા ઇન્દિરાભવનના દિવાનખાનામાં બેઠા હતા. અત્યારે તેઓ દેસાઇજીની મિલકતના સંબંધમાં મંત્રણા કરતા હતા.

વિનયચંદ્ર ખારોડે જણાવ્યું : 'જાગીરદાર સાહેબ ! અત્યારસુધી મર્હુમ દેસાઇજીની મિલકતના વહીવટનું તથા અદાલતમાં તેમને લગતા કેસોનું કામકાજ અમે કરતા હતા, અને હું આશા રાખું છું કે આપ પણ હવે આપનું કામકાજ અમને જ સોંપશો.'

'જરૂર સોંપીશ. જેવી રીતે તમે મર્હુમ દેસાઇજીનું કામકાજ કરતા હતા, એવી રીતે મારૂં બધું કામકાજ પણ તમારે જ કરવાનું રહેશે. વારૂ, બેંકમાં દેસાઇજીના ખાતામાં કેટલી રકમ જમા છે ?'

'પચીસ–સતાવીશ રૂપીયા જેટલી નજીવી રકમ જમા હશે. હમણાં દશબાર દિવસ પહેલાં જ તેમણે કેટલાક લેણદારોને પતવવાને માટે મોટી રકમ ઉપાડી લીધી હતી. હજી પણ અમુક લેણદારોની રકમ બાકી છે, અને અમારૂં છેલ્લા ત્રણ મહિનાનું બીલ પણ બાકી રહે છે.'

'એટલે કે દેસાઇજીએ બધું ખલાસ કરી નાખ્યું છે !' રણજીતરાય બોલ્યોઃ 'આ ઇંદિરાભવન કપિલરાયને વેચી નાંખ્યું. અમદાવાદના બંગલા ગીરો મૂકી દીધા છે. કેટલીક જમીન પણ ગીરો મૂકી છે. ખરચનો પાર નહિ. ઉડાઉગીરી જેવીને તેવી જ. તેમણે તેમની હયાતી બાદ પોતાની પુત્રીનું શું થશે તેની ચિંતા રાખી લાગતી જ નથી. હં. ઇંદિરાને તેના માતામહ તરફથી પચાશ હજાર રૂપીઆનો વારસો મળ્યો હતો, તેનું શું છે ?'

'એ પણ ખર્ચાઇ ગયા છે.' ખારોડે જણાવ્યું.

'શું ! ઇંદિરાની રકમ પણ રહેવા ન દીધી? અફસોસ! મનમોહનરાય જેવા જાગીરદારો આપણા સમાજને, આપણા દેશને ભારે શાપરૂપ નીવડયા છે. આપણે જે અધોગતિને ભોગવી રહ્યા છીએ તે, કમાવાની પરવા વગરના અને બેદરકારીથી લખલૂટ ખર્ચ કરનારા આવા જાગીરદારોને જ આભારી છે. જુઓ, મને મારા ભાગમાં દેવગામ જેવા નાના ગામમાં લગભગ પચીશ એકર જેટલી જમીન મળી છે, છતાં તેની આવક ઉપર નિર્વાહ કરવાનું મેં રાખ્યું નથી. મારા પિતાએ મને આપેલી કેળવણીનો હું મારાથી બનતો સદુપયોગ કરૂં છું. અત્યારે મારી અમદાવાદ અને મુંબઇમાં કાપડની દુકાનો છે, મીલ જીન સ્ટોર સપ્લાઇની પેઢી છે. એ રીતે હું મારો ધંધો ચલાવું છું અને કરકસરથી મારો વ્યવહાર નભાવું છું. વારૂ, મને મનમોહનરાય દેસાઇ તરફથી વારસામાં શું મળે છે?'

વિનયચંદ્ર બોલ્યો: 'મનમોહનરાય દેસાઇની તમામ જાગીરના આપ વારસ બન્યા છો. તેમાંથી અમુક મકાનો તેમણે વેચી નાંખ્યાં છે, અર્ધા કરતાં વધારે ભાગની જમીન ઉપર બોજો છે, જ્યારે કેટલોક ભાગ કરજના બોજાથી મુક્ત છે.'

'બહુ સારૂ, સમજ્યો. હવે આપણે જે વસ્તુસ્થિતિ છે તેની વ્યવસ્થા કરી લઇએ. આ ઇંદિરાભવન કપિલરાયને સોંપી દેવાનું, અહીં જે નોકરો છે તેમને તેમનો ચાલુ માસનો પગાર પૂરો આપી દેવાનો. તે ઉપરાંત એક મહિનાનો વધારે પગાર આપીને તેમને બધાંને છુટાં કરી દેવાનાં. ઇંદિરાનાં માશી સુંદરબાઇને એક હજાર રૂપીયા આપવા અને ઇંદિરાનાં લગ્ન થાય ત્યાંસુધી તેણે અમારી સાથે દેવગામમાં રહેવું. કેમ બરાબર ને?'

'બરાબર છે. સાહેબ! હું એ વિષેની બધી વ્યવસ્થા કરી દઇશ.'

'હા, અને તમારૂં બીલ તથા બીજા જે જે લેણદારોની રકમનો આંકડો હોય તે મને મોકલી આપજો. હું એ બધી રકમનો ચેક મોકલી દઇશ.'

'હરકત નહિ, સાહેબ! તેની કાંઇ બહુ ઉતાવળ નથી.'

'વારૂ, મીસ્તર કપિલરાય! તમે દેસાઇજીને ભારે મદદગાર બન્યા છો એવું મેં સાંભળ્યું છે. એ માટે હું તમારો આભાર માનુ છું. જો એને પહેલાંથી જ તમારા જેવો સ્નેહી અને સલાહકાર મળ્યો હોત તો એની આ દશા ન થાત. ખેર **गतं न शोच्यं**!'

આ પ્રમાણે તેઓ અહીં મંત્રણા કરી રહ્યા હતા તે વખતે ઇંદિરા પોતાના ખંડમાં પોતાનાં વસ્ત્રાલંકારો બેગમાં મૂકતી હતી. હવે પિતૃગૃહનો ત્યાગ કરી કાકાની આશ્રિત બનવાનું પોતાના ભાગ્યમાં માંડ્યું છે એમ તે જાણતી હતી. તેના મનમાં અનેક પ્રકારના વિચારોનુ તુમૂલ યુદ્ધ મચી રહ્યું હતું. કાકા સ્વભાવે માયાળુ હતા, પરંતુ વનલીલાકાકીનો સ્વભાવ અભિમાની, ક્રોધી અને ઉગ્ર હતો. તેમની સાથે રહેવું પોતાને ફાવશે? એ પ્રશ્ન તેના મનમાં ભારે ખળભળાટ મચાવતો હતો. પિતાના મૃત્યુનો જે આઘાત તેના હૃદય ઉપર લાગ્યો હતો, તેમાં તેની નિરાધાર બનેલી અવસ્થાએ વધારો કર્યો હતો. છેલ્લાં ચૌદ પંદર દિવસમાં તો તે બિલકુલ સુકાઇ ગઇ હતી: તેના વદન ઉપરનું તેજ વિલાઇ ગયું હતું. છતાં પરિચારક-વર્ગ અને બીજાં માનવીઓ પોતાની મનઃસ્થિતિને પરખી ન લે એ માટે તે બાહ્યતઃ સુસ્વસ્થ દેખાવાનો યત્ન કરતી હતી. તેના કાકા કપિલરાયની સાથે તેની પાસે આવ્યા. તેમણે કહ્યું: 'ઇંદિરાબહેન! મારે જરૂરી કામ હોવાથી હું અમદાવાદ જાઉં છું. તું તારી કાકી પાસે સીધી દેવગામ જજે. તારે માટે મોટર તૈયાર કરાવી છે.'

ઇંદિરાએ કહ્યું: 'બહુ સારૂ, પણ—' અને તે કપિલરાય સામે જોઇને બોલતી અટકી ગઇ.

'કેમ ! પણ શું ? ત્યાં તને કશી હરકત નહિ આવે.'

ઇંદિરાએ જોયું કે પોતાના કથનનો જુદો અર્થ થાય છે. એટલે તેણે સ્પષ્ટતા કરી : 'મારી પાસે અત્યારે બિલકુલ પૈસા નથી.'

'ઓહો ! એનો તો મને ખ્યાલ જ ન રહ્યો.' એમ કહેતાં રણજીતરાયે ગજવામાંથી પાકીટ કાઢ્યું અને તે ઉઘાડી, સીલીક તપાસીને કહ્યું : 'મારી પાસે અત્યારે વધુ રકમ નથી. એટલે હું તને આ દશ રૂપીયા આપુ છું. બાકી તને જે જોઇશે તે તને તારી કાકી પાસેથી મળી રહેશે.' તેણે દશ રૂપીયાની નોટ ઇંદિરાને આપી અને ઉમેર્યું : 'વારૂ, હું હવે જાઉ છું. કપિલરાય ! ઇંદિરાને તમે રવાના કરી દેજો.'

એમ કહીને રણજીતરાય વિદાય થયો. અહીં ઇંદિરા તથા કપિલરાય એકલાં રહ્યાં. ઇંદિરાનાં નેત્રોપર અશ્રુબિંદુ ચમકતાં હતાં. એ જોઇને કપિલરાય બોલ્યો : 'ઇંદિરાગૌરી ! જ્યારે આપણી ઉપર આપત્તિ આવી પડે ત્યારે હિમ્મતપૂર્વક તેનો સામનો કરવો એ માનવધર્મ છે. તમે હતાશ ન બની જાઓ. પિતાના અવસાનનો આઘાત તમારા દિલને લાગે તે સ્વાભાવિક છે. છતાં એ તો ગયા, અને તમારે રહેવું છે. એટલે મનને મજબૂત બનાવી, સહનશીલતાને વધારવી એ જ તમારૂં હવે કર્તવ્ય છે.'

'હું પણ એ સમજુ છું, છતાં એવા સંયોગોમાં મુકાઇ છું કે એથી મારા દિલ ઉપરનો કાબૂ ગુમાવી બેઠી છું.'

'પ્રભુ સર્વ સારાં વાનાં કરશે. સમય એ દુઃખના દરદની અમોઘ દવા છે. જેમ જેમ વખત પસાર થતો જશે તેમ તેમ દુઃખ ભૂલાતું જશે અને પૂર્વની સુખી સ્થિતિને તમે પ્રાપ્ત કરી શકશો.'

'તમારી વાત સાચી છે. અત્યારે તો મારે માટે સર્વ સહન કરવું એ એક જ માર્ગ રહ્યો છે.' આંખો લૂછતી ઇંદિરા બોલી.

માશીબા સુંદરબાઇ તથા એક બે પરિચારકો અહીં આવ્યાં. અત્યારે તેમની છેલ્લી મુલાકાત હતી. ભવિષ્યમાં મળાય ત્યારે ખરૂં. બધાંનાં હૃદય રડતાં હતાં. એ સિવાય બીજો એક પણ માર્ગ ન હતો. ઇંદિરાને દેવગામ લઇ જવા માટેની મોટર તૈયાર થઇને આવી હતી. તેમાં તેનો સામાન મૂકવામાં આવ્યો. ઇંદિરાએ રડતાં હૃદયે બધાંની વિદાય લીધી. તે મંદમંદ ગતિએ ચાલતી મોટર પાસે જઇને તેમાં બેઠી. કપિલરાય મોટર પાસે ઉભો રહ્યો. તેણે કહ્યું: 'ઇંદિરાગૌરી ! જરી પણ મુંઝાશો નહિ. મારા જેવું કોઇ પણ કામ હોય તો તે મને વિનાસંકોચે ફરમાવવું.'

'તમારો આભાર ભૂલી શકાય તેમ નથી.' એથી વધુ ઇંદિરા બોલી શકી નહિ અને મોટર ઉપડી. થોડો સમય તે વિચારગ્રસ્ત સ્થિતિમાં બેસી રહી. એકાએક તેની દૃષ્ટિ પોતાની બાજુમાં ગાદી તરફ ગઇ. ત્યાં એક કાગળ પડયો હતો. તેણે એ કાગળ ઉચકીને પહોળો કર્યો અને તેના મુખમાંથી ઉદ્ગાર સરી પડયો : 'આ શું ?'

એ એકસો રૂપીયાની નોટ હતી. તે સમજી ગઇ. કપિલરાયે જ પોતાની આર્થિક મુંઝવણના ખ્યાલથી આ નોટ અહીં મૂકેલી હોવી જોઇએ. ક્ષણભર તો તેના મનમાં રોષ ઉત્પન્ન થયો. પોતે મોટા જાગીરદારની પુત્રી શું એવી ભિખારણ બની ગઇ છે કે તે કપિલરાયનું આપેલું દાન લે ! પરંતુ બીજી જ ક્ષણે તેને વિચાર આવ્યો :

'એમાં કપિલરાયનો શો દોષ ! મારી આર્થિક મુંઝવણ મેં તેમની હાજરીમાં કાકાને જણાવી એટલે એ મુંઝવણ ટાળવાની લાગણીથી તેમણે આ નોટ અહીં મૂકી હોવી ,જોઇએ.' પરંતુ તે આવી રીતે મળેલી મદદનો ઉપયોગ કરવા ઇચ્છતી ન હતી. એટલે દેવગામ ગયા પછી તે નોટ પાછી મોકલી આપવી એવો વિચાર કરીને તેણે સો રૂપીયાની નોટને ગજવામાં મૂકી દીધી.

રણજીતરાય અમદાવાદ ગયો. શાહીબાગમાં તેનો બંગલો હતો. તે તથા તેની પત્ની અમદાવાદ જતાં ત્યારે એ બંગલામાં રહેતાં. અત્યારે બંગલે પહોંચતાં તેણે પોતાની પત્ની તથા પુત્રને ત્યાં જોયાં.

'તમે અચાનક અહીં ક્યાંથી?' તેણે પ્રશ્ન કર્યો

'હું મોહનપુરથી નીકળીને ગઇકાલે દેવગામ પહોંચી. ત્યારબાદ રાત્રે એકાએક આપણા વિનોદને સખત તાવ આવ્યો. એટલે તેની તબિયત બતાવવાને માટે એને અહીં લાવી છું. વળી મારે અહીંથી કેટલીક ખરીદી પણ કરવાની હતી.'

'વારૂ, વિનોદની તબિયત ડોકટરને બતાવી? અત્યારે તેને કેમ છે?'

'તાવ તો સ્હવારે જ ઉતરી ગયો હતો. અને તબિયત જોઇને ડોકટરે પણ કહ્યું કે પેટમાં થએલા અજીર્ણનો તાવ હતો. તેમની પાસેથી તેને માટે ચાર દિવસની દવા લીધી છે.'

'ઠીક કર્યું. હવે તું જલદી દેવગામ જા. ઇંદિરા મોહનપુરથી ત્યાં આવવાને રવાના થઇ ચૂકી હશે.'

'ઇંદિરા! આપણે ત્યાં એનું શું કામ છે?'

'એ માબાપ વગરની છોકરી તેના કાકાને ત્યાં નહિ તો બીજે કયે સ્થળે જાય?'

'કોઇ વનિતા વિશ્રામ કે સ્ત્રીરક્ષક સંસ્થાનો આશ્રય લે! હુ એને મારે ત્યાં રાખવાની નથી. એવી વેઠ મને ફાવતી નથી.'

'વનલીલા! તું આ શું બોલે છે? જરીક વિચાર કર. એ મારા ભાઇની પુત્રી છે અને તેની જાગીરનો હુ માલિક બન્યો છું. અત્યારે તેની અસહાય અવસ્થામાં મારે તેને આશ્રય આપવો જ જોઇએ. અને તેનું લગ્ન થશે ત્યાંસુધી તે આપણે ત્યાં જ રહેશે.'

પતિના સ્વરમાં રહેલી મક્કમતા વનલીલા સમજી ગઇ. હવે પોતાનો વિરોધ ચાલશે નહિ, એવું જાણીને તે બોલી: 'ભલે ત્યારે, મારે શું! તમારા ઘરને તમે ધર્મશાળા બનાવો અને હામજી ભામજી જે કોઇ આવે તેને આશ્રય આપો, તો પણ હું કશું બોલવાની નથી. હું તો મારે સીંદરાં ખેંચે રાખીશ.'

રણજીતરાય વનલીલાનો સ્વભાવ જાણતો હતો. એટલે કશી વધુ ચર્ચા કર્યા વગર તે પોતાની દુકાન પર જવાને રવાના થયો.

# પ્રકરણ ૧૧મું

## ભાવીનિર્ણય

ઇન્દિરા કાકાને ત્યાં રહે છે. કાકાનો સ્વભાવ માયાળુ છે, પ્રેમાળ છે. ઇન્દિરાને કશી ઉણપ ન લાગવા દેવાની તે કાળજી રાખે છે. પરંતુ કાકી! કાકી એટલે તો સાક્ષાત ચંડિકાસ્વરૂપ! દિવસ ઉગ્યા વગર રહે તો એને ઇન્દિરા સાથે વચકું પડયા વગર રહે. ઇન્દિરા જાણે કોઇ અજાણી, અનાથ છોકરી હોય અને પોતે તેને આશ્રય આપીને ભારે ઉપકાર કરતી હોય એવો જ તેની સાથેનો વર્તાવ.

છતાં પોતાની પરિસ્થિતિનો વિચાર કરીને ઇન્દિરા એ બધું સહન કરી રહી હતી. જ્યારે તે મોહનપુરથી અહીં આવવાને માટે મોટરમાં રવાના થઇ તે વખતે કપિલરાયે ઇરાદાપૂર્વક સો રૂપીઆની નોટ તેની બાજુમાં મૂકી દીધી હતી. એ નોટ દેવગામ જઇને પાછી મોકલી આપવાનો ઇન્દિરાનો ઇરાદો હતો. પરંતુ અહીં કાકીનું વર્તન જોયા પછી તેણે પોતાના અંગત ખર્ચને માટે એ નોટને ઉપયોગમાં લીધેલી અને સમય આવતાં પોતાને ઉછિની મળેલી એ રકમ કપિલરાયને પાછી આપી દેવી એવો તેણે વિચાર રાખ્યો હતો. એ સમય ક્યારે આવશે તે માત્ર એક પ્રશ્ન હતો.

અઠવાડિયું થયા રણજીતરાય મુંબઇ ગયા હતા. ત્યાંથી તેઓ કેટલાક કામકાજને અંગે દિલ્હી જવાના હતા. એટલે તેમને અહીં આવતાં, હજી એક પખવાડિયું લાગે તેમ હતું. દરમ્યાન હુતાશણીના તહેવારો નજીક આવતા હતા, અને એ તહેવારો અહીં ગાળવાને માટે પોતે આવનાર છે એવો વનલીલાની માતાનો પત્ર આજે આવ્યો હતો. બીજે દિવસે વનલીલાની માતા લક્ષ્મીબાઇ દીકરીને ત્યાં આવી. તેની સાથે તેના ભત્રિજાનો પુત્ર મન્મથરાય પણ હતો.

મન્મથરાયના આવવાથી ઇંદિરાના જીવનમાં કાંઇક રસ પેદા થવા લાગ્યો. એકાંતિકતા તેને સાલતી હતી તે દૂર થઇ. ઇંદિરા

હમેશાં સવારે ચાનાસ્તો લીધા પછી વિનોદને લઇને બહાર ફરવાને માટે જતી. કોઇ વાર મન્મથ પણ તેમની સાથે થઇ જતો. મન્મથની વાત કરવાની છટા કોઇને પણ આકર્ષે તેવી હતી. ઇંદિરાના દિલમાં તો પ્રથમથી જ તેને માટે કુણું સ્થાન હતું. એટલે મન્મથનો સહવાસ તેને પ્રિયકર લાગતો.

એ પ્રમાણે તેના સહવાસમાં દિવસો પસાર થવા લાગ્યા. લક્ષ્મીબાઇ અહીંથી ખસવાનું નામ લેતાં ન હતાં. વનલીલાને એ રૂચતું નહિ. એક સમય એવો હતો કે ઇંદિરાનાં લગ્ન મન્મથની સાથે થાય એમ વનલીલા ઇચ્છતી હતી. પરંતુ એ વખતે દેસાઇ જીવતા હતા. ઇંદિરાને તેની માતાના વડીલ તરફથી રૂપીઆ પચાસ હજારનો વારસો મળેલો છે, એમ સહુ જાણતાં હતાં. એટલે ઇંદિરાનાં લગ્ન મન્મથની સાથે થાય તો મન્મથને ઓછામાં ઓછો એક લાખનો તડાકો પડે એવી વનલીલાની ધારણા હતી. ઇંદિરા જેવી અનાથ છોકરીની સાથે લગ્ન કરવાથી મન્મથને કશું પણ મળે તેમ ન હતું, એ વસ્તુસ્થિતિના ખ્યાલપૂર્વક આ બંને વચ્ચે વધતો જતો સહવાસ વનલીલા પસંદ કરતી નહિ.

એક દિવસે સાંજે ઇંદિરા વિનોદને લઇને બહાર ફરવા ગઇ. તુરત તેની પાછળ મન્મથ પણ નિકળ્યો. તેમને વાર્તાલાપમાં એટલો બધો રસ પડયો કે સંધ્યાકાળ થઇ જવા છતાં તેનો પણ ખ્યાલ રહ્યો નહિ. તેમને ઘેર આવતાં હમેશ કરતાં ઘણું મોડું થઇ ગયું. મન્મથ રસ્તામાંથી છૂટો પડીને અન્ય સ્થળે ચાલ્યો ગયો. ઇંદિરા તથા વિનોદ ઘેર આવ્યાં. વનલીલા કાકી ધુવાંફુવાં થઇ રહ્યાં હતાં. તેમની પાસે, તેમને ત્યાં આખો વખત રહીને કામ કરનારી મણીબહેન બેઠી હતી. ઇન્દિરાને જોઇને વનલીલા ઉભી થઇ અને બોલી :

કાકીના શબ્દો ઇન્દિરાને હૃદયમાં જાણે સૂયો ઘોંચ્યો હોય તેવા લાગ્યા. છતાં તેણે શાંતિપૂર્વક જવાબ આપ્યો : 'હું ભટકવા નહોતી ગઇ. વિનોદભાઇને લઇને ફરવા ગઇ હતી.'

'હા હા, હું સમજું છું : પેલો આવ્યો છે, ત્યારથી તને ફરવા સિવાય બીજું કાંઇ સુજતું જ નથી. જ્યારે હોય ત્યારે બેઉ જણાં સાથે ને સાથે. આજકાલની સુધરેલી છોકરીઓ કોઇ દેખાવડો જુવાન જોયો કે તેની સાથે નખરાં કરવા લાગી જાય છે, તેની પાછળ પાછળ ભટકતી ફરે છે. પરંતુ મારા ઘરમાં એ નહિ ચાલે.'

કાકીનો શબ્દેશબ્દ શલ્યની પેઠે ખૂંચતો હતો. આટલા દિવસથી ઇન્દિરા પુષ્કળ સહન કરી રહી હતી. પરંતુ આ આક્ષેપ તેનાથી સહન થયો નહિ. એટલું જ માત્ર નહિ પણ આ ઘરમાં કાકાના જુવાન મિત્રો આવતા, તેમની સાથેનું કાકીનું એક પવિત્ર પ્રમદાને ન છાજે તેવું વર્તન તે જોતી હતી, એ બધું તે સહન કરી લેતી હતી. પરંતુ એ પ્રકારનું અનિષ્ટ વર્તન ચલાવનારી સ્ત્રી પોતાની ઉપર આવો આક્ષેપ મૂકે એ તેનાથી સહન થઇ શક્યું નહિ. તે સહેજ ઉચ્ચ સ્વરે બોલી : 'જુવાનોની પાછળ ભટકવાનું અને તેમની સાથે નિર્લજપણે ચાળા કરવાનું કામ તો અત્યારે પરણેલી સ્ત્રીઓ કરી રહી છે. હું કંઇ ભટકતી ભિખારણ નથી અથવા તમારે પનારે પડેલી નથી કે તમે ગમે તેમ બોલી રહ્યાં છો. તમે બીજાંને કહેતાં પહેલાં તમારૂં પોતાનું જ—'

'શું! તું મારી ઉપર આક્ષેપ મૂકે છે?'

'હું આક્ષેપ મૂકતી નથી, પરંતુ જે સાચું છે તે જ કહું છું. કાકાસાહેબના મિત્રો સાથેનું તમારૂં વર્તન મારાથી છાનું છે એમ ન માનશો, કાકીસાહેબ!' ઇન્દિરાએ સ્પષ્ટતા કરી.

'ચબાવલી છોકરી! મને! મને!' પરંતુ એથી વધુ બોલવાને બદલે વનલીલાનો હાથ ઉપડયો. તેણે ઇન્દિરાને જોરથી તમાચો ચોડી કાઢયો. ઇન્દિરા ગુસ્સાથી લાલચોળ થઇ ગઇ. તે કાંઇક બોલવા જતી

હતી, પરંતુ તે પૂર્વે પ્રથમના જ જોરથી બીજા ગાલ પર વનલીલાએ તેને તમાચો ચોડી કાઢ્યો.

ઇન્દિરા ખુરસી પર બેસી ગઇ અને બે હાથમાં મોં છુપાવીને આક્રંદ કરવા લાગી. વિનોદ તો ત્યાંથી ભાગી જ ગયો. મણીબ્હેન પણ ડઘાઇ ગઇ. વનલીલા ગુસ્સામાં ને ગુસ્સામાં ત્યાંથી ચાલી ગઇ.

રાત્રે ઇન્દિરાએ ખાધું નહિ, તે પોતાના ખંડમાં જઇને સૂઇ રહી. તેની કોઇએ દરકાર પણ કરી નહિ. આખી રાત્રિ તેણે બેચેનીમાં વીતાવી. તેનો રોષ શમતો ન હતો. આ ઘરમાં એક દિવસ પણ રહેવાનું તે ઇચ્છતી ન હતી. કાકાસાહેબ આવે એટલે તે અહીંથી ચાલી જવા માગતી હતી. પરંતુ કોને આશ્રયે જવું એ પ્રશ્ન તેને મુંઝવતો હતો.

બીજે દિવસે સ્હવારે તે ઉઠી. સ્નાનાદિ નિત્યકર્મથી પરવારીને ચા પીધી. હજી પણ તેના દિલને કાંઇ ચેન પડતું ન હતું. તે બારી પાસે ઉભી ઉભી દૂર દૂર સુધી દૃષ્ટિ પહોંચાડતી, આ મકાનનો ત્યાગ કરીને કોઇ દૂરના સ્થળે ચાલી જવાની વિચારણા કરી રહી હતી. એ વખતે તેણે કમ્પાઉન્ડમાંથી મોટરને બહાર પસાર થતી જોઇ. તેમાં વનલીલા બેઠી હતી. મન્મથ મોટર ચલાવતો હતો. તે બારી પાસેથી ખસી એક પુસ્તક લઇને બિછાનામાં પડી પડી વાંચવા લાગી.

અર્ધો કલાક પસાર થઇ ગયો. મણીબહેન અંદર આવી. તેણે કહ્યું: 'કોઇ ગૃહસ્થ તમને મળવા આવેલ છે.'

'મને કે કાકીસાહેબને ?'

'એ ગૃહસ્થ મોહનપુરથી આવે છે અને તમને જ મળવા આવ્યા છે. તેમનું નામ કપિલરાય.'

'કપિલરાય ! વારૂ તેમને અંદર મોકલો !'

મણીબહેન ગઇ. એકાદ પળ પછી વિનોદ કપિલરાયની આંગળીએ વળગીને અંદર આવ્યો અને બોલ્યો : 'ઇન્દિરાબહેન ! મહેમાન આવ્યા છે. તમારે ગામથી આવ્યા છે. તમને મળવા આવ્યા છે.'

'હા, હું મારા વકીલાતના કામે વિક્રમગામ આવેલો ત્યાંથી દેવગામ નજીક હોઇ તમારી ખબર કાઢતો જાઉં એવા વિચારથી અહીં આવ્યો છું.'

'આપનો મોટો આભાર.'

'એમાં આભાર જેવું કશું છે જ નહિ. પરંતુ તમારા વદન ઉપર ચિંતાભરી ઉદાસીનતા દેખાય છે તેનું શું કારણ?'

'તેનું કારણ કહું?' વિનોદ બોલ્યો: 'મારી બા છે ને, તેણે ગઇ કાલે ઇન્દિરાબહેનને બે લપડાકો ચોડી દીધી હતી.'

'વિનુભાઇ! એવું ન બોલાય, હો!'

'કેમ ન બોલાય? કપિલરાય કહેતા હતા કે તે તમારા મિત્ર છે. તો તેમને તમારી વાત કેમ ન કહેવાય? ઇંદિરાબહેન મને બહાર લઇ જાય છે, એટલે મારી બા કહે છે કે તે ભટકવા જાય છે. મારી બાનો સ્વભાવ જ એવો છે. તે મને પણ ઘણી વાર અમથો અમથો મારે છે.'

'ચૂપ, ચૂપ!' ઇંદિરા બોલી; અને તે વિનોદને બહાર લઇ જઇ મણીબહેનને સોંપી આવી.

કપિલરાય બોલ્યો: 'ઇંદિરાગૌરી! સાચું કહો: આ સ્થળે તમે બહુ જ ત્રાસ સહન કરી રહ્યાં હો એમ લાગે છે.'

'એ વાત સાચી છે. પણ હું ક્યાં જાઉં? મને કોણ આશ્રય આપે? હું શુ કરૂં?'

'જો તમને મારી ધૃષ્ટતા ન લાગે તો હું તમારી પાસે એક પ્રસ્તાવ મૂકું.' કપિલરાયે એકાએક કહ્યું: 'તમે ઇંદિરાભવનનાં શેઠાણી થવાનું પસંદ કરો છો?'

'ઇંદિરાભવનની શેઠાણી!' તે પ્રશ્નાત્મક દૃષ્ટિથી જોઇ રહી.

'એટલે કે મને તમારા પતિ તરીકે સ્વીકારીને.'

એ જ વખતે વનલીલાએ આ ખંડમાં પ્રવેશ કર્યો. તે આ બંને સામે અર્થપૂર્ણ દૃષ્ટિથી જોઇ રહી.

ઇન્દિરાએ કહ્યું : 'આ મારાં કાકીસાહેબ !'

કપિલરાય બોલ્યો: 'હું મારી સાથે લગ્ન કરવાની ઇન્દિરાગૌરીને વિનતી કરતો હતો.'

અને જાણે વનલીલાના મસ્તક પરથી મોટો બોજો ઓછો થઇ ગયો હોય એવી રીતે સસ્મિત વદને તે બોલી: 'ઘણું જ સારૂં. તમે તો મોહનપુરના કપિલરાય વકીલ ને ? મણીબહેન મને કહેતી હતી કે તમે ઇન્દિરાને મળવા આવ્યા છો. તમારી સાથે ઇન્દિરાનું લગ્ન થાય એથી મને તથા તેના કાકા બેઉને ઘણો જ આનંદ થશે.'

કપિલરાયે કહ્યું : 'હું જાણું છું કે હું તમારા કરતાં ઉતરતા કુળનો છું, પરંતુ હું ઇન્દિરાગૌરીને સુખી કરી શકીશ એટલી તો ખાતરી આપુ છું.'

'જરૂર, જરૂર. કુળને વળી શું કરવું છે ? હું માનું છું કે ઇન્દિરાએ પણ તમારી માગણીનો સ્વીકાર કર્યો જ હશે'

કપિલરાયે ઇન્દિરાની સામે જોયું.

'મને થોડો સમય વિચાર કરવા દો. હું સાંજે તમને મારો નિર્ણય જણાવીશ.'

'બહુ સારૂં, ત્યારે સાંજે હું અહીં આવીશ.' કપિલરાય ચાલ્યો ગયો.

વનલીલા પણ ગઇ. ઇન્દિરા એકલી પડી. તેના અંતરમાં વિચારનાં વમળ ચડવા લાગ્યાં: કપિલરાય યુવાન છે, કેળવાએલો છે, સોહામણો છે, તેની સ્થિતિ પણ સુખી છે. પણ તેનો પ્રેમ તો પેલા મન્મથ પ્રત્યે હતો. મન્મથને તે ભૂલી શકતી ન હતી. એ જ પ્રશ્ન કપિલરાયની માગણી સ્વીકારતાં તેને અટકાવતો હતો.

થોડી વારે વનલીલા તથા લક્ષ્મીબાઇ તેની પાસે આવ્યાં. લક્ષ્મીબાઇએ પણ આ લગ્ન પ્રત્યે સંમતિ દર્શાવી. એથી ઇન્દિરા ખૂબ સુખી થશે, નિશ્ચિંત બનશે, ઇન્દિરાભવનની માલિકણ થશે, એવા

એવી આશાઓ બતાવી, અને કપિલરાયની માગણીનો સ્વીકાર કરવા આગ્રહ કર્યો. વનલીલા તો રાજી જ હતી. ઇન્દિરા ક્યારે અહીંથી ટળે એ જ તે ઇચ્છતી હતી માત્ર ઇન્દિરાના દિલમાં મન્મથ પ્રત્યેના પ્રેમનો પ્રશ્ન જાગૃત હતો.

સમય પસાર થતો ગયો. સાંજ પડવા આવી. કપિલરાય આવ્યાના સમાચાર મણીબહેને ઇન્દિરાને આપ્યા. તેને શો જવાબ આપવો તેનો ઇન્દિરા હજી નિર્ણય કરી શકી ન હતી. એટલામાં મન્મથ તેની પાસે આવીને બોલ્યો : ' ઓહો ઇન્દિરાબેન ! તમને અભિનંદન ! '

' શાનું અભિનંદન ? '

' કપિલરાય સાથે તમારૂં લગ્ન થવાનું છે તે બદલનું. હમણાં જ હું બહારથી આવ્યો અને લક્ષ્મીબાએ મને વાત કરી. '

' પરંતુ મેં હજી કાંઇ નક્કી કર્યું નથી. '

એમાં નક્કી કરવા જેવું છે પણ શું ? તમે કપિલરાયને હા ભણી દો એટલે બસ. મને ઘણું ય થાય છે કે હું તમારી પાસે લગ્નની માગણી મૂકું. પરંતુ મારા જેવો મુફલીસ માનવી એક જાગીરદારની પુત્રી સાથે લગ્ન કરી તેને કેવી રીતે સુખી બનાવી શકે ? અમારા જેવા માટે તો ભ્રમરજીવન જ સારૂં ! ' અને એમ બોલતો તે ખડખડાટ હસી પડયો.

આ જ પળે ઇન્દિરાના અંતરે ભાવીનિર્ણય કરી લીધો. તે કપિલરાયની પાસે ગઇ અને બોલી : ' કપિલરાય ! હું તમારી માગણીનો સ્વીકાર કરૂં છું. પરંતુ એટલું મારે તમને નિખાલસપણે જણાવવું જોઇએ કે લગ્ન પહેલાં જે પ્રેમ ઉત્પન્ન થવો જોઇએ, તે તમારે માટે મારા દિલમાં નથી.'

' ન જ હોઇ શકે ! ક્યાં તમે અને ક્યાં હું ! પરંતુ મને આશા છે કે આપણાં લગ્ન પછી હું તમારા પ્રેમને પ્રાપ્ત કરી શકીશ. આપણા સમાજમાં આવા પ્રસંગો તો અનેક બને છે. '

' એ વાત સાચી છે. પરંતુ પ્રેમવિહીન લગ્નો ઘણી વાર સુખી નીવડતાં નથી. '

'એવો અમંગળ વિચાર ન લાવો. તમારા સુખને માટે હું પ્રાણાર્પણ કરવા પણ તૈયાર છું.'

'ભલે ત્યારે તેમાં મારી સંમતિ છે.'

કપિલરાય રાત્રે અહીં જ રોકાયો. બીજે દિવસે પણ તે રોકાયો.

ઇંદિરા હવે એક દિવસ પણ અહીં રહેવા ઇચ્છતી ન હતી. એટલે લગ્નકાર્ય જલ્દીથી પતી જાય એવી તેની ઇચ્છા હતી. વનલીલા પણ ઇંદિરા ક્યારે અહીંથી જાય એવું માગતી હતી. એથી તેણે પણ આ કાર્ય જલ્દીથી ઉકેલવાની તૈયારી કરી દીધી. રણજીતરાયને તારથી ખબર આપી દીધી. લગ્ન સંપૂર્ણ સાદાઇથી કરવાનાં હતાં. કારણ કે મનમોહનરાયના મૃત્યુને હજી વધુ સમય વીત્યો ન હતો.

કપિલરાયે પોતાને થોડા દિવસનું રોકાણ થશે, એવું ડાહ્યાભાઇને પત્રથી જણાવ્યું. તેની ગેરહાજરીમાં ડાહ્યાભાઇ બધું કામકાજ સંભાળી શકતો હતો, એટલે એ વિષયની તેને ચિંતા ન હતી.

રણજીતરાય આવી પહોંચ્યા. તેમણે આ લગ્ન પ્રત્યે પોતાની પ્રસન્નતા દર્શાવી અને સંપૂર્ણ સાદાઇથી કશા પણ દેખાવ વગર કપિલરાય તથા ઇંદિરા લગ્નગ્રંથીથી જોડાયાં. રણજીતરાય અને વનલીલાએ કપિલરાયને ઇન્દિરાનું કન્યાદાન દીધું.

## પ્રકરણ ૧૨મું

### કપિલરાયનો પત્ર

કપિલરાયને મોહનપુરથી ગયાને એક અઠવાડિયું થઇ ગયું હતું. તે દરમ્યાન તેના બે પત્રો આવી ગયા હતા. આજે સ્હવારે એક પત્ર લઇને તેનો મુનીમ ડાહ્યાભાઇ કપિલરાયની વિધવા બેન ગંગાબેન પાસે આવ્યો. તેણે કહ્યું: 'મોટીબેન ! આ તમારો પત્ર છે.'

'મારો પત્ર ! મને વળી પત્ર લખનાર કોણ છે ?'

'કપિલભાઇનો મારા ઉપર પત્ર આવેલો, તેમાં તેમણે તમારૂં શિરનામું કરેલું કવર બીડીને મોકલ્યું હતું.'

'એવું મારી ઉપર એને ખાનગીમાં શું લખવાનું હશે?' મોટીબેનને આશ્ચર્ય થયું: 'વારૂ, લાવો એ પત્ર.' તેણે કવર ફાડીને અંદરથી પત્ર કાઢી વાંચ્યો. વાંચતાં વાંચતાં તેના ચીમડાઇ ગયેલા ચહેરા ઉપર આશ્ચર્ય, રોષ, તિરસ્કાર આદિ અનેક પ્રકારના ભાવ અંકિત થઇ ગયા. એ પત્ર આ પ્રમાણે હતો:

**'ગંગા સ્વરૂપ મોટીબેન,**

'મેં આજે સ્વર્ગસ્થ મનમોહનરાય દેસાઇજીની પુત્રી ઇન્દિરા સાથે લગ્ન કર્યું છે. અહીંથી હું અમદાવાદ જાઉં છું. ત્યાંથી અમે બે ચાર દિવસને માટે આબુ જઇશું. વિગતવાર પત્ર હું અમદાવાદથી લખીશ.

**'નાના ભાઇ કપિલનાં વંદન.'**

'મારા પત્રમાં આ શું લખે છે.?' તે બોલી.

'મેં તમારો પત્ર કયાં વાંચ્યો છે કે મને ખબર હોય?'

'તમને તેણે કશું નથી લખ્યું?'

'શી બાબતમાં?'

'એ લખે છે કે તેણે પેલા ઉફાંદી અને ઉડાઉ જાગીરદાર મનમોહનરાયની દીકરી સાથે ગઇ કાલે લગ્ન કર્યું છે.'

'ઇન્દિરાગૌરી સાથે!'

'હા.'

'એ તો ઘણું જ સારૂં.

'શું સારૂં! તમારૂં કપાળ! એવી એક શ્રીમંતની અને ખર્ચાળ સ્વભાવની છોકરી સાથે લગ્ન કરવું તે આપણા જેવા સાધારણ માણસને પાલવે ખરૂં? ખરેખર! કપિલ આવડો મોટો થયો તો પણ તેનામાં અક્કલ ન આવી. બેવકુફ! મૂર્ખો!'

'મોટીબેન! હું કપિલરાયને બેવકુફ કે મૂર્ખ માની શકતો નથી. તેમણે વિચાર કરીને જ કર્યું હશે.'

'વિચાર ! શાનો વિચાર ! જો તેનામાં વિચાર કરવાની જરી પણ શક્તિ હોત તો તે આ છોકરી સાથે કદી પણ લગ્ન કરત નહિ. તમે જ કહો. તમે તમારા દીકરાને કોઇ મોટા જાગીરદારની છોકરી સાથે પરણાવવાને તૈયાર થાઓ ખરા ?'

'મોટીબેન ! મારૂં એ ગજું નહિ. હું તો રહ્યો ગરીબ માણસ.'

'ત્યારે અમે શું મોટાં શ્રીમંત છીએ ? અને પૈસો હોય તો તે શું આવી છોકરી સાથે લગ્ન કરી તેના ઉડાંદી ખર્ચમાં ઉડાવી દેવાને માટે છે ? જો મને જરીક પણ ખબર હોત કે તે ઇન્દિરા સાથે લગ્ન કરવાનો છે, તો મામલતદાર સાહેબની પાસે જઇને કપિલને ગાંડાની ઇસ્પિતાલમાં મોકલવાનો પાસ હું કઢાવી લાવી હોત.'

તેના એ શબ્દો સાંભળીને ડાહ્યાભાઇને સ્વાભાવિક રીતે જ હસવું આવ્યું. એ જોઇ તે બોલી : 'શું હું ખોટું કહું છું ? નહિ, જે દીવાનો હોય તે જ પોતાના કુળને ન છાજે તેવું ગજા ઉપરાંતનું કામ કરવાને તત્પર થાય. ઠીક છે, એ બેઉ જણાં અહીં આવશે એટલે હું એમને ઘરમાં જ પેસવા દેવાની નથી.'

ડાહ્યાભાઇ બોલ્યો: 'પણ મને તો લાગે છે કે તેઓ ઇન્દિરા-ભવનમાં જ રહેશે.'

'ઇન્દિરાભવનમાં ! શું એ મોટા મકાનનું ગંજાવર ભાડું કપિલ આપશે ?'

'ઇન્દિરાભવન ભાડે રાખવાનો પ્રશ્ન જ નથી. મનમોહનરાય દેસાઇના જીવતાં જ કપિલરાયે એ મકાન તેમની પાસેથી ખરીદી લીધું છે.'

'કેટલા રૂપીયામાં ?'

'તેના એક લાખ રૂપીઆ આપ્યા હતા.'

'એક લાખ રૂપીઆ ! એને તે દીવાળું કાઢવું છે કે શું ?'

'તમે નકામાં ગુસ્સે થાઓ છો, મોટીબેન ! કપિલભાઇ પાસે પુષ્કળ પૈસો છે. અને—'

' તે શું આમ ઉડાવી દેવાને માટે ? ઠીક છે, જાઓ. એ આવે ત્યારે એની વાત છે. '

વિકરાળ વાઘણની સામેથી બકરા છૂટે એવી રીતે ડાહ્યાભાઈ દીર્ઘ શ્વાસ લેતા મોટીબેન સામેથી રફુચક્કર થઈ ગયો. મોટીબેનના દિલમાં મોટા ઝંઝાવાત મચી રહ્યો. કપિલની ઉમર લગ્ન કરવાને લાયક થઈ હતી. તે લગ્ન કરે એ સામે તેને વાંધો ન હતો. પરંતુ એ વિષે તેણે પોતાને જણાવવું જોઈએ. પોતે લાયક કુળની કન્યા શોધી કાઢે, કપિલ તેની સાથે લગ્ન કરે તો જ તે સુખી થઈ શકે એમ ગંગાબેન માનતી હતી. તેને બદલે કહ્યા કરાવ્યા વગર કપિલે એક ઉડાઉ જાગીરદારની તેટલી જ ખર્ચાળ છોકરી સાથે લગ્ન કરી લીધું એ ગંગાબેનને જરી પણ રૂચ્યું નહિ. પરંતુ હવે એનો બીજો ઉપાય ન હતો.

તેના દિલનો રોષ ઓછો થતો ન હતો. કપિલની મૂર્ખતા વિષે તેના મનમાં અનેક વિચારો આવતા હતા. એ વિચારો કોઈની પાસે ઠાલવ્યા વગર તેને શાંતિ થાય તેમ ન હતું. એટલે તે કપડાં પહેરી તૈયાર થઈ. તેનો ઇરાદો રાવબહાદુર હરિપ્રસાદ મુનશીને ત્યાં જઈ દીવાળી-માશીને ભાઈના લગ્નની વાત જણાવવાનો હતો. તે કપડાં બદલાવી દીવાળીબાઈ પાસે જવાને નિકળી.

હેમલતા વરંડા ઉપર ઉભી હતી. ગંગાબેનને જોઈને તે મનો-ગત બોલી : ' મોટીબેન અત્યારમાં કેમ આવ્યાં હશે ? '

ગંગાબેન તેની પાસે આવીને બોલી: ' દીવાળીમાશી ક્યાં છે ? '

' આવો મોટીબેન ! મારી બા તો આજે બાપુજીની સાથે બહાર ગયાં છે. તેમને માટે તથા મારે માટે થોડુંક કાપડ ખરીદવાનું હતું અને મારી બાની તબીયત આજે ઠીક હતી એટલે તે બાપુજીની સાથે બજારમાં ગયાં છે. મારી બાનું શું કામ હતું ? '

' મારા ડાહ્યા ડમરા કપિલભાઈએ મોટી મોથ મારી છે, તેના સમાચાર કહેવા આવી છું. '

'એવા શા સમાચાર છે ?'

'કપિલભાઈ મોટો જંગ જીત્યા છે !'

'એટલે ! હું કાંઈ સમજી નહિ.'

'તું પેલા મનમોહનરાય દેસાઈની દીકરી ઇંદિરાને તો ઓળખે છે ને ?'

'તે એનું શું છે ?'

'એનું એમ છે કે ઈંદિરા દેવગામમાં તેના કાકાને ત્યાં રહે છે, અને કપિલરાયે તેની સાથે ગઈ કાલે ગુપચુપ લગ્ન કર્યું છે.'

પોતાના પગની નજીકમાં બોમ્બ પડયો હોય અને એથી જેટલો આઘાત લાગે તેના કરતા વધારે આઘાત ગંગાબેનના શબ્દોએ હેમલતાના હૃદયને પહોંચાડયો. છતાં મનઃસંયમ જાળવવાનો યત્ન કરતી તે બોલી : 'નહિ, નહિ, એમ ન બને. એ વાત ખોટી હશે.'

'ખોટી શાની હોય! ભાઈસાહેબ પોતે પોતાના હસ્તાક્ષરે જ મને લખેલા પત્રમાં જણાવે છે.'

'ઠીક, રહો. હું તમારે માટે ચહા બનાવી લાવું.' એમ કહીને તે રસોડા તરફ ગઈ. તેમને ત્યાં જે બાઈ રસોઈ કરતી હતી તેમને ચહા બનાવવાની સૂચના આપીને પોતાના ઓરડામાં જઈ બિછાના પર પડીને ડુસકાં ભરવા લાગી.

તે તો એમ જ માનતી હતી કે કપિલરાયનો પોતાની ઉપર સંપૂર્ણ પ્રેમ છે. એ માન્યતાને આધારે તેણે અનેક ભવ્ય કલ્પનાઓ બાંધી હતી. હવાઈ કિલ્લા રચ્યા હતા. અનેક સુખસ્વપ્નોમાં તે રમમાણ કરતી હતી. એ બધું ગંગાબેનના શબ્દોથી કડુડુડુ ભૂસ થઈ ગયું. તે મનોગત બોલીઃ 'શું કપિલ મારી પ્રત્યે જૂઠો પ્રેમ દર્શાવતો હશે ? તેનું ચિત્ત પેલી જાગીરદારની છોકરીમાં જ ચોટયું હશે ? એમ જ હોવું જોઈએ. મારા મનમાં શંકા તો હતી જ. પરંતુ હું માની શકતી ન હતી. કપિલરાય એવા એક ઉંચા કુળના કહેવાતા જાગીરદાર છતાં ભિખારી બની ગયેલા દેસાઈજીની છોકરી સાથે લગ્ન

કરશે, એવી કલ્પના મને ક્યાંથી આવે? કપિલ! તેં મને છેતરી છે. તેં તારા મોહપાશમાં મને મુગ્ધ બનાવી મારા હૃદયમાં કાતીલ છૂરી ઘોંચી દીધી છે.'

અને તેણે સ્વસ્થ થવાનો પ્રયત્ન કર્યો: મોં ધોયું, થોડું પાણી પીધું, વાળ સમાર્યા, અને પછી રસોડામાં જઇ તૈયાર થયેલા ચહાનો કપ લઇને ગંગાબેન પાસે ગઇ.

ચહા પીતાં ગંગાબેને કહ્યું: 'હવે હું રોકાતી નથી. દીવાળી-માશીને તું અમારા ભાઇસાહેબના આ પરાક્રમની વાત કરજે.'

ચહાનો કપ ખાલી કરી ગંગાબેન ઉઠી. તેના દિલમાં હજી પણ રોષનો ઉછાળો આવ્યા જ કરતો હતો. આખા ગામમાં કપિલની નાલાશી જાહેર કરૂં એમ તેના દિલને થતું હતું.

## પ્રકરણ ૧૩મું

### પુનઃ ઇંદિરાભવનમાં

જાગીરદારની છોકરી સાથે લગ્ન કરવામાં કપિલે ભયંકર ભૂલ કરી છે એમ ગંગાબેન માનતી હતી. પરંતુ એ ભૂલ હવે અનિવાર્ય હતી. થયેલું લગ્ન ફોક થઇ શકે તેમ ન હતું. તથાપિ ભૂલોની પરંપરા થવા ન પામે, કપિલે તથા તેના પિતાએ એકઠી કરેલી મૂડી વેડફાઇ જવા ન પામે, એટલા માટે પાણી પહેલાં પાળ બાંધવાનો ગંગાબેને નિર્ણય કરી લીધો.

કપિલરાય અહીં આવીને તેની પત્ની સાથે ઇંદિરાભવનમાં રહેવાનો હતો. તો પછી પોતે પણ તેની સાથે ત્યાં જ રહેવા જવું અને આ મકાન ભાડે આપી દેવું, એવો વિચાર કરીને ગંગાબેને ડાહ્યાભાઇને બોલાવ્યા. ઇંદિરાભવનમાં કપિલરાયે જે માણસોને નોકર તરીકે રાખ્યાં હતાં તેમનો પગાર ચૂકવીને તેમને છૂટા કરી દેવાની સૂચના આપી. ડાહ્યાભાઇએ ઘણો વિરોધ કર્યો, પરંતુ મોટીબેનના મક્કમ નિર્ણય પાસે તેનું કશું ચાલ્યું નહિ. એ પછી આ મકાનમાંથી પોતાને જરૂરનો તમામ સામાન ઇંદિરાભવનમાં ફેરવી નાંખ્યો, વધારાનો સામાન એક ઓરડામાં મૂકી દીધો અને મકાનનો બાકીનો ભાગ ભાડે આપી દીધો. રસ્તા ઉપરનું મકાન હોઇ, ભાડું પણ સારૂં ઉપજ્યું. અલબત, ઓફિસનો જે ભાગ હતો તે કાંઇ ભાડે આપી શકાય તેમ ન હતું.

એ પ્રમાણે વ્યવસ્થા કરીને ગંગાબેન પોતાના ચાર માણસો સાથે ઇન્દિરાભવનમાં રહેવાને માટે ગઇ. એ ચાર માણસોમાં એક તો પુરૂષોત્તમ જે બજાર માસ્તર તરીકેનું કામ કરતો હતો. બીજો જમનાનો તો વાચકને સ્વલ્પ પરિચય થઇ ચૂકયો છે. તે ઉપરાંત બીજી બે સ્ત્રીઓ હતી. તેમાં એક રાંધવાનું તથા બીજી પાણી ભરવા, વાસણ માંજવા વગેરેનું પરચુરણ કામકાજ કરતી હતી.

જમના ગંગાબેનની ખાસ વિશ્વાસપાત્ર હતી. ઘરની બધી ચાવીઓ તેની જ પાસે રહેતી અને તે ગંગાબેનની સૂચના મુજબ ઘરનો બધો કારભાર સંભાળતી હતી.

પાંચ દિવસ પછી મોટરો આવી. કપિલરાયે અમદાવાદમાંથી એ નવી જ ખરીદેલી હતી. એક પોતાને માટે, બીજી ઇંદિરાને માટે. તેના ડ્રાઇવરો પણ મોટર સપ્લાઇ કંપનીવાળાએ અમદાવાદમાંથી મેળવી આપ્યા હતા. ગંગાબેનને આ ન ગમ્યું. પરંતુ તેનાથી મોટર ડ્રાઇવરને કાઢી મેલી શકાય તેમ ન હતું. જો કે શરૂઆતથી જ ઉડાઉગીરીનાં પગરણ મંડાયા છે એવું તેના દિલમાં ઉંડે ઉંડે ખૂંચતું હતું. બીજે દિવસે સવારે કપિલરાયનો તાર આવ્યો. પોતે સાંજની ટ્રેનમાં આવનાર હોઇ વાહન સાથે સ્ટેશન પર હાજર રહેવાને ડાહ્યાભાઇને સૂચવ્યું હતું.

સાંજે બે મોટરોએ ઇંદિરાભવનમાં પ્રવેશ કર્યો. એકમાંથી કપિલરાય અને ઇંદિરાગૌરી નીચે ઉતર્યાં. કપિલે ગંગાબેનને પરશાળ પર પગથીયા પાસે ઉભેલી જોઇ. તે ચમકયો: ‘ મોટીબેન ! તમે અહીં કયાંથી ? ઇંદિરા ! આ મારાં મોટીબેન ગંગાબેન છે. ’

ઇંદિરાએ ગંગાબેનને પ્રણામ કર્યાં.

‘ ઇંદિરાવહુ ! તમારૂં એવાતન અખંડ રહો ! ’ મોટીબેને આશીર્વાદ આપ્યો અને તે ઇંદિરાને દિવાનખંડમાં લઇ ગઇ. કપિલરાય બીજી મોટર માંહેનો સામાન વ્યવસ્થિત રીતે મુકાવવાની ગોઠવણમાં પડયો.

‘ ઇંદિરાવહુ ? તમારે માટે ઉપલા માળે બે ઓરડા રાખ્યા છે. એટલે ત્યાં જઇ વસ્ત્રો બદલાવી આવો ! પછી થોડું મીઠું મ્હોં કરો. શીરો, પૂરી અને શાક તમારે માટે તૈયાર કરાવ્યાં છે. ’

‘ મને અત્યારે બિલકુલ ભૂખ નથી. પ્રવાસનો થાક પણ ખૂબ લાગ્યો છે. એટલે મારે ખાવું નથી. જો ચહા હશે તો ચાલશે. ’

‘ ચહા ! અને અત્યારે રાત્રે ! ઇંદિરાવહુ ! તમે જાણો છો કે રાત્રે ચહા પીવાથી બિલકુલ ઉંઘ આવતી નથી. એથી તો ઉલટી તબીયત બગડે. માટે રાત્રે ચહા પીવાની ટેવ કદી પણ રાખવી નહિ. એને બદલે થોડું ગરમ દૂધ પીવું તે સારૂં. ’

'ભલે ત્યારે એમ કરો.' સરલ સ્વભાવની તથા કોઈને પણ માઠું ન લગાડવાની વૃત્તિવાળી ઇંદિરાએ સંમતિ આપી. પછી પોતાને માટે ઉપર પોતાના ઓરડામાં દૂધ મોકલવાનું કહી તે મેડી ઉપર ગઈ, વસ્ત્રો બદલાવી કોચ ઉપર બેસીને ડુસ્કાં ભરવા લાગી. થોડી વારે કપિલરાય ત્યાં આવ્યો. તે ઇન્દિરાને રડતી જોઈને બોલ્યો : 'તું શા માટે રડે છે ?'

'કાંઈ નહિ ! અમસ્થી.'

'તો પણ !'

'આ મકાનમાં પુનઃ આવતાં મને બાપુજીનું સ્મરણ થયું અને હું મારા દિલ પર કાબૂ રાખી ન શકી.' એમ કહી ઇંદિરાએ આંખો લૂછીને સ્વસ્થ બનવાનો યત્ન કર્યો. પછી તે બોલી : 'કપિલ ! હવે મારે નીચે આવવાની જરૂર છે ? જો જરૂર ન હોય તો હું સૂઈ જાઉં. આજે તો મને બહુ જ થાક લાગ્યો છે.'

'આ તું શું બોલે છે ? તું આ ઘરની માલિકણ છે, દરેક રીતે સ્વતંત્ર છે. તું અહીં સંપૂર્ણ આનંદમાં રહે, તારી સુપ્રસન્નતા જળવાઈ રહે અને તને કોઈ જાતની તકલીફ ન પડે એવી મારી ઇચ્છા છે. એટલે તારે મને કશું પણ પૂછ્યા સિવાય તને યોગ્ય લાગે તે જ કરવાનું છે.'

પતિના પ્રેમપૂર્ણ માયાળુ શબ્દો સાંભળીને ઈંદિરા ગદગદ બની ગઈ. તેનું હૃદય આભારથી ઉભરાઈ ગયું. તે પતિના ખભા પર મસ્તક અઢેલીને મંદમંદ સ્ફુંદન કરવા લાગી. કપિલે એક હાથ તેની કમરની આસપાસ વીટાળી બીજા હાથે હડપચી પકડી, તેના કપોલ અને ભાલ પ્રદેશને પ્રેમભર્યાં ચુંબનોથી છાઈ દીધો.

ઇંદિરાના દિલમાં કપિલને માટે પ્રેમ ન હતો એ વાત સાચી. તથાપિ તેને એટલું તો લાગતું હતું કે આ સરલ અને ઉદાર હૃદયનો માયાળુ માનવી પોતાના પ્રેમનો પૂરો અધિકારી છે.

કપિલરાયે કહ્યું : 'હવે તું સૂઈ જા. હું હમણાં આવું છું.'

તે નીચે ગયો, ગંગાબેનને મળ્યો અને બોલ્યો : 'મોટીબેન ! તમે તથા આપણા માણસો, અહીં રહેવાને આવ્યાં ત્યારે આપણા ગામવાળા મકાનની શી વ્યવસ્થા કરી છે ?'

'એ મકાન તો મેં ભાડે આપી દીધું છે.'

'ભાડે આપ્યું છે! એટલે શું તમે કાયમને માટે અહીં રહેવાનો વિચાર રાખ્યો છે?'

'હાસ્તો. તું તથા ઇન્દિરા વહુ સંસારવ્યવહારનાં બિનઅનુભવી છો, એટલે તમે જો અહીં એકલાં રહો તો સ્વાભાવિક રીતે જ તમારો વ્યવહાર વધારે પડતો ખર્ચાળ બની જાય. એ કરતાં જો હું તમારી સાથે હોઉં તો બધો વ્યવહાર સંભાળી લઉં, માણસો ઉપર દેખરેખ રાખું, નકામો ખર્ચ થવા ન દઉં અને વળી બિનઅનુભવી ઇન્દિરાવહુ જેવી હલેતી છોકરીને સંસારવ્યવહારનો બોજો ઉઠાવવાની તકલીફ પણ ન પડે. તેમ જ તારે વારંવાર અમદાવાદ વગેરે સ્થળે જવું પડે છે એ વખતે તને પણ ઇન્દિરાવહુની કશી ચિંતા ન રહે. એ કારણથી જ મેં અહીં રહેવાનું રાખ્યું છે.'

કપિલરાયને મોટીબેનનો ખુલાસો વાસ્તવિક લાગ્યો. ઇન્દિરાને કશી પણ તકલીફ ન પડે એવી તેની ઇચ્છા હતી. મોટીબેન જેવી ઘરરખુ વ્યવહારકુશળ સ્ત્રીની સહાય અને સલાહ પોતાને તથા ઇંદિરાને અનેક રીતે ઉપયોગી થઇ પડશે એમ તે માનતો હતો. તેણે કહ્યું: 'વારૂ, પણ ઇંદિરાના મનને કશું ઓછું ન આવે એટલું ખાસ ધ્યાનમાં રાખજો. ગમે તેમ તોય તે એક મોટા જાગીરદારની દીકરી છે.'

'એની હું ક્યાં ના પાડું છું. તે આ ઘરની શેઠાણી છે, અને તું કહીશ તો હું તેની ચાકરડી તરીકે રહીશ.'

'ના હું એમ નથી કહેતો. મારૂં તો એટલું જ કહેવું છે કે તમે તેની સાથે મોટી નણંદનો ભાગ ભજવશો નહિ.'

'જા જા, ગાંડા! શું મેં આટલાં વરસ પાણીમાં કાઢયાં છે? ઇંદિરા તો મારી નાની બેન સમી છે. તે કેમ સુખી થાય એ જ મારી ઇચ્છા છે.'

'તો તો સારૂં.' કપિલરાય ઉઠયો અને ઉપર ગયો. ઇંદિરા સૂઇ ગઇ હતી. તેને અત્યારે નિદ્રામાંથી નહિ જગાડતાં પોતે પણ

બિછાનાવશ બન્યો. બીજે દિવસે સવારે બધાં વહેલાં ઉઠયાં. સ્નાનાદિ નિત્યકર્મથી પરવારીને તેઓ નીચે દીવાનખાનામાં ચહા નાસ્તો લેતાં હતાં તે વખતે પુરૂષોત્તમ આવ્યો. તે ઈંદિરા સામે જોઇને બોલ્યો: 'બાઇસાહેબ! શાકભાજી શું મંગાવવાં છે?'

ઇન્દિરા ક્ષણભર તેની સામે, તેના પતિની સામે અને મોટી· બેનની સામે જોવા લાગી. અત્યારસુધીમાં કોઇ પણ વખત આવો પ્રસંગ તેને માટે ઉપસ્થિત થયો ન હતો. પુરૂષોત્તમને શો જવાબ આપવો એ તેને સૂજતું ન હતું. મોટીબેને કહ્યું: 'ઇન્દિરાવહુ! જે મંગાવવું હોય તે કહો, એટલે પુરૂષોત્તમ લઇ આવે, મોડું ન થાય.'

ઇન્દિરા પુરૂષોત્તમને ઉદ્દેશીને બોલી: 'બજારમાં જે શાકભાજી સારાં મળતાં હોય અને તમને યોગ્ય લાગે તે લઇ આવો.'

એ સાંભળીને મોટીબેને કહ્યું: 'માણસને એવી રીતે ફરમાન કરવાથી તો તે બિચારો ગુંચવણમાં પડી જાય. ગમે તે લાવવાનું નહિ કહેતાં આપણે આજે જે શાકભાજી કરવાનાં હોય તેનાં નામ આપીને તે લઇ આવવાનું તેને કહેવું જોઇએ.'

'ત્યારે તો તમે જ કહો ને મોટીબેન!' ઈંદિરા સહેજ મુખ મલકાવતી બોલી.

'ભલે ત્યારે.' મોટીબેને કહ્યું અને તેણે પુરૂષોત્તમને આજને માટે જે કાંઇ શાકભાજી વગેરે જેટલું જેટલું લાવવાનું હતું તેની વિગતવાર સૂચના આપી.

ચહાપાન કર્યા પછી ઈંદિરા પોતાના ખંડમાં ગઇ. એટલે મણી· બેન તેની પાસે આવી. આ બાઇ તેના કાકાને ત્યાંથી ઈંદિરાની ઇચ્છાને માન આપીને અહીં સુધી આવી હતી. હવે તે પાછી દેવગામ જવા માગતી હતી. એ માટે તે ઇન્દિરા પાસે રજા લેવાને આવી હતી. ઇન્દિરાએ તેને એક કિમ્મતી રેશમી સાડી અને પચાશ રૂપીયા રોકડા આપ્યા અને મણીબેન વિદાય થઇ. થોડી વાર પછી મોટી· બેનની વિશ્વાસુ જમના ઇન્દિરાની પાસે આવી. તેણે કહ્યું: 'બાઇ·

સાહેબ ! મણીબેન દેહગામ ગયાં છે એટલે મોટીબેને મને કહ્યું છે કે તું બાઇ સાહેબની તહેનાતમાં રહેજે. એથી હું આપની પાસે આવી છું. આપને જે કાંઇ કામકાજ હોય તે બધું મને ફરમાવજો. આપને કશી તકલીફ ન પડે, આપનો મારી ઉપરનો પૂર્ણ વિશ્વાસ જળવાઇ રહે એ રીતે હું વર્તીશ.'

'બહુ સારૂ.' ઇન્દિરાના મનને એક પ્રકારનો આનંદ થયો. એટલું જ નહિ પણ પોતાની આવી કાળજી રાખનાર મોટીબેનને માટે પણ તેના મનમાં સ્વાભાવિક રીતે જ સદ્ભાવ ઉત્પન્ન થયો. થોડા સમયમાં જ મોટીબેનનો કડક અને સત્તાવાહી સ્વભાવ તે સમજી શકી હતી. છતાં પણ પોતાની મોટીબેનને કાળજી છે એ જોઇને તેનું સરલ અને મૃદુલ હૃદય મોટીબેન પ્રત્યેની આભારની લાગણીથી છલોછલ બન્યું.

## પ્રકરણ ૧૪મું

### હેમલતા આવે છે

એક પછી એક દિવસો પસાર થવા લાગ્યા. ઇંદિરાનો સંસાર સામાન્ય રીતે તો સુખશાંતિપૂર્વક ચાલતો હતો. જો કે મોટીબેનના સ્વભાવને લીધે કોઇ કોઇ વાર છમકલું બની જતું. પરંતુ ઇંદિરા તેમાં મોટીબેનની જોહુકમીને બદલે પોતાની અણઆવડત કિંવા બિનઅનુભવીપણું જોતી. કપિલરાય પણ મોટીબેનને માઠું ન લાગે અને ઇંદિરાનું દિલ ન દુભાય એવી સમયસૂચકતાપૂર્વક કામ લેતો.

હમણાં હમણાં મોટીબેને ઇંદિરાભવનના વિશાળ બગીચાને પણ કમાણીનું સાધન બનાવી દીધો હતો. દેસાઇજીના વખતમાં આ બગીચામાં મોટે ભાગે ફુલઝાડ અને કોઇ કોઇ ફળઝાડ હતાં. તેને બદલે મોટીબેને બગીચાનો એક વિભાગ જુદો કાઢીને તેમાં શાકભાજી વવરાવ્યાં હતાં. તે ઉપરાંત પોપૈયા તથા કેળના થડો પણ નાંખ્યા હતા. એમની ઇચ્છા એવી હતી કે એ શાકભાજી અને ફળ થાય તેમાંથી અમુક ભાગ ઘરઉપયોગને માટે રાખી બાકીનો મોટો ભાગ વેચી નાંખવામાં આવે તો એ નાની સરખી કમાણી પણ વરસે દિવસે દીપી નીકળે. ત્યાંસુધીની તેમની યોજના ખોટી ન હતી, પરંતુ એક વખત તેમની અને કપિલરાયની વચ્ચે એક ક્યારાના સબંધમાં ચડભડાટ થવા પામ્યો.

હકીકત એમ હતી કે એ ક્યારામાં અત્યારે મોસમ હોવાથી રીંગણી અને મરચી નાંખવાનું મોટીબેને માળીને કહ્યું હતું. માળી તેમની સૂચનાનો અમલ કરતો હતો એ વખતે કપિલરાય તથા ઇન્દિરા બગીચામાં ફરતાં ફરતાં તે સ્થળેથી પસાર થયાં. કપિલરાયના પૂછવાથી માળીએ પોતે મોટીબેનની સૂચનાનો અમલ કરતો હોવાનું જણાવ્યું. ઇન્દિરાએ સ્વાભાવિક રીતે સૂચવ્યું:

'આ ક્યારો બંગલાની નજીકમાં છે એટલે અહીં ગુલાબ અને મોગરો રોપ્યા હોય તથા રીંગણી અને મરચી બંગલાથી થોડે દૂરના ક્યારામાં રોપ્યાં હોય તો એ વધારે ઠીક લાગે, કેમ ખરૂ ને ?'

'તારૂ કહેવું બરાબર છે.' અને પછી કપિલરાયે માળીને ઉદ્દેશીને કહ્યું: 'આ રીંગણી અને મરચી બંગલાથી દૂરના ક્યારામાં રોપજે. અહીં તો ગુલાબ અને મોગરાને સ્થાન હોવું જોઇએ.'

એ બનાવને થોડા દિવસ પસાર થઇ ગયા. એક વાર મોટીબેન કપિલરાય પાસે આવ્યાં. તેમણે કહ્યું: 'કપિલ! પેલા ક્યારામાં રીંગણી અને મરચીને બદલે ગુલાબ અને મોગરો રોપવાનો આગ્રહ તેં શા માટે રાખ્યો હતો ?'

'ઇન્દિરાને એ ગમે છે માટે.'

'પણ ગુલાબ અને મોગરો તો આપણા બગીચામાં પુષ્કળ છે.'

'છતાં એમાં એટલો વધારો થાય તો એથી નુકસાન શું છે ?' કપિલે કહ્યું : 'અને કદાચ નુકસાન હોય તો પણ ઇન્દિરાની એવી ઇચ્છા છે, માટે તે મુજબ થવું જ જોઇએ.'

મોટીબેન સમજી ગઇ. હવે વધુ દલીલ કરવાનું તેને ઉચિત ન લાગ્યું. આવા બનાવ કોઇ વાર બની જતા, છતાં ઇંદિરા અને મોટીબેનની વચ્ચે કદી પણ ઝગડાનો પ્રસંગ ઉપસ્થિત થતો નહિ. ઇંદિરાની અંગત પરિચારીકા તરીકે જમના કામ કરતી હતી. તેણે તેનો સંપૂર્ણ વિશ્વાસ મેળવી લીધો હતો. અત્યારે ઇંદિરા પોતાના ઓરડામાં એક પુસ્તક વાંચતી બેઠી હતી. જમના તેનાં કપડાં કબાટમાં ગોઠવતી હતી. તે વખતે સુનંદા નામની કામ કરનારીએ આવીને બંધ બારણા પર અવાજ કર્યો. જમનાએ બારણું ઉઘાડયું અને તે અધખોલું રાખીને ઉભી રહી. તેને ઉદ્દેશીને સુનંદા બોલી : 'દીવાળીબાઇ આપણાં બાઇસાહેબને મળવાને માટે આવ્યાં છે. મોટીબેન બહાર ગયાં છે, અને તને ખબર છે ? પેલી પણ અહીં આવી છે !'

'પેલી એટલે કોણ ?'

'મૂઇ, એટલુંય જાણતી નથી ! પેલી હેમલતા, દીવાળીબાની દીકરી. મને નવાઇ લાગે છે, કે એ બાઇસાહેબને મળવાને શા માટે આવી હશે ?'

'કેમ ન આવે ?'

'વાહ ! મને તો લાગે છે કે જો એનું ચાલે તો તે ઝેર આપીને બાઇસાહેબને ખતમ કરી નાંખે !'

'ચૂપ, ચૂપ ! એવું શું બોલે છે ? જા, તેમને નીચે બેસાર, હું બાઇસાહેબને કહું છું.'

સુનંદાના અવાજ તરફ ઇંદિરાનું લક્ષ ગયું હતું, અને તે સહેજ ઉચ્ચ સ્વરે બોલતી હોવાથી એ બે જણીઓ વચ્ચેનો સંવાદ ઇંદિરાના સાંભળવામાં આવ્યો હતો. તેના મનમાં જીજ્ઞાસા પણ જાગી હતી. છતાં એ વિષે તત્કાળ જમનાને કશું પૂછવું તેને ઠીક ન લાગ્યું. જમનાએ આવીને દીવાળીબા તથા તેમની દીકરી હેમલતા મળવા આવ્યાના ખબર આપ્યા. તેઓ આજે પહેલવહેલાં જ ઇન્દિરાભવનમાં આવ્યાં હતાં.

ઇન્દિરા નીચે ગઇ. તેણે માતા–પુત્રીનું સ્વાગત કર્યું. દીવાળીબાઇના માયાળુ સ્વભાવમાં રહેલી મીઠાશ તેને ગમી ગઇ. મોટીબેન બહાર ગયાં હતાં તે પણ આવી પહોંચ્યાં.

એકાદ કલાક રોકાયા બાદ ચહા લીધા પછી દીવાળીબાઇ જવા માટે ઉઠયાં. મોટીબેને તેમને સાંજે જમીને જવાનો આગ્રહ કર્યો. પરંતુ દીવાળીબાઇએ ના કહી. એટલે મોટીબેને કહ્યું : 'ત્યારે એમ કરો. હેમલતા અહીં ભલે રોકાય. તમને હું વિશેષ આગ્રહ નથી કરતી.'

હેમલતાની અહીં જમવા માટે રોકાવાની બહુ ઇચ્છા ન હતી. પરંતુ મોટીબેનનો સ્વભાવ તે જાણતી હતી અને તેની માતાએ પણ તેને રોકાવાનું કહ્યું, એટલે તે જમવાને માટે રોકાઇ અને દીવાળીબાઇ વિદાય થયાં.

ત્યારબાદ મોટીબેન હેમલતાને લઇને બગીચામાં ચાલ્યાં. ફરતાં ફરતાં તે હેમલતાને બધું બતાવતાં હતાં, અને તે દરમ્યાન તેમની વચ્ચે ઇન્દિરાના સ્વભાવ તથા વર્તન સંબંધી પણ વાતો ચાલતી હતી. મોટીબેને હેમલતાના એક સવાલના જવાબમાં કહ્યું: 'ઇન્દિરા સ્વભાવે તો સારી છે. પરંતુ કોઇ દિવસ ઘરનો કારભાર સંભાળ્યો ન હોય એટલે ગૃહવ્યવસ્થામાં તે કશું કરી શકે તેમ નથી.'

'ત્યારે આખો દિવસ તે શું કરે છે?'

'કાં તો ચોપડી લઇને વાંચવા બેસે, કાં તો હારમોનીયમ કે દિલરૂબા વગાડતી ગાયન ગાય. બહુ બહુ કરે તો વળી બગીચામાં એકાદી લટાર મારે.'

'કપિલરાય ઉપર તેનો પ્રેમ કેવો છે?' હેમલતાએ મુદ્દાનો સવાલ પૂછ્યો.

'એ બે તો જાણે ચકવા–ચકવીનું જોડું. ઘડીભર પણ વિખુટાં ન પડે. જમીને જ્યારે કપિલ ઓફીસે જવા નીકળે ત્યારે પણ ઇન્દિરા તેની સાથે સાથે બગીચાના મુખ્ય પ્રવેશદ્વાર સુધી જાય અને સાંજે જ્યારે તે આવવાનો હોય ત્યારે પણ એ પ્રવેશદ્વાર પાસે તેની રાહ જોતી ઉભી રહે. કેમ જાણે પોતાના ધણીને બીજું કોઇ ઝુંટવી જવાનું હોય! આજકાલની સુધરેલી છોકરીઓની આ રીત મને તો ગમતી નથી. પણ બા, આપણે કહેવા જઇએ તો એનું મન દુઃખાય અને કપિલને માઠું લાગે. એટલે હું તો કાંઇ બોલતી જ નથી. જો, અત્યારે પણ એ પ્રવેશદ્વાર પાસે જઇને ઉભી હતી ત્યાંથી એના

ધણીને સાથે લઇને આવે છે.' હેમલતાએ પાછળ દૃષ્ટિ કરી તો સામેથી કપિલરાય અને ઇન્દિરા એકબીજાના હાથમાં હાથ રાખીને જોડાજોડ ચાલતાં આવતાં દેખાયાં.

મોટીબેન તથા હેમલતા તેમની તરફ વળ્યાં. તેઓ નજીક આવતાં કપિલરાય બોલ્યો: 'અહો, હેમલતા! મેં તો તને ઘણા દિવસે જોઇ! સારૂ, સારૂ. તું અહીં આવી તે ઠીક કર્યું.' અને તેઓ બંગલામાં ગયાં. બધાંએ ભોજન લીધું. ત્યારબાદ પરશાળમાં ખુરસીઓ નાંખી મુખવાસ લેતાં બેઠાં. કપિલરાય તથા ઇંદિરાને સાથે જોઇ, હેમલતાનું હૃદય ઇર્ષ્યાગ્નિથી જળું જળું થઇ રહ્યું હતું. તેઓ વાતો કરતાં હતાં પરંતુ તેમાં તેને કશો પણ આનંદ આવતો ન હતો. આ બે જણાંની નજર સામેથી ક્યારે દૂર થવાય, એમ તેના મનને થતું હતું.

'ઇંદિરા! તું હેમલતાને એક ગીત ન સંભળાવે?' કપિલરાયે નિખાલસ ભાવે માત્ર હેમલતાનું યોગ્ય સ્વાગત કરવાની બુદ્ધિથી જ પોતાની પત્નીને સૂચવ્યું. ઇંદિરાએ પણ તેવા જ સરલ ભાવથી જવાબ આપ્યો: 'ચાલો સંભળાવું.' અને તે ઉઠી.

હેમલતા અહીં કાંઇ ઇંદિરાનું સંગીત સાંભળવાને માટે આવી ન હતી, પરંતુ કપિલ અને ઇંદિરાનું ઉઘાડી રીતે અપમાન કરવાની તેની હિમ્મત ચાલી નહિ. એટલે તે પણ કપિલરાયની સાથે ઉભી થઇ. તેઓ ત્રણે જણાં ઉપર ઇંદિરાના દીવાનખંડમાં ગયાં.

ઇંદિરાએ કહ્યું: 'હેમલતાબેન! આવો. આ ખુરસી પર બેસો!' અને પછી તેણે હારમોનીયમ પાસે ખુરસી પર બેસીને પાસાઓ પર આંગળીઓ ફેરવતાં મધુર સ્વરે સંગીત શરૂ કર્યું.

'કાનુડા, તારી કામણ કરનારી, વ્રજમાં વાંસલડી વાગી.' એ ગીત તેણે ઉપાડયું. કપિલરાય તેની ખુરસી પર પોતાના બે હાથ

રાખીને તેની પાછળ ઉભો હતો. હેમલતા એ બેઉની સામે ટગર ટગર જોયા કરતી હતી. સ્વર મધુર હતો. ગીતનો ભાવ પણ સુંદર હતો. પરંતુ તે હેમલતાના દિલને પસંદ કરી શકતો ન હતો. ગીત પૂરૂં થયું. હેમલતાને તો ક્યારે અહીંથી છૂટી થાઉં એમ થયા કરતું હતું. દીવાલ પર રાખેલી ઘડિયાળ પર દૃષ્ટિ કરીને તે બોલી: 'અહો ! આઠ વાગી ગયા ! ઘણું મોડું થઇ ગયું ! હજી સુધી કેમ કોઇ મને બોલાવવા નહિ આવ્યું હોય ?'

'હરકત નહિ. ચાલ હું જ તને પહોંચાડી જઉં.'

હેમલતા ઉભી થઇ. ઇન્દિરાએ કહ્યું: 'હેમલતાબેન ! કોઇ કોઇ વાર આવતાં રહેજો.'

હેમલતાના મનને તો ઘણુંય થયું કે પોતાના પ્રિયતમને ઝુંટવી જનારી આ છોકરીને હું બે વેણ સંભળાવું ! પણ પોતાની એ ઇચ્છાને મનમાં જ રાખીને તે બોલી: 'જરૂર આવીશ.' અને પછી કપિલરાયની સાથે ઓરડામાંથી નિકળી પોતાના મકાન પર જવા માટે તે વિદાય થઇ.

તેના ગયા બાદ ઇન્દિરાએ જમનાને બોલાવી અને પ્રશ્ન કર્યો: 'જમના ! આજે બપોર પછી દીવાળીબાઇ આવ્યાનો સંદેશો લઇને સુનંદા અહીં આવેલી ત્યારે એ તારી સાથે ઉંચા સ્વરે વાત કરતી હતી, તે મારા સાંભળવામાં આવી છે. તેમાં તેણે એવી મતલબનું કહેલું કે હેમલતાનું ચાલે તો તે બાઇસાહેબને ઝેર આપીને ખતમ કરી દે. એમ કહેવાનું કારણ શું ?'

જમના ક્ષણભર મૌન રહી. બાઇસાહેબને એ વાત કરવી કે નહિ, તેનો તે વિચાર કરતી હતી હતી. છેવટે તેણે કહ્યું : 'બાઇ-સાહેબ ! માઠું ન લગાડશો. આપની સાથે કપિલભાઇનું લગ્ન થયું તે પહેલાં કપિલભાઇ ઘણી વાર રાવબહાદુર સાહેબને ત્યાં જતા, હેમલતાને

મળતા અને તેથી લોકોમાં એવી વાત ફેલાઇ હતી કે હેમલતાનું લગ્ન કપિલભાઇની સાથે થવાનું છે.'

'એમનો હેમલતા ઉપર પ્રેમ હતો એવું તું માને છે?'

'એ તો હું કહી શકતી નથી. પરંતુ તેઓ અવારનવાર મળતાં અને હેમલતા તેમની ઓફીસે પણ આવતી એટલું હું જાણું છું.'

'વારૂ. સુનંદાની કહેવાની મતલબ હું સમજી ગઇ. પરંતુ હવે તેને સુચના આપજે કે આવી વાત કરવી તે ઠીક નહિ.'

આ બે જણીઓ અહીં વાત કરતી હતી તે વખતે કપિલરાય તથા હેમલતા ઇંદિરાભવનમાંથી નિકળીને રાવબહાદુરના બંગલે જવાને રસ્તા પર ચાલ્યાં જતાં હતાં. એક તરફથી કપિલરાયનો સહવાસ હેમલતાને રોમાંચનો અનુભવ કરાવતો હતો, જ્યારે બીજી તરફથી પોતાનો પ્રિયતમ વિશ્વાસઘાતી નીવડયો, તેણે બીજી સુંદરીની સાથે લગ્ન કરી લીધાં, પોતાને રવડતી મેલી, એ વિચાર તેના મનને ભારે વેદનાપૂર્ણ બનાવી રહ્યો હતો.

ચાલતાં ચાલતાં કપિલરાયે પૂછ્યું : 'હેમલતા ! હમણાં સૂર્યકાન્તના કાંઇ સમાચાર છે?'

હેમલતાએ કશો જવાબ આપ્યો નહિ. કપિલરાયે બીજી વાર એ જ પ્રશ્ન કર્યો.

હવે હેમલતાથી રહી શકાયું નહિ. તે સહેજ આવેશપૂર્વક બોલી: 'સૂર્યકાન્તના સમાચાર જાણવાથી તમને શો લાભ? સૂર્યકાન્તની સાથે તમારો શો સંબંધ છે?'

'આ તું શું બોલે છે! દીવાની તો થઇ નથી ને?'

'હા. હું દીવાની છું. તમે જ મને દીવાની બનાવી છે!'

'મેં! તને દીવાની બનાવી છે?' એમ કહેતાં કપિલરાય હેમલતાનો હસ્ત પકડવા ગયો.

'માફ કરો, મને સ્પર્શ કરશો નહિ.'

'કાં! કાં! તું આટલી બધી ગુસ્સે કેમ થઈ ગઈ છે?'

'ગુસ્સે ન થાઉં તો શું કરૂં?' એમ બોલતી હેમલતાનાં નેત્રોમાંથી ખરખર અશ્રુ વહેવા લાગ્યાં.

એ જોઈને કપિલરાય ચમકી ગયો. તે હેમલતાનો હાથ પકડી, રસ્તાની બાજુમાં ફરવા આવનારાઓને બેસવા માટે નજીકમાં એક પત્થરનો બાંકડો હતો, તેની પાસે લઈ ગયો. એ બાંકડા ઉપર તેને બેસારી પોતે પણ તેની બાજુમાં બેઠો. અત્યારે આ સ્થાન લગભગ નિર્જન જેવું હતું.

કપિલરાયે પૂછ્યું: 'મારી ઉપર ગુસ્સે થવાનું કારણ તો તું આપીશ કે નહિ?'

'કારણ! વાહ! પુરૂષો બધા આવા જ હશે? તે કશું સમજતા જ નહિ હોય!'

'એટલે?'

'શું તમે મારાં નેત્રોમાં તેનું કારણ જોઈ શકતા નથી?'

'તારાં નેત્રોમાંથી તો આંસુ ખરે છે, અને આંસુ ખરવાં એ ગુસ્સે થવાનું કારણ હોય એવું તો મેં આજે જ જાણ્યું.'

'ઓહ! કપિલ! કપિલ! આ તું શું બોલી રહ્યો છે? શું હજી પણ મારે તને બધું ખુલ્લું કરીને સમજાવવું પડશે?'

અને હવે કપિલરાયને હેમલતાના કથનનો અર્થ કાંઈક સમજાયો. તે બોલ્યો: 'સમજાયો. મેં ઇન્દિરા સાથે લગ્ન કર્યું એ તને રૂચ્યું નથી, ખરૂં ને?'

'પોતાનો પ્રિયતમ અન્ય સ્ત્રી સાથે લગ્ન કરે એ કોઈ પણ સ્ત્રીને રૂચે ખરૂં?'

'પરંતુ હેમલતા! તેં મને તારો પ્રિયતમ માનવાની ભૂલ જ કરી હતી. મારા હૃદયમાં તારી પ્રત્યે એ પ્રકારનો પ્રેમભાવ કદી પણ પ્રગટયો ન હતો.'

'ત્યારે તું મને અવારનવાર મળવા આવતો, મને ભેટસોગાદો આપતો, તે દિવસે મારે માટે સુવર્ણની મુલ્યવાન ચેઇન લાવ્યો હતો, એ બધું શું અમસ્તું જ?'

'અમસ્તું નહિ. એક ભાઇ પોતાની બહેનને જેવા પ્રેમથી ચાહે છે, એવો પ્રેમ તારી ઉપર મારો હતો અને છે. એથી વિશેષ તારે માટે મારા દિલમાં કોઇ પણ બીજી કલ્પના ઉદ્ભવી નથી. જો મારો તારી ઉપર એ પ્રકારનો પ્રેમ હોત તો મેં તારા સિવાય બીજી કોઇ સ્ત્રી સાથે લગ્ન કર્યું ન જ હોત. જો મારા વર્તનથી તારી ગેરસમજ થઇ હોય તો તું મને ક્ષમા કર અને ભૂતકાળને ભૂલી જા! હજી પણ ભાઇ–બહેનના જેવો આપણી વચ્ચેનો પ્રેમ સદોદિત જાગૃત જ રહેશે.'

એ વેળાએ કોઇનો અવાજ સંભળાયો: 'કોણ હેમલતા બહેન છે?'

એમ બોલતી તે વ્યક્તિ નજીક આવી. તે હેમલતાને ત્યાં કામ કરતી વીજળી નામની બાઈ હતી. તેણે કહ્યું: 'બહુ મોડું થઈ ગયું એટલે બા સાહેબે તમને તેડી લાવવા માટે મને મોકલી હતી.'

'વારૂ, ત્યારે હવે હું અહીંથી જ પાછો ફરૂં છું.' કપિલરાયે કહ્યું અને તેઓ છૂટાં પડયાં.

ઈંદિરાભવનમાં આવી, કપિલરાય વસ્ત્રો બદલીને ઇન્દિરા પાસે ગયો. તેને જોઇ ઇન્દિરા બોલી: 'બહુ વાર લાગી!'

કપિલરાયે કહ્યું: 'હા, હેમલતા અને હું ઘણા વખતથી મળ્યાં ન હતાં એટલે વાતો કરતાં ધીમે ધીમે ચાલતાં જતાં હતાં.'

'એની સાથે તમારે ઘરોબો હોય એવું લાગે છે.'

‘હા, મોટીબેન અને હું ઓરમાન ભાઈબેન છીએ, અને મોટીબેનની માતા તથા હેમલતાની માતા એક જ કુટુંબનાં હોઈ, એ રીતે તેમની સાથે અમારો સગપણનો નાતો છે.’

‘હું તમને એક સવાલ પુછું? તમારો તથા હેમલતાનો સંબંધ કેવા પ્રકારનો છે?’

‘એ વળી કેવો સવાલ? સગાં–સગાંઓ વચ્ચે જેવા પ્રકારનો સંબંધ હોય તેવો જ.’

‘એમ નહિ, તમારો હેમલતા ઉપર પ્રેમ હતો ખરો?’

‘પ્રેમ! ઓહો! હું સમજ્યો. પ્રિય ઈંદિરા! જે પ્રેમની તું વાત કરે છે તે પ્રેમ તો મારો એક જ યુવતી ઉપર હતો અને તે મારી પત્ની ઉપર.’ એમ બોલતાં તેણે ઈંદિરાને બાહુપાશમાં લઈ, ચુંબનથી જાણે નહવરાવી નાંખી.

# પ્રકરણ ૧૫મું

## જીવન-મૃત્યુની વચ્ચે

લગભગ વરસ સવા વરસ પસાર થઇ ગયું. ઇન્દિરા ઘરની શેઠાણી હતી. દેખાવમાં જાણે તેનું વર્ચસ્વ હતું. તેના ફરમાન પ્રમાણે જાણે બધું કામકાજ થતું હોય એવું લાગતું હતું. પરંતુ ખરી રીતે સાચી શેઠાણી તો ઇન્દિરાની નણંદ ગંગાબેન જ હતી. તે ઇન્દિરાને માનથી બોલાવતી, પોતે તેની મોટી નણંદ હોવા છતાં પણ જાણે પોતે તેનાથી દબાઇને ચાલતી હોય એવી રીતભાત દાખવતી. દરેક બાબતમાં ઇન્દિરાને જ પૂછતી, પરંતુ પોતાનું મનધાર્યું કરતી. કોઇ કોઇ વાર ઇન્દિરા અને તેની વચ્ચે અમુક કામની બાબતમાં અથવા કોઇ કાર્યપદ્ધતિની બાબતમાં મતભેદ ઉભો થતો, ત્યારે એકદમ તો તે ઇન્દિરાના વિચારનો વિરોધ કરતી નહિ. પરંતુ ધીમે ધીમે દલીલો કરીને પણ પોતાનું કથન સાચું છે, એવું ઇન્દિરાની પાસે કબૂલ કરાવતી. ઘણી વાર સરલ હૃદયની ઇન્દિરા મોટીબેનના પ્રસ્તાવને સ્વીકારી લેતી. તે પ્રૌઢ છે, અનુભવી છે, એટલે જે કહેતાં હશે તે સારૂં જ હશે એમ માની લેતી. પરંતુ કોઇ કોઇ નજીવી બાબતમાંયે મનભંગ થવાનો પ્રસંગ આવતો ત્યારે તેને મોટીબેન ઉપર ગુસ્સો ચડતો અને તેના મનને થતું કે આ કરતાં મોટીબેન અહીં ન હોય તો સારૂં.

એકવાર એવી ઘટના બની ગઇ. બાબત નજીવી હતી. પરંતુ ઇન્દિરાને લાગ્યું કે વારંવાર આવું મનદુઃખ થયા કરે તે ઠીક નહિ. એટલે તે દિવસે રાત્રે તેણે તેના પતિને કહ્યું: 'મને લાગે છે કે જો આપણે અહીં એકલાં જ રહીએ અને મોટીબેન ગામમાં આપણે ઘેર જઇને રહે તો તે વધારે સારૂં.'

'કેમ, મોટીબેન સાથે કંઇ વાંધો પડ્યો છે ?'

'ખાસ વાંધો તો નહિ પણ એક પ્રસંગમાં અમારી બેની વચ્ચે મતભેદ ઉપસ્થિત થયો છે. એવું વારંવાર બને તે ઠીક નહિ.'

'વારૂ. હું કાલે સ્હવારે મોટીબેનને કહીશ.'

અને તેણે બીજા દિવસની સ્હવારે તેના વચનનું પાલન કર્યું: 'મોટીબેન ! હવે તમે ગામમાં આપણે ઘેર જઇને રહો.'

'શા માટે ?'

'તમે અહીં હોવાથી તમારા સ્વભાવને અંગે તમારી તથા ઇન્દિરાની વચ્ચે મનદુઃખ ઉભું થાય તે ઠીક નહિ.'

'મારી અને ઇન્દિરાવહુની વચ્ચે મનદુઃખ ! એવું તે કદી બને ખરૂં ?'

'ગઇકાલે જ બન્યું છે અને એનું મન દુભાયું છે.'

એ વખતે જમના ત્યાં થઇને પસાર થતી હતી તેને મોટીબેને કહ્યું : 'ઇન્દિરાવહુને અહીં મોકલ તો !'

ઇન્દિરા આવી. મોટીબેને કહ્યું : 'ઇન્દિરાવહુ ! મારાથી તમને જો કાંઇ વધારે પડતું કહેવાઇ ગયું હોય તો હું તમારી માફી માગું છું.'

'મોટીબેન ! તમારે મારી માફી માગવાનું ન હોય, અને એવું કશું વધારે પડતું તમે મને કહ્યું પણ નથી.'

'એ તો કપિલ કહેતો હતો કે તમારૂં મન દુભાયું છે અને હું ગામમાં રહેવા જાઉં એવું તમે ઇચ્છો છો. એમ કરવામાં મને કશો વાંધો નથી, પરંતુ મારી ગેરહાજરીથી ગૃહવ્યવસ્થાનો બધો બોજો તમારી ઉપર આવી પડશે. વળી હમણાં તમને સારા દિવસ જાય છે. એટલે સ્વાભાવિક રીતે જ અંગનું માણસ તમારી પાસે હોય તો સારૂં, અને વળી તમે જાણો છો ને કે બે ચૂલે બમણો વરો ! કમાનાર એક અને ખરચનાર ઝાઝા. પછી તો તમારી મરજી. તમે કહેશો તો બા, હું તો ગામમાં જઇને રહીશ. ખરચવું છે તમારે અને કમાવું છે કપિલને. મારે એની વચ્ચે માથું શું કામ મારવું પડે ?'

ઇન્દિરાનો સ્વભાવ સરલ તો હતો જ. તેની સાથે કોઇને પણ પોતાને કારણે દુઃખ થાય એવું તે ઇચ્છતી ન હતી. વળી મોટીબેન અહીં ન હોય તો પોતાને તકલીફ પડશે તથા તે જુદાં રહેવાથી ખર્ચ પણ વધુ આવે એ મોટીબેનની વિચારસરણી તેને યોગ્ય લાગી. તેમ જ પોતાને આવનારી સુવાવડના પ્રસંગમાં પણ મોટી-બેનની હાજરી આવશ્યક લાગી. એટલે તેણે કહ્યું : 'તમારૂં કહેવું સાચું છે. તમારે ગામમાં રહેવા જવાની જરૂર નથી. મને એમ લાગેલું કે તમને અહીં કામકાજને અંગે વધારે તકલીફ પડે છે, એટલે મેં તમારા ભાઇને કહેલું કે મોટીબેન ગામમાં રહે તો સારૂં.'

'એમાં વળી મને તકલીફ શાની? મારી તો એક જ ઇચ્છા છે કે તમને કશી મુંઝવણ ન થાય, તમે સુખમાં રહો અને તમારો સંસાર બરાબર ચાલે; અને એ માટે તકલીફ લેવામાં પણ મને આનંદ આવે છે. છતાં જો કદાચ તમને મારૂં કોઇ વર્તન ઠીક ન લાગે તો તમે સુખેથી મને મોઢામોઢ કહેજો. એથી મને કાંઇ દુઃખ નહિ થાય.'

'ના ના. એવું કાંઇ નથી.' એમ કહીને ઇન્દિરાએ વાત ટાળી નાંખી અને તે કપિલરાયને ઉદ્દેશીને બોલી : 'ચાલો, પેલું નવું ગીત મેં બેસાર્યું છે તે હું તમને સંભળાવું.'

કેટલાક દિવસો પસાર થઇ ગયા. આજે ઇન્દિરાભવનમાં રહેતાં બધાં માણસો ચિંતાગ્રસ્ત સ્થિતિમાં હતાં. સુવાવડનો પ્રસંગ નજીક આવ્યો હતો. ઇંદિરાને ગઇ રાત્રિથી વેણો આવવી શરૂ થઇ હતી. ડોકટર નાણાવટી રાત્રીથી જ અહીં હતા અને અમદાવાદથી એક લેડી ડોકટર તથા બે નર્સોને પણ બોલાવવામાં આવી હતી. જમના એક પળે પ્રસૂતાના ઓરડામાં તો બીજી પળે બહાર હેરાફેરા કરતી હતી. મોટીબેન પણ બહુ ચિંતાતુર લાગતાં હતાં. ઇંદિરાને છૂટકારો થતો ન હતો. કપિલરાય ઘડીએ ઘડીએ જમનાની મારફત સમાચાર પુછાવતો હતો, ડોકટર નાણાવટીએ પણ પ્રસૂતાના

ઓરડાની બહાર ધામો લગાવ્યો હતો. લેડી ડોક્ટરને સ્થિતિ ગંભીર લાગતી હતી. કપિલરાય ઇંદિરા પાસે જવાનું કરતો હતો પરંતુ તેને પ્રસૂતાના ઓરડામાં જવાની મનાઇ ફરમાવાઇ હતી. બે ચાર કલાક એવી ને એવી ગંભીર અને ચિંતાભરી સ્થિતિમાં વીતી ગયા. છેવટે જમનાએ બહાર આવીને સમાચાર આપ્યા: 'મોટીબેન! વધાઇ! લક્ષ્મીદેવી પધાર્યાં.'

મોટીબેનનું મ્હોં પડી ગયું. જૂના જમાનાની રૂઢી પ્રમાણે પોતાના ભાઇને ત્યાં દીકરો આવે અને સ્વર્ગસ્થ પિતાનો વંશ ચાલૂ રહે એવી તેમની ઇચ્છા હોય તે સ્વાભાવિક હતું. પરંતુ જમનાનો અવાજ સાંભળીને કપિલરાય તેના ખંડમાંથી બહાર નિકળ્યો. તેણે જમનાને પૂછ્યું: 'પ્રસવ સુખરૂપ થયો હતો ને?'

'હા જી, માતા–પુત્રી બેઉ કુશળ છે.'

કપિલરાય ડોક્ટર પાસે ગયો. તેણે પૂછ્યું: 'હવે હું ઇંદિરાને ક્યારે મળી શકું?'

'બે–ત્રણ કલાક પછી. પરંતુ કશી ચિંતા કરવા જેવું નથી. ગંભીર ઘડી પસાર થઇ ગઇ છે.' ડોક્ટરે જણાવ્યું.

ત્રણેક કલાક પછી કપિલરાયને પ્રસૂતાની પાસે જવાની રજા મળી. તેને જોઇને નર્સો બહાર નિકળી ગઇ. કપિલરાય બિછાનાની પાસે એક ખુરશી પર બેઠો. ઇંદિરા સૂતી હતી. તેના પડખામાં જેણે હમણાં જ જગતનું મ્હોં જોયું હતું તે નાની બાળા આંખો ટગર ટગર ફેરવતી હતી.

કપિલરાય બોલ્યો: 'ઇન્દિરા! પરમકૃપાળુ પરમાત્માનો મારી ઉપર મોટો ઉપકાર.'

'હા. ઓપરેશન કરી મૃત બાળકને બહાર કાઢવાની જરૂર ન રહી અને આપણી બેબી સલામત રહી.' ઇન્દિરા તેની નાનકડી બેબીની સામે સસ્મિત વદને જોતી મંદ સ્વરે બોલી.

'મુખ્ય પ્રશ્ન બેબીની સલામતીનો નહિ પણ તારી સલામતીનો હતો. ડોકટર નાણાવટીને પણ સ્થિતિ ગંભીર લાગતી હતી.'

'વહાલા ! જો મારૂં મૃત્યુ થયું હોત તો તમે બીજી સ્ત્રી સાથે લગ્ન કરત કે નહિ ?'

'આ તું શું બોલે છે ? આવા સુખદ સમયે આવી અમંગળ કલ્પના પણ શા માટે કરે છે ? મારો, તારો અને સર્વનો રક્ષક તે પ્રભુ છે. પ્રભુ આપણાં સુખી જીવનને જરૂર પાર પહોંચાડશે.'

'વારૂ, આ બેબીનું નામ આપણે શું રાખીશું ?'

'તું કહે તે નામ રાખીએ. મને તો લક્ષ્મીદેવી નામ ગમે છે.'

'ભલે ત્યારે લક્ષ્મીદેવી.'

## પ્રકરણ ૧૬મું

## વીજળીની વાણી

સવા મહિનો પસાર થઇ ગયો. હજી ઇન્દિરાની તબિયત બરાબર રહેતી ન હતી. શરીર નબળું પડી ગયું હતું. ઉપરાંત તાવ પણ આવી જતો. નવી જન્મેલી બાળાની સરસંભાળને માટે આયાની જરૂર હતી, અને તેથી થોડા સમય પહેલાં જ હેમલતાની સાથે સ્વભાવમેળ ન થવાથી તેમને ત્યાંથી છૂટી થએલી વીજળીને લક્ષ્મીદેવીની સંભાળને માટે આયા તરીકે રાખવામાં આવી હતી. વીજળી જુવાન હતી, બોલવે ચબરાક હતી. એક દિવસે બપોર પછી ઇન્દિરા તેના ઓરડામાં સૂતી હતી. સામાન્ય રીતે અગાઉ કરતાં તેની તબિયત સારી હતી, છતાં પણ નબળાઇ તો હતી જ. તેનું મન અસ્વસ્થ રહ્યા કરતું હતું, શાંત નિદ્રા આવતી ન હતી, વાંચવું પણ ગમતું ન હતું. અત્યારે તે બિછાના પર પડીપડી આમતેમ પાસાં ઘસતી હતી.

તેની બાજુના ઓરડામાં જમના તથા વીજળી બેઠાં હતાં. જમના ઇન્દિરાબાઇની સૂચનાથી બેબી માટે મોજાં ગુંથતી હતી, જ્યારે વીજળી તેના ખોળામાં ઉંઘતી બેબીને રાખીને તેની પાસે બેઠી હતી.

પ્રસંગોપાત વાત નિકળતાં વીજળી બોલી: 'જમનાબેન! બાઇ સાહેબ આમાંથી બેઠાં થશે એમ તમને લાગે છે?'

'ચુપ રહે! એ તે વળી કેવો સવાલ!'

'એમ નહિ. મને લાગે છે કે બાઇસાહેબ ન હોય તો આપણા શેઠ પેલીની સાથે લગ્ન કર્યા વગર રહે નહિ.'

'જા જા, એવું શું બોલે છે?'

'હું સાચું કહું છું. એ કપિલભાઇને કદી પણ છોડવાની નથી હજી પણ તેમના ઉપર એનો જેવો ને તેવો જ પ્રેમ છે.'

'વીજળી! આપણે કયે સ્થળે બેઠાં છીએ તેનો તું વિચાર કર! એટલુ જ માત્ર નહિ પણ કોઈની ઉપર ખોટો આક્ષેપ કરતાં યે વિચાર કરવો જોઈએ.'

'હું ખોટું નથી બોલતી, સાચું જ કહું છું. શેઠનો પણ તેની ઉપર પ્રેમ હોય એમ મને લાગે છે. અરે લાગે છે શું, મેં મારી નજરોનજર જોયું છે.'

'નજરોનજર! કયારે?'

'તમને યાદ હશે કે એક વાર દીવાળીબા તથા હેમલતા અહીં મોટીબેન અને બાઈસાહેબને મળવાને માટે આવ્યાં હતાં. દીવાળીબા વહેલાં ચાલ્યાં ગયાં અને હેમલતા રોકાઈ હતી. સાંજે મોડું થવાથી તેને તેડી લાવવા માટે મને દીવાળીબાએ મોકલી હતી. રસ્તામાં પેલો પત્થરનો બાંકડો આવે છે ત્યાં એ બે જણાં બેઠાં હતાં. હેમલતાનું મસ્તક કપિલભાઈના ખભા પર અઢેલું હતું, અને તેઓ કાંઈક વાતો કરી રહ્યાં હતાં. મને લાગે છે કે હેમલતા કપિલરાય પ્રત્યે તેના દિલમાં જલી રહેલો પ્રેમાગ્નિ પ્રગટ કરતી હોવી જોઈએ. જો કે શેઠ સાહેબના મુખમાંથી નીકળેલા શબ્દો મારા સાંભળવામાં આવ્યા હતા. તેમણે એવું કાંઈક કહ્યું હતું કે આપણે ભાઈબેન છીએ અને ભાઈ–બેન તરીકેનો પરસ્પર પ્રત્યેનો પ્રેમ આપણી વચ્ચે કાયમ રહેશે.'

'બસ, તો પછી કપિલાભાઈને માટે શંકા લાવવાનું કારણ શું?'

'જમનાબેન! આજકાલના પુરૂષોને હું પિછાનું છું. તેઓ બહારથી બેન બેન કહેતા જાય અને અંદરથી તો કોઈ જુદી જ જાતના હોય! આજકાલ લખાતી નવલકથાઓમાં પણ જુઓને! એક બીજાને ભાઈ–બેન કહેનારાં યુવક યુવતીઓ પરસ્પરની સાથે લગ્નગ્રંથીથી જોડાઈ જાય છે, એ આપણે નથી વાંચતાં? આ જમાનામાં તો એવું બધું ય ચાલે છે!'

'એ ગમે તેમ હોય. પરંતુ કપિલભાઇને માટે એવી શંકા મારા દિલમાં કદી પણ ઉદ્‌ભવી શકે તેમ નથી.'

'હું કપિલભાઇને માટે નથી કહેતી. હું તો હેમલતાની વાત કરૂં છું. હજી પણ રોજ સવારે અને સાંજે કપિલભાઇનો ઓફીસે જવાનો તથા આવવાનો સમય હોય છે તે વખતે તેમને જોવાને માટે હેમલતા તેના બંગલાના કમ્પાઉન્ડ પાસે છૂપાઇને ઉભી રહે છે. તેના દિલમાં તો કપિલભાઇ પ્રત્યેનો પ્રેમ જેવો ને તેવો જ જાગૃત છે. એટલે મને લાગે છે કે પ્રસંગ આવતાં તે કપિલભાઇને છોડવાની નથી.'

'વીજળી! હવે મારે વધારે સાંભળવું નથી. આપણા જેવાં માણસોએ આવી વાતો કરવી એ ઠીક નહિ. હું તને સ્પષ્ટ કહી દઉં છું કે હવે પછી જો તું આવી વાત કરે છે એવું મારા જાણવામાં આવશે તો બાઇસાહેબને કહીને હું તને નોકરીમાંથી રજા અપાવી દઇશ.'

'મારે શું! હું તો જે જાણતી હતી એ મેં તને કહ્યું. હું એમાં કોઇની ગીબત કરતી નથી. બાકી નર તો ભ્રમર છે. એ ગમે તે ફૂલ ઉપર બેસે અને રસ ચૂસે તેમાં એક ફૂલની બીજા ફૂલે શા માટે ઇર્ષ્યા કરવી જોઇએ!'

'જો પાછી, હજી પણ તું તારી લપ છોડતી નથી. ચૂપ રહે, એક શબ્દ પણ બોલીશ નહિ.'

'લ્યો, તારે નહિ બોલું, હોં!' એમ કહીને વીજળીએ ખોળામાં સૂતેલી બેબી તરફ દૃષ્ટિ કરી. બેબીએ આંખો ઉઘાડી હતી અને તે વીજળીની સામે ટગર ટગર જોતી હતી. તેને ઉપાડીને વીજળી આંટા મારવા લાગી. જમનાએ મોજાં ગુંથવામાં તેનું ચિત્ત પરોવ્યું.

પરંતુ તેમની બાજુના ઓરડામાં સૂતેલી ઇંદિરાના અંતરમાં મોટી ચલવિચલ થઇ રહી હતી. આ બે જણીઓ વચ્ચે ચાલતી વાતનો શબ્દેશબ્દ તેના સાંભળવામાં આવ્યો હતો. એક તો શરીર અશક્ત, મગજ નબળું પડી ગયેલું, એથી મન પણ શંકાશીલ બનેલું.

તેમાં પોતાને સીધી રીતે સ્પર્શતી આ પ્રકારની વાતચીત તેના દિલને હલબલાવી મૂકે તેમાં આશ્ચર્ય પણ શું?

અગાઉ સુનંદાના શબ્દો તેણે સાંભળ્યા હતા. આજે વીજળીના કથનથી તેને વિશેષ અનુમોદન મળતું હતું. ત્યારે શું તેના પતિનો તેની ઉપર પ્રેમ નહિ હોય? તે પ્રેમનો બાહ્યતઃ દેખાવ જ કરતો હશે? આ પ્રકારની વિચારસરણી આગળ વધતાં ક્યાંસુધી પહોંચે અને નબળા દિલના માનવીને તે કેવી અસર કરે તેની કલ્પના વાચક જાતે જ કરી લે.

ઇન્દિરાની અસ્વસ્થતા વધી ગઇ, તે બિછાના પરથી બેઠી થઇને ઓરડામાં આમતેમ આંટા મારવા લાગી. પળે પળે બારી પાસે જઇ બહાર ડોકાઇને જોતી કે કપિલરાય આવે છે કે નહિ! છેવટે પતિનાં દર્શન થયાં.

કપિલરાય વસ્ત્રો ઉતારીને સીધો પત્નીની પાસે આવ્યો. તેને જોઇને ઇન્દિરા આવેશપૂર્વક તેની સામે ધસીને કંઠે વળગી પડી અને સ્ફુંદત સ્ફુંદત બોલી: 'વહાલા! કપિલ! મને વચન આપો: તમે તેની સાથે લગ્ન નહિ કરો. એ મારી વૈરીણી બનશે, મારી લક્ષ્મીને સુખ નહિ આપે. તમારા દિલમાંથી મારા માટેના પ્રેમને પણ ભૂંસી નાંખશે!'

'કોની સાથે લગ્ન? શાનું લગ્ન? તારા મગજમાં કાંઇ ભૂત તો ભરાયું નથી ને?'

'ના ભૂત ભરાયું નથી જો હું મરી જાઉં તો એ તમારી સાથે લગ્ન કર્યા વગર રહેવાની નથી. અને તેથી જ હું તમને વિનતિ કરૂં છું કે તમે તેની સાથે લગ્ન કરશો નહિ.'

'એ એટલે કોણ? હું તો કાંઇ પણ સમજી શકતો નથી.'

'એ એટલે હેમલતા. શું તમારો તેની પર પ્રેમ નથી?'

'વાહરે મારી શાણી રાણી!' કપિલરાય તેની હડપચી પકડીને તેથી સામે જોતો બોલ્યો: 'મેં તને અગાઉ એક વાર કહ્યું હતું તેમ

હેમલતા ઉપર મારો આ પ્રકારનો પ્રેમ અગાઉ ન હતો અને અત્યારે પણ નથી. જેની ઉપર મારો પ્રેમ હતો, જેને હું મારા પ્રાણુ કરતાં પણ અધીક ચાહતો હતો, તેને તો મેં મારી હૃદયની દેવી તરીકે સ્થાપી છે. પછી બીજી કોઈ સ્રીનો મારે વિચાર પણ શા માટે કરવો જોઈએ?'

'હા...આ...શ! હવે મને શાંતિ થઈ.' તેના પાસામાં ભરાતી ઇન્દિરા બોલી. આવા પ્રેમાળ પતિને માટે દિલમાં આશંકા લાવવી તે પણ મહા પાપ છે એમ તેને લાગ્યું. તેણે કહ્યું : 'વહાલા! મારી ઉપર ગુસ્સે ન થશો. અત્યારે મારૂં મગજ નબળું પડયું છે અને મારૂં મન અસ્વસ્થ રહ્યા કરે છે તેથી જ આવી કુશંકા મને ઉદ્ભવે છે. પરંતુ મને સમજાય છે કે તમારે માટે આવી શંકા લાવવામાં હું મહા પાપ કરી રહી છું.'

અને ઇન્દિરાનું દિલ નિઃશંક બની ગયું. તેના પતિનો પ્રેમ તેના સિવાય બીજી કોઈ ઉપર નથી એવી તેની ખાતરી થઈ ચૂકી. પરંતુ એ ખાતરી લાંબો સમય ટકવાની ન હતી. તેના કાન પર જુદી જુદી વાતો આવ્યા કરતી હતી. ઘડીમાં તેનું મન શંકાશીલ બનતું. વળી તે પોતાની શંકાને દૂર કરી દેતી. તથાપિ કોઈ વાર તેના મનને થતું કે મારો પતિ જુવાન છે, સુખી છે, ધનવાન છે અને વળી સ્વરૂપવાન પણ છે. એટલે કોઈ સ્રી તેની સાથે લગ્ન કરવા તૈયાર થાય તથા કપિલ પણ તેનો સ્વીકાર કરે, તેમાં આશ્ચર્ય શું? ના ના એમ બને જ નહિ. કપિલની વફાદારી માટે શંકા લાવવામાં હું ભૂલ કરૂં છું.

આ પ્રમાણે તે વિચાર કરતી અને પોતાના દિલની શંકાનું નિરસન કરવાને યત્ન કરતી હતી. છતાં એ શંકા પૂરી રીતે તો દૂર ન જ થઈ શકી—હેમલતાને તે ન ભૂલી શકી.

## પ્રકરણ ૧૭મું

### દિનકર દેખાય છે

હેમલતાના પિતા રાવબહાદુર હરિપ્રસાદ મુનશી એક ઘોડાની સીધરામ ગાડી રાખતા હતા. તેનો ઉપયોગ મોટે ભાગે દીવાળીબાઇને જ માટે થતો હતો. કોઇ વાર રાવબહાદુરને તેમનાં ખેતરો અને વાડીની તપાસ કરવાને માટે જવું હોય, અથવા બહારગામ જવાને માટે સ્ટેશન પર જવું હોય તો જ તે ગાડીનો ઉપયોગ કરતા. બાકી ગામમાં જવા આવવાને માટે તો તેમના પગ સાબુત હતા.

આજે એ ગાડીમાં બેસીને દીવાળીબાઇ હેમલતાની સાથે કાપડીયાની દુકાને ગયાં હતાં. ગાડી એક બાજુએ ઉભી રહી હતી. દીવાળીબાઇ તથા હેમલતા કાપડ ખરીદતાં હતાં. બધું કાપડ ખરીદાઇ રહ્યા બાદ તેમણે વેપારીને આંકડો કરવાનું કહ્યું, તે વખતે તેમને પૈસાની થેલી યાદ આવી. તે સફાળાં બનીને બોલ્યાં : ' હેમલતા ! જો ને, મારી થેલી હું આપણી ગાડીમાં ભૂલી આવી છું. જા, એ થેલી લઇ આવ. '

હેમલતા બહાર નિકળી, રસ્તા પર જ્યાં ગાડી ઉભી હતી તે સ્થળે ગઇ. તેણે ગાડીમાંથી તેની બાની પૈસાની થેલી લીધી. પછી તે દુકાન તરફ આવતી હતી ત્યાં નજીકમાં ઉભેલો એક જુવાન તેની દૃષ્ટિએ પડયો. એ જુવાને ઉંચી કીસમનાં વસ્ત્રો પહેર્યાં હતાં તેના પહેરવેશમાં પણ ટાપટીપ હતી. કોટ અને ખમીસનાં સોનાનાં બટન, કાંડા ઉપર સોનાના પટ્ટાવાળી ઘડિયાળ અને આંગળીમાં સૂર્યના તેજથી ચમકતા હીરાવાળી વીંટી, એ સર્વ જોઇને કોઇને પણ એમ લાગે કે આ માણસ શ્રીમંત હોવો જોઇએ.

પરંતુ હેમલતા તેની શ્રીમંતાઇને જોતી ન હતી. તેને તો તેના ભાઇ સૂર્યકાન્તે જેનું વર્ણન કર્યું હતું તે દિનકર યાદ આવ્યો.

એ જ વખતે નજીકમાંથી પસાર થતા મોહને આ જુવાનને ઉદ્દેશીને કહ્યું : ' કેમ દિનકરરાય! ચહા લેશો? ચાલો આપણે હોટેલમાં જઇએ.'

દિનકરે તેના નિમંત્રણનો અસ્વીકાર કર્યો અને તે આસપાસ દૃષ્ટિ કરતો આગળ ચાલવા લાગ્યો. તેની સામેની દિશામાંથી ડોકટર નાણાવટી આ બાજુ આવતા હતા. તે પોતાની નજીક આવ્યા એટલે હેમલતાએ તેમને ઉભા રાખીને પૂછ્યું: ' ડોકટર સાહેબ! હમણાં જે માણસ તમને સામો મળ્યો તેને તમે પિછાનો છો?'

' હા, તેનું નામ દિનકરરાય છે અને તે હઠીસિંગને ત્યાં આવેલ છે. હું તો તેને મળ્યો નથી, પરંતુ આજે સવારે શંભુપ્રસાદ સાથે મેં તેને જતો જોયેલો એ ઉપરથી શંભુપ્રસાદને પૂછતાં એણે મને તેનું નામ દિનકર જણાવ્યું હતું. તમારે તેનું શું કામ છે?'

' મારે કશું કામ નથી. મને તો એ નવતર માણસ લાગ્યો એટલે મેં તમને પૂછી જોયું.'

' વારૂ.' એટલું કહીને ડોકટર ચાલતા થયા. હેમલતા તેની માતા પાસે ગઇ.

' બહુ વાર લાગી!'

' ડોકટર નાણાવટી મળ્યા, એટલે તેમની સાથે વાત કરતી હતી.' હેમલતાએ માતાને પૈસાની થેલી આપી. કાપડીયાને બિલની રકમ આપી કાપડ લઇ, માતા–પુત્રી ગાડીમાં બેસી તેમના મકાન પર ગયાં.

રાવ બહાદુર અત્યારે ઘેર જ હતા. એટલે તેમણે ભોજન જલ્દી કરી લીધું. હેમલતાના મનમાં વિચાર આવ્યો કે આ હકીકત કપિલરાયને જણાવી હોય તો તે દિનકરરાયના સંબંધમાં વધુ તપાસ કરી શકે. તે વિચારથી તેણે મોટીબેન પાસે જવાની રજા માગી. દીવાળીબાએ કહ્યું: ' ભલે. જઇ આવ. પણ વહેલી આવતી રહેજે.'

કપિલરાય હજી હમણાં જ બહારથી આવી વસ્ત્રો બદલાવી નીચે દીવાનખાનામાં બેઠો હતો. હેમલતાએ તેની પાસે જઇ કશા પણ પ્રસ્તાવ વગર કહ્યું: 'પેલો દિનકરરાય અહીં આવ્યો છે.'

'દિનકરરાય! મોહનપુરમાં આવ્યો છે! પણ તું એને કેવી રીતે ઓળખી શકી?'

એના જવાબમાં ઇન્દિરાએ માંડીને વાત કરી. મોહને તેને દિનકરરાયના નામથી બૂમ પાડી હતી. અને ડોકટર નાણાંવટી કહેતા હતા કે શંભુપ્રસાદે તેને દિનકરરાયના નામથી ઓળખાવ્યો હતો તથા તે હઠીસિંગને ત્યાં ઉતરેલો હોવાનું જણાવ્યું હતું.

આ બધી હકીકત સાંભળ્યા પછી કપિલરાયે કહ્યું: 'વારૂ, આવતી કાલે હું એની તપાસ કરીશ. તારે એ વિષયમાં હવે વધુ ચિંતા કરવાની જરૂર નથી.'

'ઠીક, ત્યારે હું જાઉં છું. તમને આટલું કહેવા માટે જ હું અહીં આવી હતી.'

'જમીને જા ને!'

'હું જમીને જ આવી છું.'

'જેવી તારી મરજી.'

હેમલતા ઉભી થઇ. કપિલરાય પણ તેની સાથે સાથે બગીચાના પ્રવેશદ્વાર સુધી ગયો. તેઓ બંને જણાં સાથે ચાલતાં હતાં તે વખતે ઉપલા માળે પોતાના ઓરડાની બારી પાસે બેઠેલી ઇન્દિરાનાં સાશંક નેત્રો તેમની પ્રત્યે ચોંટી રહ્યાં હતાં. આ બે જણાંને તો એ વિષેની કશી કલ્પના પણ ન હતી.

બીજે દિવસે કપિલરાય પ્રથમ મોહનને મળ્યો. તેને પૂછ્યું: 'મીસ્તર દિનકરરાય અહીં આવ્યા છે ને? તેમની સાથે તમારો પરિચય ખરો કે?'

'હા. કોઇ કોઇ વાર હઠીસિંગને ત્યાં અમે મળેલા.'

'વારૂ. પેલા રઘુનાથના ખૂનમાં જે દિનકરરાયનું નામ સંડોવાએલું છે તે જ આ માણસ છે કે નહિ ?'

'એ દિનકરરાયને અને–પણ તમે કોની વાત કરો છો ? મેં તમને અગાઉ કહ્યું હતું અને અત્યારે પણ હું કહું છું કે રઘુનાથના ખૂનમાં કોઇ પણ દિનકર સંડોવાએલો હોય એમ હું માનતો નથી. મેં એ નામના કોઇ માણસને ત્યાં જોયો નથી. મને પ્રતિજ્ઞા ઉપર પૂછવામાં આવે તો પણ એ જ હકીકત કહેવાને હું તૈયાર છું.'

'વારૂ, વારૂ, સાહેબજી.'

તેઓ છૂટા પડયા. મોહન બોલતાં બોલતાં ખમચાયો હતો. કાં તો એ ગભરાટનું કારણ હોય, અથવા તો તે કાંઇક છુપાવવા માગતો હોય. ગમે તેમ હોય પણ આ ઘટનામાં કાંઇક રહસ્ય સમાયેલું છે એમ કપિલરાયને લાગ્યું. તેણે તો આ વસ્તુનો તાગ લેવાનો નિશ્ચય કર્યો જ હતો, એટલે તે હરીસિંગને મળ્યો. તેને પૂછ્યું: 'મીસ્તર દિનકરાય તમારે ત્યાં આવ્યા છે ને !'

'આવ્યા હતા. હમણાં જ તેમને સ્ટેશન પર વિદાય કરીને હું આવું છું. તે મારા ભાઇ જયદેવના મિત્ર છે. જયદેવ અહીં નથી એટલે તે વધુ ન રોકાયા. જ્યારે જયદેવ અહીં આવશે એટલે પોતે તેને મળવા આવશે એમ કહી ગયા છે. તમારે એમની સાથે કંઇ સંબંધ છે ?'

'ના. સંબંધ તો કશો નથી. પરંતુ એક કામને માટે મારે તેમને મળવું હતું. તે જ્યારે ફરીથી અહીં આવે ત્યારે મને ખબર આપજો. સાહેબજી. રજા લઇશ.' અહીં પણ તેને નિષ્ફળતા મળી.

સાંજે ઓફીસેથી ઘેર જતી વખતે રસ્તામાં તે હરિપ્રસાદને ત્યાં ગયો, હેમલતાને મળ્યો. અને તેને પોતે કરેલી તપાસની તમામ હકીકત જણાવી.

હેમલતા બોલી: 'તેને ડર લાગ્યો હશે એટલે તે એકદમ ચાલ્યો ગયો હશે !'

'એમ હું નથી માનતો. કેમકે તેના મનમાં ડર હોય તો તો એ અહીં આવે જ શા માટે?'

'ત્યારે હવે શું થાય?'

'અત્યારે તો આપણે રાહ જોવાની રહી. જો તેના વિષે હડીસિંગને વધારે પૂછગાછ કરીએ તો તેને કદાચ શંકા આવે અને આપણો હેતુ વણસી જાય. એટલે હવે તે પાછો આવે ત્યારે વાત.'

'સારૂ, અંદર આવોને. બાપુજી બહાર ગયા છે. બાની તબિયત આજે બરોબર ઠીક નથી એટલે સુતાં છે.'

'રોજ કરતાં કાંઇક મોડું થઇ ગયું છે માટે અત્યારે તો નહિ આવું. દીવાળીમાશીની તબિયત સંભાળજો. તેમને સૂર્યકાન્તના સંબંધમાં ચિંતા કરવા ન દેશો.'

# પ્રકરણ ૧૮મું

## ડોકટરની સલાહ

એક પછી એક વર્ષો પસાર થઇ ગયાં. ઇન્દિરાને ત્રણ બાળકો થયાં હતાં. મોટી લક્ષ્મીદેવી પાંચ વરસની, વીરેન્દ્ર ત્રણ વર્ષનો અને અનીલ એક વર્ષનો. લક્ષ્મીદેવી ઇંદિરા માફક પાતળી ઉંચી સોટા જેવી હતી વીરેન્દ્રનું વદન અને શરીરસંપત્તિ આબેહૂબ તેની માતા જેવાં હતાં, જ્યારે અનિલકુમાર તેના બાપ ઉપર ગયો હતો.

શરૂઆતથી જ ઇન્દિરાનું શરીર નબળું તો હતું અને એ નબળાઇ દિન પ્રતિદિન વધતી ગઇ હતી. અત્યારે બીજી કોઇ ખાસ તકલીફ ન હતી, પરંતુ શરીરમાંથી ચેતનાશક્તિ જાણે ઘટી ગઇ હોય એમ લાગતું હતું.

ડોકટર નાણાવટી તેની સારવાર કરતો હતો, પરંતુ શરીરમાં શક્તિ આવતી ન હતી. એટલે અમદાવાદના એફ. આર. સી. એસ. ડોકટર મનહરરાયને બોલાવી તેમની સલાહ લેવાનો નિશ્ચય કર્યો હતો. એ નિશ્ચયને તત્કાળ અમલમાં મૂકયો. ડોકટર મનહરરાય આવ્યા. તેમણે ઇન્દિરાની તબીયત તપાસી, પછી તે તથા ડોકટર નાણાવટી અને કપિલરાય એ ત્રણ જણા નીચે દીવાનખાનામાં બેઠા. મનહરરાયે તેમનો અભિપ્રાય દર્શાવ્યો.

'ઇન્દિરાબેનને કોઇ પણ ગંભીર દરદ નથી, પરંતુ તેમની પાચનશક્તિ ઘટી ગઇ છે, મગજના સ્નાયુ શીથીલ બની ગયા છે, શરીરમાં લોહી ચડતું નથી એટલે નિર્બળતા આવી ગઇ છે. તેમને માટે હું જે દવા લખી આપું તે તેમને આપજો. તેની સાથે મારી ખાસ ભલામણ છે કે આવા દર્દીને સમુદ્રનીરે કોઇ સુરમ્ય સ્થાનમાં રાખવામાં આવે તો તેની તબિયત થોડા સમયમાં સુધરી જાય. એટલે

મને લાગે છે કે કાં તો તમે એમને ભાવનગર સ્ટેટમાં તળાજા પાસે દરિયાકિનારે ગોપનાથ નામનું સ્થળ છે ત્યાં રાખો. જો તે વધારે દૂર પડતું લાગે તો સુરત નજીક ડુમસ પણ તેમને માટે સરસ સ્થાન છે. ત્યાંની નૈસર્ગિક હવા તેમને કુદરતી રીતે જ ક્ષુધા લગાડશે, અન્નપાચન થશે, લોહી વધારશે અને તેમના ફિક્કા ચહેરા પર રતાશ આવી જશે.'

'ડોક્ટર સાહેબ બરાબર કહે છે.' નાણાવટીએ સંમતિ આપી: 'ઇન્દિરાબેનને એકાદ બે માસ ડુમસમાં રાખો. ગોપનાથ કરતાં એ નજીક હોઇ તમે પણ ત્યાં જઇ–આવી શકશો.'

કપિલરાયને પણ ડોક્ટર મનહરરાયની સલાહ વાજબી લાગી. ડોક્ટરોના વિદાય થયા પછી તેણે મોટીબેન અને ઇન્દિરાને એ વાત કરી. મોટીબેન હવાફેરમાં માનતાં ન હતાં, તથાપિ ડોક્ટરના અભિપ્રાયનો વિરોધ કરવાનું તેમને યોગ્ય ન લાગ્યું. એટલે તેમણે પણ તેમાં સંમતિ આપી.

ઇંદિરાને પોતાના પતિથી વિખુટું પડવું ગમતું ન હતું. તેણે કહ્યું : 'ત્યારે તમે પણ મારી સાથે આવો તો ?'

'વાહ વાહ ! કપિલ તમારી સાથે ડુમસ રહેશે એટલે પછી અહીં વકીલાત કોણ કરશે ?' મોટીબેને મમરો મૂક્યો.

ઇંદિરા સમજી ગઇ. તે કશું બોલી નહિ. કપિલે કહ્યું: 'હું તને પહોંચાડવા તારી સાથે આવીશ. થોડા દિવસ રહીને પાછો અહીં આવતો રહીશ. વળી પાછો અવકાશ મેળવીને તારી પાસે આવી જઇશ. એટલે હું ત્યાં તારી પાસે હોઉં એવું જ તને લાગશે.'

પ્રસ્તુત શબ્દો સાંભળી, પોતાની પ્રત્યે અતોનાત લાગણી દર્શાવનાર પતિદેવની સામે સાભાર દૃષ્ટિથી ઇંદિરા જોઇ રહી. તે પણ હવાફેર કરવાને માટે સંમત થઇ.

એ માટેની તૈયારી થવા લાગી. જે દિવસે ડુમસ જવાનું હતું તે દિવસે સવારે ઇંદિરાએ જમનાને બોલાવી. તેને કહ્યું : ' જમના ! મારી અનિચ્છા છતાં પણ ડૉકટરના અભિપ્રાયને વશ થઇને હવાફેર માટે મારે ડુમસ જવું પડે છે. હું વીજળીને મારી સાથે લેતી જવાની છું. તું અહીં રહેજે. '

' બાઇસાહેબ ! મેં એવું શું કર્યું છે કે તમે મને અહીં છોડતાં જાઓ છો. '

' તારાથી બની શક્યું એવું બધું તેં મારે માટે કર્યું છે, તું કરે છે અને કરવાની છે એવી મારી ખાતરી છે. એટલે તારી પ્રત્યેના અભાવાને કારણે હું તને નથી લઇ જતી એમ તું ન માનીશ. તને અહીં રાખી જવામાં મારો એક જ હેતુ છે. મોટીબેનનો સ્વભાવ તું જાણે છે. તેમને મારાં બાળકો સોંપી જાઉં તો તે તેમને કોઇ કારણે કિંવા વગરકારણે ધમકાવીને અર્ધાં કરી નાંખે. એટલે ત્રણે બાળકોની તારે સંભાળ લેવાની છે. તેમની માતા તેમનાથી દૂર છે એવું તેમના મનમાં આવવા ન દઇશ. '

' એ વિષયમાં આપ નિશ્ચિંત રહો. લક્ષ્મીદેવી, વીરૂભાઇ અને અનિલભાઇ મારા પ્રાણથી પણ અધીક છે. '

' મને તારી ખાતરી જ છે. વળી હું હવાફેર માટે જાઉં છું ખરી, પણ મને લાગે છે કે કદાચ મારૂં શરીર ક્ષીણ થતું જાય અને હું આ દુનિયાનો ત્યાગ પણ કરી જાઉં ! જો એમ બને તો મારાં ત્રણેય બાળકો હું તને જ સોંપી જાઉં છું. તું એમને સંભાળજે, ઉછેરજે, મારે માટે તેમના દિલમાં પ્રેમ જાગૃત રહે એવી વાતો કરજે. તેમને કહેજે કે તમે તમારી બાને બહુ વહાલાં હતાં, તમને મોટાં થયેલાં જોવાની તેની ઇચ્છા હતી, પરંતુ પ્રભુએ તે ઇચ્છા પાર ન પાડી. છતાં પણ તે અત્યારે જે સ્થળે છે ત્યાંથી તમારી તરફ પ્રેમાળ દ્રષ્ટિથી જોઇ રહી છે. આ પ્રમાણે તું તેમને

કહેજે. અને કોઇ બીજી સ્ત્રી મારૂં સ્થાન લે તો તેના રોષ અને ઇર્ષ્યા સામે મારાં બાળકોની ઢાલરૂપ બનજે, તેમને ઓછું આવવા ન દઇશ, તેમને દુ:ખી થવા ન દઇશ.'

'બાઇસાહેબ ! તમે આવા નિરાશાના ઉદ્દગારો શા માટે કાઢો છો ? તમને કશું પણ થવાનું નથી. અને કદાચ પરમાત્માએ આ બાળકોના નસીબમાં નમાયાં થવાનું માંડયું હશે તો પણ હું તમને ખાતરી આપું છું કે તેમને જરીકે ઓછું આવવા નહિ દઉં. તેમને કોઇ પણ દુ:ખી કરી શકશે નહિ. તમે કશી ચિંતા ન કરો, નકામા વિચારો કરીને દુ:ખી ન થાઓ.'

## પ્રકરણ ૧૯મું

### મન્મથરાયની મુલાકત

કપિલરાય, ઇંદિરા, વીજળી અને પુરૂષોત્તમ બપોરે સુરત પહોંચ્યાં. ત્યાં કપિલરાયે પોતાના એક મિત્રને ખબર આપેલી હોઇ, તે તેમને લેવા માટે આવ્યો હતો. તેને ત્યાં ભોજન લઇ એ જ મિત્રની મોટરમાં તેઓ ડુમસ ગયાં. અહીં સુરતવાળા મિત્રે તેમને માટે પોતાનો નાનો બંગલો તૈયાર રાખ્યો હતો. એ બંગલામાં તેમણે નિવાસ કર્યો.

બીજે દિવસે સવારે કપિલરાય ઇંદિરાને લઇ દરિયાકિનારે ફરવાને માટે ગયો. તે તેની સાથે માત્ર એક જ દિવસ રોકાવાનો હતો. ગાડી અને મોટરના પ્રવાસે ઇંદિરાનાં તન, મન ઉપર સારી અસર કરી હોય એમ લાગતું હતું. કપિલરાયને પણ લાગ્યું કે ડુમસની હવા તેને અનુકૂળ થશે અને તેના શરીરમાં સુધારો કરનારી નીવડશે. સાંજે ભોજન કરી, પત્નીની વિદાય લઇને મોહનપુર જવા માટે તે સુરત તરફ ઉપડી ગયો.

બીજે દિવસે સવારે ઇંદિરા જાગૃત થઇ. આજે તેને પોતાનામાં અગાઉ કરતાં વધારે સ્ફુર્તિ હોય એમ લાગતું હતું. નિત્યકર્મથી પરવારી, ચહાનાસ્તો લઇ, પુરૂષોત્તમની સાથે તે સમુદ્રકિનારે ગઇ.

કિનારા ઉપર ફરવા આવનારાઓને માટે થોડે થોડે અંતરે બેંચો રાખવામાં આવી હતી. એક બેંચ ઉપર તેણે બેઠક લીધી અને પુરૂષોત્તમને કહ્યું : 'હું અહીં બેઠી છું. બજારમાંથી જે કંઇ ચીજ વસ્તુ લાવવી હોય તે તમે લઇ આવો. એકાદ કલાક પછી અહીં આવજો.'

પુરૂષોત્તમના ગયા બાદ તે આસપાસનું મનોરંજક દૃશ્ય નિહાળતી બેંચ ઉપર બેસી રહી. સમુદ્ર પર ઉછળતાં મોજાંની વચ્ચે દૂર દૂર નાનાં મોટાં વહાણો દૃષ્ટિગોચર થતાં હતાં. પ્રાતઃકાળનાં સૂર્યકિરણો

સમુદ્ર પર પડીને તેને ચમકાવતાં હતાં. કિનારા પર જુદી જુદી બેંચો ઉપર ફરવા આવેલાં માનવીઓ બેઠાં હતાં. કેટલાક માણસો રેતીમાં પણ બેઠા હતા, અને નાના બાળકો આમતેમ કુદતાં ગેલ કરી રહ્યાં હતાં. એ વખતે પોતાની તરફ આવતી એક વ્યક્તિ પ્રત્યે તેનું લક્ષ ગયું. તે મનોગત બોલી: ' એ મન્મથરાય તો ન હોય !'

હા. એ ઇન્દિરાનો પરિચિત અને તેની કાકી વનલીલાનો ભત્રિજો મન્મથરાય જ હતો. તે તેની નજીક આવ્યો અને બોલ્યો: ' ઇન્દિરાગૌરી ! તમે અહીં ક્યાંથી ?'

ઇન્દિરાએ જવાબ આપ્યો: ' મારી તબિયત બરાબર રહેતી ન હોવાથી, ડૉકટરની સલાહને અનુસરીને ગઇ કાલે જ હું અહીં આવી છું. પણ તમે અહીં શું કરો છો ?'

' ઇન્દિરાગૌરી ! સાચું કહું ? હમણાં હું બરાબર સંકડામણમાં આવ્યો છું, અને એથી અમદાવાદ છોડીને આ બાજુએ આવ્યો છું.'

' એવી સંકડામણ શી છે ?' ઇન્દિરાની જીજ્ઞાસાવૃત્તિ જાગૃત થઇ. અહીં એટલું સ્પષ્ટ કરવું જોઇએ કે આ યુવાન પ્રત્યે એક વાર ઇન્દિરાના દિલમાં પ્રેમોદ્દીપન થયું હતું. કપિલરાય સાથે લગ્ન કર્યા બાદ તે તેને સંપૂર્ણ તો ભૂલી ગઇ ન હતી, છતાં તેને ભૂલી જવાનો— મનમાં પણ કદી ન સંભારવાનો તેણે નિશ્ચય કર્યો હતો. એ જ માનવીને એકાએક જોતાં તેના દિલમાં ભૂતકાળનાં સ્વપ્નાં જાગૃત થાય તેમાં આશ્ચર્ય નથી. અને તેથી પોતાના એક વારના પ્રેમીની સંકડામણ જાણવાને તે આતુર બને એ સ્વાભાવિક હતું.

વારૂ, હવે આપણે મન્મથરાયના મુખેથી તેની મુંઝવણની માહિતી મેળવીએ. તેણે કહ્યું: ' ઇન્દિરા ! મારી સ્વર્ગસ્થ માતાના પિતા સર પ્રમોદરાય બેરોનેટે ત્રેસઠ વરસની ઉમરે ફરીથી લગ્ન કર્યું છે. અને એ જ મારી મુંઝવણનું કારણ છે.'

' હા, સર પ્રમોદરાયે લગ્ન કર્યાનું અમે પણ સાંભળ્યું હતું. પરંતુ એથી તમારે મુંઝાવાનું કારણ શું હોય ?'

'હકીકત એમ છે કે સર પ્રમોદરાયને મારી માતા સિવાય બીજું કશું સંતાન ન હતું અને તેથી તેમના વારસદાર તરીકે મને નીમવાનું તેમણે વીલ કર્યું હતું. એ વીલને આધારે મને જોઇતી રકમ ધીરનાર અમદાવાદમાંથી મળી આવતા હતા. પરંતુ મારા માતામહે ફરીથી લગ્ન કરેલું હોય તેમને પુત્રની પ્રાપ્તિ થવાની સંભાવના ઉભી થઇ. એટલે મને તેમનો વારસો મળવાની સંભાવના ઓછી થવાથી મારા લેણદારો મારી ઉપર તગાદો કરવા લાગ્યા. કેટલાકે હુકમનામાં પણ મેળવ્યાં અને એક બે જણાએ તો મારી ઉપર સીવીલ વોરંટ પણ કઢાવ્યાં. એમાંથી છટકવાને માટે આજે લગભગ સાત આઠ મહિનાથી હું સચીનમાં આવીને રહ્યો છું અને ત્યાંથી કોઇ કોઇ વાર અહીં આવી જાઉં છું.'

'આ તો પૂરી મુંઝવણ ! શું તમારી માતાના પિતા તમને મદદ નથી કરતા ?'

'તેઓ મને માસિક અમુક રકમ આપે છે. એથી વધારે આપવાની સ્પષ્ટ ના કહે છે અને મારી લક્ષ્મીકાકીમા પાસેથી પણ કશું મળી શકે તેમ નથી. એટલે હવે તો જ્યારે મારા માતામહ સંતાનવિહીન મૃત્યુ પામે ત્યારે જ મારી આ કમનસીબી દૂર થાય. માફ કરો. મારી ભૂલ થાય છે. મારે મારી મુંઝવણની વાતો કરીને તમને શા માટે ચિંતાતુર બનાવવાં જોઇએ ? મેં સાંભળ્યું છે કે તમે તો હવે પૂરણ સુખી છો.'

'હા, હું પૂરણ સુખી છું.' એક દીર્ઘ નિઃશ્વાસ મૂકતી ઇન્દિરા બોલી: 'માત્ર મારી તબિયત બરાબર રહેતી નથી.'

'ડુમસની હવા તમારી તબિયતને સરસ લાભ કરશે. પણ અહીં કયાં સુધી બેસવું છે ? તાપ પડવા લાગ્યો છે. નબળા માણસના શરીર પર વધુ વખત સૂર્યનાં કિરણો સિધાં પડે તે ઠીક નહિ.'

'મારા માણસને કહ્યું છે. તે હમણાં મને લેવાને માટે આવશે.'

'એમાં માણસનું શું કામ છે ? ચાલો, હું તમારી સાથે આવીને તમારા નિવાસસ્થાન પર પહોંચાડી દઉં.'

'ના, ના. તમને તકલીફ શા માટે આપવી?'

'એવું ન બોલો, તમારે માટે કોઇ પણ કામ કરવામાં હું તકલીફ માનતો જ નથી.' તે ઉભો થયો, ઇન્દિરા પણ ઉભી થઇ. તેણે ઇન્દિરાનો હાથ પકડયો. ઇન્દિરાએ કહ્યું: 'મને ટેકાની જરૂર નથી. હું મારી મેળે ધીમે ધીમે ચાલી શકીશ.'

મન્મથરાય હસ્યો : 'તમે આટલું ભણેલાં ગણેલાં હોવાં છતાં પણ જૂનાં વિચારનાં રહ્યાં. એક સ્ત્રી અને પુરૂષ બે મિત્રો હોય અને એકબીજાનો હાથ પકડીને ચાલે તેમાં અજુક્તું શું છે? વળી તમે તો શરીરે પણ નબળાં છો. ચાલતાં લથડીયું આવ્યું તો!'

એમ કહેતાં મન્મથરાયે ઇન્દિરાનો હાથ પકડી રાખ્યો. ઇન્દિરાએ પણ પોતાનો હસ્ત છોડાવવાનો કશો યત્ન ન કર્યો.

પ્રાસ્તાવિક વાતો કરતાં તેઓ બંગલે પહોંચ્યાં. વગર આમંત્રણે મન્મથરાયે પણ બંગલામાં ઇન્દિરાની સાથે પ્રવેશ કર્યો. તે અંદર ન આવે એમ ઇન્દિરા ઇચ્છતી હતી. પરંતુ પોતાની ઇચ્છા સ્પષ્ટપણે વ્યકત કરી ન શકી, અને જ્યારે તે અહીં આવ્યો ત્યારે તેને માટે ચહા પણ મંગાવવી પડી.

સાંજે લગભગ સાડાપાંચ વાગે તે પુનઃ તેની પાસે આવ્યો : 'કેમ, ઈંદિરાગૌરી! ફરવા આવવું છે ને? ચાલો હું તમને સમુદ્રકિનારે લઇ જાઉં.'

જો ઈંદિરાએ ધાર્યું હોત તો તેને સ્પષ્ટ રીતે કહી શકત કે 'હું તમારો સંસર્ગ નથી ઇચ્છતી.' પરંતુ એ શબ્દો ઈંદિરાના મુખમાંથી નિકળી શક્યા નહિ. એવી રીતે એક ગૃહસ્થનું અપમાન કરવું એ તેને ઠીક ન લાગ્યું. બીજી તરફથી પોતે ફરવા જવાની તો હતી જ, એટલે એ માટે ના કહેવાનું પણ તેને ઠીક લાગ્યું નહિ, અને તે તૈયાર થઇને તેની સાથે ફરવાને માટે ગઇ.

પછી તો રોજ સવાર અને સાંજનો એ કાર્યક્રમ જ થઇ પડયો કે મન્મથરાયે તેને બંગલે આવવું, તેને ફરવાને માટે લઇ જવી અને પાછી તેને બંગલા સુધી પહોંચાડી દેવી.

મન્મથરાયનો સહવાસ તેને ગમતો ન હતો એમ નહિ. પરંતુ કોઇ કોઇ વાર પોતે આ એક મોટી ભૂલ કરી રહી છે એમ તેના દિલને થતું હતું. જો કે તેના હૃદયમાં તેના પતિ પ્રત્યેના ભક્તિ-ભાવને લેશ પણ અસર પહોંચી ન હતી. તેમ જ એક વખતના આ જૂના પ્રેમીનું આકર્ષણ પોતાના દિલ પર કાબૂ જમાવી દેશે એમ પણ તેને લાગતું ન હતું. છતાં મનરૂપી માકડું બંધનમાંથી કયારે છટકે અને સ્વૈરવિહાર કરવા લાગી જાય, એ કહી શકાય તેમ ન હતું. અને તેથી જ મન્મથરાયનો સહવાસ બને તેટલો ઓછો થાય એમ તે ઇચ્છતી હતી.

ઇચ્છા કરવી એક વાત છે, એ ઇચ્છાનો અમલ થવો એ જુદી વાત છે. મન્મથરાય તો સવાર અને સાંજ નિયમિત સમયે હાજર રહેતો, તેને પોતાની સાથે ફરવા લઇ જતો, રસ્તામાં ચાલતાં તેના મનને પ્રફુલ્લ બનાવે તેવી વાતો કરતો. જો કે હજી સુધી તેણે એક વખત પણ જૂના પ્રેમને યાદ કર્યો ન હતો, તેમ જ તેનું કોઇ પણ વર્તન સભ્યતાની મર્યાદાને ઓળંગનારૂં ન હતું.

એમ કરતાં પંદર દિવસ વીતી ગયા. આજે શનિવાર હતો. કપિલરાય સવારે નિકળી સુરત આવી ત્યાંથી મોટરમાં સાંજે ચાર અને પાંચની વચ્ચે અહીં આવનાર હતો. પોતાના પતિ આજે આવનાર છે એવી વાત તેણે મન્મથરાયને કરી હતી. એટલે સાંજે ચહા પીધા પછી ચાર સવાચાર વાગ્યે બેઉ જણાં મોટર-સ્ટેન્ડ પર ગયાં. અર્ધોએક કલાક પસાર થઇ ગયો. મોટરબસ આવી, કપિલરાય નીચે ઉતર્યો. તેની સાથે સામાનમાં એક નાની બેગ માત્ર હતી. તેણે દૂરથી ઇંદિરાને જોઇ. તે એકદમ ઇંદિરાની પાસે પહોંચ્યો અને તેને જોઇને બોલ્યો : 'ઓહો, ઇંદિરા ! પંદર દિવસમાં તો ઘણો ફેર પડી ગયો છે ! જો તારા સુક્કા વદન ઉપર ગુલાબી ઝાંય છવાઇ રહી છે, સુકાયેલું શરીર પણ ભરાઇ ગયું લાગે છે.'

'હા, અહીંની હવાએ મને સારી અસર કરી હોય એમ જણાય છે.' ઇન્દિરા સ્મિતપૂર્વક બોલી. પરંતુ પોતાના શરીર પર થયેલી અસર અહીંની હવા અને પાણીની હતી, કે પછી પોતાના જૂના પ્રેમીના સહવાસની હતી, એનો તે નિર્ણય કરી શકતી ન હતી.

કપિલરાયની દૃષ્ટિ મન્મથરાય તરફ ગઇ: 'આ ગૃહસ્થ કોણ છે?'

'એ મારી વનલીલા કાકીના ભત્રિજા છે. મન્મથરાય! અહીં આવો. મારી કાકીનાં માતુશ્રી લક્ષ્મીબાને ત્યાં અમે અવારનવાર મળતાં હતાં. હમણાં તેઓ અહીં છે અને રોજ આપણે ત્યાં આવે છે. મારી સાથે દરિયાકિનારે ફરવા પણ આવે છે. એથી મને એકાંતિકતા જેવું પણ લાગતું નથી.'

'ઘણું જ સરસ!' કપિલ મન્મથની સાથે હસ્તધૂનન કરતો બોલ્યો: 'ઇન્દિરા અહીં એકલી હતી, કોઇ ઓળખીતું પણ નહિ. એટલે જો તમે ન હોત તો એકલતાને લીધે તેને ચેન ન પડત. તમારી હાજરીથી તેનું મન પ્રફુલ્લ બન્યું અને એની અસર શરીર ઉપર પણ થઇ. એ માટે મારે તમારો આભાર માનવો જોઇએ.'

'નહિ, વકીલ સાહેબ! એમાં આભાર શાનો? અમે જૂનાં મિત્રો છીએ, વળી સગપણનો પણ સંબંધ છે. એટલે મારાથી બને તે રીતે ઇન્દિરાબેનને ઉપયોગી થવું એ મારી ફરજ છે.'

એ પ્રમાણે વાતો કરતાં તેઓ ચાલતાં જ બંગલે ગયાં. બીજે દિવસે રવિવાર હતો. ઉપકારવશ બનેલા કપિલે મન્મથરાયને આગ્રહપૂર્વક પોતાની સાથે જમવાનું નિમંત્રણ આપ્યું. જમ્યા પછી મુખવાસ લઇને કપિલરાય તથા મન્મથરાય દીવાનખાનામાં બેઠા હતા, એ વખતે મન્મથરાયે પોતાની મુશ્કેલીની હકીકત કપિલને પણ જણાવી. પોતાની ઉપર થએલાં હુકમનામાં, પોતાને દીવાની જેલમાં પૂરવાને માટે નિકળેલાં વોરંટ, લેણદારો તરફથી થતો તગાદો, તથા પોતાનો પત્તો મેળવવાને માટે તેમના થતા પ્રયત્નો અને એ માટે પોતાને છુપાતાં ફરવાની પડતી ફરજ–એ બધી હકીકત તેણે કપિલરાયને જણાવી.

કપિલરાયે કહ્યું: 'તમારા માતામહ સર પ્રમોદરાય તમને આ મુંઝવણમાંથી મુક્ત કરવાને કશું નથી કરતા ?'

'નાજી, તેઓ મારૂં કરજ ભરપાઇ કરવાનો સ્પષ્ટ ઇન્કાર કરે છે. એટલું જ નહિ પણ મને માસિક જે રકમ આપે છે, તેમાં વધારો કરવાની પણ તેમણે ચોકખી ના સુણાવી છે.'

'જો તમે કહેતા હો તો હું સર પ્રમોદરાયને મળું અને તમારે માટે તમારા વકીલ તરીકે નહિ પણ એક મિત્ર તરીકે હું તેમને વિનતિ કરૂં. મારા પિતાશ્રીનો તેમની સાથે સારો સંબંધ હતો. એટલે હું આશા રાખું છું કે મારો યત્ન તદ્દન નિષ્ફળ તો નહિ જાય.' કપિલરાયે જણાવ્યું.

'તો તો બહુ જ સારૂં. હું તમારો ઉપકાર કદી પણ નહિ ભૂલું.'

'એમાં ઉપકાર નથી. તમે પણ મારે માટે કાંઇ ઓછું કર્યું નથી. તમારી હાજરી અહીં ન હોત તો કદાચ હું ઇન્દિરાને અત્યારના જેવી પ્રફુલ્લ, સ્ફુર્તિવાળી અને તંદુરસ્ત હાલતમાં જોઈ શકયો ન હોત.'

'વારૂ, ત્યારે હવે હું રજા લઇશ. સાંજે આવીશ.'

આજે સાંજે કપિલરાય પાછો મોહનપુર જવાનો હતો. ઇન્દિરાએ તેને કહ્યું: 'મને તમારા વગર જરીકે ચેન પડતું નથી. તમે અહીં રોકાઓ તો કેવું સારૂં ?'

'એ કયાંથી બની શકે ? જો કોર્ટોમાં રજાઓ હોત તો જરૂર રોકાત. પરંતુ અત્યારે તો કામ ભરચક છે.'

'તો પછી મને પણ તમારી સાથે લઇ જાઓ. હવે મારી તબિયત સારી થઇ ગઇ છે.'

'તું એમ ઉતાવળ ન કર. પંદર દિવસમાં આટલો ફાયદો થયો છે તો હજી બીજા ત્રીશ–પાંત્રીશ દિવસ અહીં રહે. એથી તને ઘણો જ લાભ થશે. વળી મીસ્તર મન્મથરાય પણ અહીં છે, એટલે તને મુંઝવણ નહિ રહે.'

કપિલનું સરલ હૃદય સમજતું ન હતું કે મન્મથથી દૂર રહેવાને માટે જ ઇન્દિરા તેને અહીં રોકવાની અથવા તો તેની સાથે મોહનપુર જવાની માગણી કરી રહી હતી. કપિલને કલ્પના પણ ક્યાંથી આવે ! તેને ઇન્દિરા તથા મન્મથ વચ્ચેના ભૂતકાલીન પ્રેમની કલ્પના પણ ન હતી. અને ઇન્દિરા માટે તેના દિલમાં કશો પણ અવિશ્વાસ, કશો પણ વહેમ, કોઇ પણ જાતની શંકા ન હતી.

સાંજે મન્મથરાય આવ્યો. તેઓ ત્રણે જણાં મોટરસ્ટેન્ડ સુધી ગયાં, અને મન્મથરાયને પોતાની પત્નીને મુંઝાવા ન દેવાની ભલામણ કરીને કપિલરાય મોટરબસમાં સુરત તરફ વિદાય થયો.

## પ્રકરણ ૨૦મું

### લાલ બત્તી

દિવસો ઉપર દિવસો વહી જવા લાગ્યા. મન્મથરાવનો સહવાસ ઓછો રહે એવો યત્ન ઇન્દિરા કરતી હતી. કોઈ વાર હમેશના સમય કરતાં વહેલી તે બંગલેથી ફરવાને માટે નિકળી જતી. કોઇ વાર દરિયાકિનારા તરફ જવાને બદલે બીજે રસ્તે ફરવાને માટે જતી. પરંતુ મન્મથરાય ગમે તેમ કરી તેનો પત્તો લગાડી, તેની પાસે પહોંચી જતો, મીઠી મીઠી વાતોથી તેને ખુશ કરવાનો પ્રયત્ન કરતો. તેની વાતો ઇન્દિરાને આનંદ પમાડતી, તથાપિ તેનો વધુ પડતો સહવાસ પોતાને માટે ઇષ્ટ નથી એમ પણ તેના દિલને થતું. જો કે મર્યાદાનો લોપ થાય એવું વર્તન આજસુધીમાં એક પણ વખત મન્મથરાયે બતાવ્યું ન હતું.

કપિલરાય આવીને વિદાય થયો તેને દશ દિવસ થઇ ગયા હતા. આજે સાંજે તે દરિયાકિનારે એક બેંચ ઉપર બેઠી હતી. મન્મથરાય પણ તેની બાજુમાં જ હતો. તેઓ સમુદ્રપર ક્રિડા કરતાં તરંગો નિહાળી રહ્યાં હતાં. એ વેળાએ મન્મથ બોલ્યોઃ 'ઇન્દિરા! તને સ્મરણ છે! એક વાર આપણે અમદાવાદમાં વિકટોરીયા ગાર્ડનમાં ગયાં હતાં. તેની નદી તરફની દીવાલને અઢેલીને બેઠાં હતાં. એ પણ આજના જેવી જ સંધ્યા હતી. તાજુંજ પૂર આવેલું હોઇ નદીમાં પાણી ખળખળ વહેતાં હતાં. એ વખતે તું શું બોલી હતી એ તને યાદ છે કે નહિ?'

'એ પ્રસંગ મને યાદ છે. પણ હું શું બોલી હતી તે મને યાદ નથી.'

'તેં કહ્યું હતું કે જુઓ 'મન્મથરાય! સરિતા તેના પતિસાગરને ભેટવા કેવી ઉછાળા મારતી દોડી જાય છે! અને પછી એ વખતે તું મને કેટલા વહાલાપૂર્વક ભેટી પડી હતી?'

ઇન્દિરા ચમકી. તે સહેજ સ્વસ્થ બની અને બોલી: ' એટલે ! અત્યારે ભૂતકાળના એ પ્રસંગને સંભારીને તમે શું કહેવા માગો છો ? '

' ઇન્દિરા ! વહાલી ઇન્દિરા ! મારા હૃદયમાં જે કાંઇ મેં દબાવી રાખ્યું છે તે એક વખત મને કહેવા દે. એ વેળાએ તારો મારી ઉપર પૂર્ણ પ્રેમ હોવાનું હું માનતો હતો. મારો પણ તારી ઉપર તેટલો જ પ્રેમ હતો. પરંતુ હું એ પ્રેમને સ્પષ્ટ શબ્દોમાં વ્યક્ત કરી શકતો ન હતો. કારણ કે એક શ્રીમંત જાગીરદારની પુત્રી પાસે મારા જેવા આર્થિક તંગી ભોગવતા માનવીએ પ્રેમની માગણી કરવી એ મને ઘટિત લાગતું ન હતું. નહિતર મેં જરૂર તને મારી પત્ની બનવાની વિનતિ કરી હોત. જો કે હું તને પત્ની બનાવી શક્યો નથી, છતાં પણ તારે માટેનો પ્રેમ મારા હૃદયમાંથી ભુંસાઇ શક્યો નથી. તારા લગ્ન પછી તો એ પ્રેમ બમણા જોરથી ઉછળી રહ્યો છે. અત્યારે પણ મારૂં આખું ય અંગ તારે માટેના એ સ્વર્ગીય પ્રેમથી છલોછલ ભરાઇ રહ્યું છે. અહા ! જો હું તને મારી પ્રેમિકા બનાવી શક્યો હોત તો—પણ—'

' મીસ્તર મન્મથરાય ! ' ઇન્દિરાગૌરી રોષપૂર્વક બોલી : ' મારી અત્યારની અસહાય અવસ્થાનો લાભ લઇ, આવા શબ્દો ઉચ્ચારતાં તમને શરમ નથી આવતી ? તમે જાણો છો કે હું એક પરિણિતા પત્ની છું. જો મારા પતિ અહીં હાજર હોત તો તમે આવા શબ્દો બોલવાની હિમ્મત કરી હોત ખરી ? જાઓ, મારી પાસેથી ચાલ્યા જાઓ. '

અને એમ બોલતી તે ઉભી થઇને ચાલવા લાગી. મન્મથરાય પણ તેની પાછળ પાછળ ગયો, તેની બાજુમાં ચયો અને બોલ્યો :

' ઇન્દિરા ! ક્ષમા કર. મારી ભૂલ થઇ. પ્રેમાવેશમાં જે મારે ન બોલવું જોઇએ એ મેં બોલી નાંખ્યું તે માટે હું તારી માફી માગું છું. મારી થયેલી ભૂલ માટે મને હવે પશ્ચાત્તાપ થાય છે. હું વિવેકહીન બન્યો, શિષ્ટતા અને સભ્યતાની મર્યાદા મૂકી ગયો. મારા ઉચ્ચારેલા શબ્દોને તું ભૂલી જા. એ માટે મનમાં કશું ન લાવીશ અને મને તારા સાચા મિત્ર તરીક સ્વીકારવાનું ચાલુ રાખજે. '

'એમાં મારી માગવા કિંવા આપવાનો પ્રશ્ન નથી. પરંતુ તમે ક્યાં, કોની પાસે અને શું બોલો છો, તેનો જરીક તોલ તો કરવો જોઇએ ને! વારૂ, પણ મને લાગે છે કે હવે આપણે અહીંથી જુદાં પડીએ એ જ સારૂં છે. આપણો સહવાસ બંનેનું હિત કરવાને બદલે નુકસાનકારક નીવડવાનો મને ભય રહે છે.' એમ કહી મન્મથરાયની તરફ નજર પણ નાંખ્યા વગર ત્વરિત પગલે તે પોતાના બંગલા તરફ ચાલતી થઇ ગઇ.

બંગલા પર આવી તેણે એક પત્ર લખ્યો અને પુરૂષોત્તમને બોલાવીને કહ્યું: 'તમે અત્યારે ને અત્યારે મોટરમાં સુરત જઇ આ પત્ર ત્યાં સ્ટેશન ઉપર ટપાલમાં નાંખી આવો. જો સમય થઇ ગયો હોય તો લેટફી પણ ચોડજો.'

એ પત્ર તેણે કપિલરાય ઉપર લખ્યો હતો, અને એક દિવસની પણ ઢીલ કર્યા સિવાય અહીં આવી, પોતાને મોહનપુર લઇ જવાનું તેમાં તેણે લખ્યું હતું.

ત્રીજે દિવસે કપિલરાય ડુમસ આવ્યો. ઇન્દિરાએ તેને કહ્યું: 'હવે હું અહીં એક પણ દિવસ રહેવા ઇચ્છતી નથી. આજે ને આજે જ આપણે રવાના થઇ જઇએ.'

'પણ તું એટલી બધી ઉતાવળ શા માટે કરે છે? જો તારી તબિયત કેટલી બધી સુધરી ગઇ છે! તને અહીંની હવા અનુકૂળ આવી ગઇ છે. વધુ નહિ તો ય તું બે મહિના પૂરા કર. પછી—'

'નહિ, હવે એક પણ દિવસ નહિ. મને લાગે છે કે હું હવે એક પણ દિવસ ડુમસમાં રહી શકીશ નહિ.'

'તેનું કારણ શું?'

કારણ ઇંદિરા શું આપે? સાચું કારણ જણાવવાની તેની ઇચ્છા ન હતી. એટલે તે બોલી: 'વહાલા કપિલ! મારાં બાળકો વિના મને અહીં જરીકે ચેન પડતું નથી. અને—'

કપિલરાય બોલ્યો: 'હું સમજ્યો. ઇંદિરા! જ્યારે મેં તારી પાસે લગ્નની માગણી કરેલી ત્યારે તેં કહ્યું હતું કે તારો મારી ઉપર

પ્રેમ નથી. પરંતુ મારી ખાતરી હતી કે સમય જતાં તારા દિલમાં મારે માટેના પ્રેમનો પ્રાદુર્ભાવ થયા વગર રહેશે નહિ, અને આજે હું તારા દિલમાં થયેલો એ પ્રેમોદ્દભવ જોઇ શકું છું.'

તેના પ્રસ્તુત શબ્દોએ ઈંદિરા ઉપર અજબ અસર કરી. તેના વદન ઉપર રક્તિમા છવાઇ રહી. તેનું કારણ તેના મનમાં ઉપજેલી શરમ હતી, કિંવા એ તેના પતિ પ્રત્યેના પ્રેમનો ઉદ્દભવ હતો, તે સમજવાનું કપિલરાયને માટે મુશ્કેલ હતું. તેણે કહ્યું: 'વારૂ, વારૂ. જ્યારે તારી એવી જ ઇચ્છા છે ત્યારે આજે સાંજે જ આપણે અહીંથી રવાના થઇ જઇશું.'

પતિનો નિર્ણય સાંભળતાં તે અત્યંત આનંદમાં આવી ગઇ. તેના મગજ ઉપરનો બધો બોજો હલકો થઇ ગયો. તે પતિના કંઠમાં વળગી પડી, તેને ચુંબન કરવા લાગી. કડક સ્વભાવની શિક્ષિકાના કબજામાંથી છૂટેલી નાની બાળાના દિલને જેટલો આનંદ થાય એટલો આનંદ ઇન્દિરાના વદન પર અત્યારે દૃશ્યમાન થતો હતો. એ આનંદ પોતાની પ્રત્યેના પ્રેમના પરિણામ રૂપે હોવાનું કપિલરાય સમજ્યો.

બપોર પછી મન્મથરાય કપિલરાયની પાસે આવ્યો. તેમણે સર પ્રમોદરાયની મુલાકાત લીધી કે નહિ એ વિષે તેને પુછ્યું.

કપિલરાયે કહ્યું: 'હમણાં હમણાં કામકાજમાંથી બિલકુલ ફુરસદ મળતી નહિ હોવાને કારણે હું તેમને મળી શક્યો નથી, પરંતુ હવે અવકાશ લઇને મળીશ અને પરિણામ તમને જણાવીશ.'

તેઓ આજે જવાનાં છે એવું મન્મથે કપિલરાય પાસેથી જાણ્યું. તે પણ તેમને સુરત સુધી વિદાય આપવાને માટે ગયો. સુરતથી ટ્રેન ઉપડી અને તે દૂર દૂર અંધકારમાં વિલીન થઇ ત્યાંસુધી પોતાની પ્રિયતમાને પોતાનાથી દૂર ને દૂર લઇ જતી એ ટ્રેનની પાછળ મન્મથરાય જોઈ રહ્યો. છેવટે એક દીર્ઘ નિઃશ્વાસ મૂકી પ્લેટફોર્મમાંથી બહાર નિકળ્યો.

## પ્રકરણ ૨૧મું

### જમનાને અકસ્માત

થોડા દિવસ પછી કપિલરાય અમદાવાદ ગએલો ત્યારે તે મન્મથરાયના વૃદ્ધ માતામહ સર પ્રમોદરાયને મળ્યો. પોતાને મન્મથરાયની સાથે થયેલી મુલાકાતની હકીકત તેમને કહી. તેની ઉપર થએલાં હુકમનામાં, સીવીલ વોરંટો અને એને કારણે તેને આમતેમ છુપાવું પડતું હોઇ, એ બધી મુશ્કેલ સ્થિતિમાંથી કોઇ માર્ગ કાઢવાની તેણે સર પ્રમોદરાયને વિનતિ કરી.

સર પ્રમોદરાયે કહ્યું : ' એ મારી દીકરીનો દીકરો છે. મારો તેની ઉપર ભાવ છે. પરંતુ એ છોકરો એટલો બધો ખર્ચાળ અને ઉડાઉ બની ગયો છે કે તેને ગમે તેટલી મદદ કરવામાં આવે તેમ છતાં પણ તેના વર્તનમાં ફેર પડે તેમ નથી. આજે તેનું કરજ ચુકવાઇ જાય તો આવતી કાલે તે એટલું જ કરજ બીજું ઉભું કરી દેશે. જો તેને ધીરનારા મળે તો તે લખલૂટ ખર્ચ કરવામાં બાકી રાખે તેવો નથી. '

' બેરોનેટ સાહેબ ! મને મન્મથરાયના ગુણદોષનો કિંવા તેના સ્વભાવનો કશો પરિચય નથી. તેની સાથે ડુમસમાં મારી મુલાકાત થએલી. તે આપની પુત્રીનો પુત્ર હોવાનું મારા જાણવામાં આવ્યું. અને તેથી મેં તેને આશ્વાસન આપેલું કે હું આપને મળીને જો બનશે તો તેની મુંઝવણ ટાળવાનો કોઇ માર્ગ કાઢીશ. '

' મીસ્તર કપિલરાય ! તમે નાના હતા ત્યારથી જ મારો તમારે માટે સદ્‌ભાવ છે. તમારા વડીલ મારા મિત્ર હતા. તેમને પણ મેં કહેલું કે બાપ કરતાં બેટો સવાયો નીવડશે. એટલે મન્મથને મદદ

કરવાની મારી અનિચ્છા હોય, તેમ છતાં પણ તમારા પ્રસ્તાવને સ્વીકારવાને હું જરૂર તૈયાર થાઉં, પરંતુ મુદ્દાની વાત એ છે કે જો તેને મારી મદદ જોઇતી હોય તો તેણે મારી પાસે આવીને રૂબરૂમાં પોતાની તમામ સ્થિતિ જાહેર કરવી જોઇએ. કોનું કોનું, કેટલું કેટલું લેણું છે, એ મને જણાવે તથા ભવિષ્યમાં નવેસરથી કરજ નહિ કરવાનું વચન આપે, તો હું તેને અત્યારની મુંઝવણમાંથી જરૂર ઉગારી લઇશ.'

'આપનું કહેવું બરાબર છે. પરંતુ અહીં અમદાવાદમાં આવવું તેને માટે જોખમ ભર્યું છે. કદાચ કોઇ લેણદાર અચાનક તેની ઉપર વારંટ બજાવે તો?'

'એ વાત પણ સાચી. વળી તે અહીં મારે ત્યાં આવીને રહે એવી પણ મારી ઇચ્છા નથી. કારણ કે મારી નવી પત્નીની સાથે તે ઝઘડેલો હોઇ, મન્મથના અહીં રહેવાથી એનું મન કલુષિત થાય. એટલે તેણે કોઇ અન્ય સ્થળે રહેવાની વ્યવસ્થા કરવી જોઇએ.'

'તો પછી હું તેને મારે ત્યાં રાખું.' કપિલરાયે કહ્યું.

'હા, એ ઠીક છે. તેને વિગતવાર પત્ર લખો. અને તે તમારે ત્યાં આવે એ પછી તેને મારી પાસે મોકલજો.'

'બહુ સારૂ, રજા લઇશ. આપનો કિમ્મતી સમય લીધો તે બદલ ક્ષમા ચાહું છું.'

'વારૂ, આવજો. મન્મથ આવે ત્યારે મને ખબર આપજો.'

આ બનાવ શુક્રવારે બનેલો. તેણે તુરત જ અમદાવાદથી મન્મથરાયને પત્ર લખ્યો અને વળતી ટ્રેનમાં મોહનપુર પોતાને ત્યાં આવવાનું જણાવ્યું.

સાંજે તે અમદાવાદથી મોહનપુર આવ્યો. આપણે જાણીએ છીએ કે ઘણી વખત આપણને અમુક બાબતનું વિસ્મરણ થઇ જાય

છે. એમ કપિલરાયને પણ આ વાતનું વિસ્મરણ થઇ ગયું. તેણે ઇન્દિરાને પોતે કરેલી આ યોજના વિષે કશું પણ જણાવ્યું નહિ. બીજે દિવસે શનિવારે સાંજે મોહનપુરના મામલતદારના માનમાં તેમના કેટલાક મિત્રો અને પ્રશંસકો તરફથી ગાર્ડનપાર્ટી હતી, તેમાં ભાગ લેવાને માટે ઇન્દિરા તથા કપિલરાય ગયાં હતાં. રાત્રે મોટરમાં તેઓ પાછાં ફરતાં હતાં, તે વખતે કપિલરાયે ઇન્દિરાને કહ્યું: 'આવતી કાલે ઘણું કરીને મીસ્તર મન્મથરાય આપણે ત્યાં આવવાના છે.'

'મન્મથરાય આવવાના છે! અને આપણે ત્યાં? શા માટે?'

'મેં જ તેમને બોલાવ્યા છે.' અને કપિલરાયે મન્મથના માતામહ સાથે કરેલી યોજના ઇન્દિરાને સમજાવી.

'પણ તે આપણે ત્યાં આવીને રહે એવી મારી ઇચ્છા નથી.'

'શા માટે વારૂ? મન્મથરાય ઉપર ગુસ્સે થવાનું તને કાંઇ કારણ મળ્યું છે? ડુમસમાં તો તેં મને કશું પણ કહ્યું ન હતું.'

ઈંદિરાના દિલમાં ઘણુંયે થયું કે પોતે સત્ય હકીકત પોતાના પતિને જણાવી દે. પરંતુ તેની હિમ્મત ન ચાલી અને તેણે યુક્તિવાદનો આશ્રય લીધો: 'એ માણસ કરજદાર છે. તેની ઉપર વારંટો છે. એટલે તે આપણે ત્યાં રહે અને તમારી સાથે હરેફરે એ મને ઠીક લાગતું નથી.'

'ગાંડી રે ગાંડી! એવા માણસને આશ્રય આપવો તે અમારો વકીલોનો તો પહેલો ધર્મ છે, અને તે પણ થોડા દિવસ જ મોહનપુરમાં રહેવાનો છે.'

'ભલે, ત્યારે જેવી તમારી મરજી.' એમ કહેતાં ઈંદિરાએ તેનું મસ્તક પતિના ખભા પર ઢાળી દીધું. પોતે સત્ય હકીકત જણાવી હોત તો કેવું સારૂં! એમ તેના મનને ક્ષણભર થયું. પરંતુ એ હકીકત જણાવવાથી પતિને કદાચ માઠું લાગશે, એ વિચારથી તે મૌન રહી.

બીજે દિવસે સવારે ધીમો વરસાદ શરૂ થયો. જો કે વરસાદ એટલો બધો ન હતો, અને બપોર પછી તો ઉઘાડ પણ નિકળી ચૂકયો હતો. સાંજે ચાલતાં ફરવા જઇ શકાય તેમ ન હોવાથી ઇન્દિરા તથા કપિલરાય મોટરમાં ફરવાને માટે ગયાં. મોટર પાછી ફરી, ઇંદિરાભવનના મુખ્ય પ્રવેશદ્વારમાં દાખલ થઇને બંગલા તરફ આગળ વધી, તે વખતે કોઇનો વેદનાયુક્ત ચિત્કાર સંભળાયો અને કોઇ તેમની તરફ દોડતું આવતું હોય, એવાં પગલાંનો અવાજ સંભળાયો.

ડ્રાઇવરે મોટર ઉભી રાખી. નાની લક્ષ્મીદેવી તેમની પાસે આવી અને હાંફતી હાંફતી બોલીઃ 'બા ! બાપુજી ! વાંક મારો છે હો. જમનાને વઢશો નહિ.'

'પણ છે શું ? અને કોણ બૂમો પાડે છે ?' કપિલરાયે પૂછ્યું.

'જમના બૂમો પાડે છે. તેનો પગ ભાંગી ગયો છે.' લક્ષ્મીદેવીએ કહ્યું.

'જમનાનો પગ ભાંગી ગયો છે ! શાથી ?' ઇંદિરા સચિંત બની ગઇ.

'બા ! તમારી મોટરના ભુંગળાનો અવાજ મેં સાંભળ્યો, એટલે હું પરશાળ પરથી નીચે ઉતરી અને તમારી સામે આવવાને માટે દોડવા લાગી. જમનાએ ના પાડી. જમીન ભીની છે અને મને શરદી લાગી જશે એમ તેણે કહ્યું. મેં ન માન્યું. તે મારી પાછળ દોડી, લપસી અને જમીન પર ચત્તી પાટ પડી ગઇ. એથી હું ગભરાઇ ગઇ એટલે દોડતી તમને કહેવાને માટે આવી.'

'વારૂ વારૂ, હરકત નહિ. ચાલો આપણે તેની પાસે જઇએ.' કપિલરાયે કહ્યું. તેણે ડ્રાઇવરને ડૉક્ટર નાણાવટીને બોલાવવા માટે મોટર સાથે મોકલ્યો. તે, ઇંદિરા તથા લક્ષ્મી જે સ્થળે જમના પડી હતી ત્યાં ગયાં. ઘરનાં બીજાં માણસો પણ એકઠાં થઇ ગયાં હતાં.

જમનાને કળ ચડવાથી તે બેભાન બની ગઇ હતી. તેને સંભાળીને ઉપાડી બંગલાની અંદર લાવ્યા, તેના ઓરડામાં સુવારી. શુદ્ધિમાં લાવવા માટે ઘરગથ્થુ ઉપાય કરવા માંડયા. થોડી વારમાં ડોકટર નાંણાવટી પણ આવી પહોંચ્યા. તેમણે જમનાને પ્રથમ દવાનો એક ડોઝ પાયો, અકસ્માતની હકીકત સાંભળી અને પગની તપાસ કરી તો ધુંટણનું હાડકું ભાંગી ગયેલું માલૂમ પડયું. તેનો યથાયોગ્ય ઉપચાર કરી તેની ઉપર પાટો બાંધી દીધો.

ત્યારબાદ તેમણે કપિલરાયને કહ્યું: 'અકસ્માત ભારે ગંભીર નથી. પરંતુ હાડકું ભાંગી ગયું છે, એટલે તેને સંધાતાં વખત લાગશે. લગભગ એકાદ મહિનો જમનાને પથારીવશ સ્થિતિમાં રહેવું પડશે.' આ પ્રમાણે તેઓ વાતો કરતાં હતાં ત્યાં લક્ષ્મી આવી, ઇન્દિરા પાસે જઇને બોલી: 'બા! આપણે ત્યાં એક મહેમાન આવ્યા છે. તેમની સાથે એક મોટી ચામડાની બેગ અને બીસ્રો છે. એ કહેતા હતા કે તમને તથા બાપુજીને મળવા માટે તે આવ્યા છે.'

'મહેમાન! તેમનું નામ શું કહ્યું?' ઇન્દિરા બોલી.

'હા. એ તો હું ભૂલી જ ગઇ. તેમનું નામ મન્મથરાય છે.'

ઇન્દિરાએ તેના પતિને કહ્યું: 'મન્મથરાય આવ્યા લાગે છે. તમે જાઓ તો, હું અહીં જમના પાસે રોકાઉં છું.'

કપિલરાય એ ખંડમાંથી બહાર નિકળ્યો. લક્ષ્મી પણ તેની પાછળ પાછળ ગઇ. અને તેને જોઇને બહાર રમતા તેના ભાઇ વીરેન્દ્રે પણ તેનું અનુકરણ કર્યું.

'મન્મથરાય! તમે આવી પહોંચ્યા?'

'હા જી. તમારો પત્ર મળ્યો એટલે હું ડુમસથી સચીન ગયો અને ત્યાંથી અહીં આવ્યો.'

'બહુ સારૂ, ચાલો ત્યારે જમી લઇએ. પછી નિરાંતે વાત કરીશું.'

'ભલે ચાલો. આ બેઉ તમારાં બાળકો કે? અત્યંત ખૂબસુરત છે અને પરાણે વહાલાં લાગે તેવાં છે.'

'હા. લક્ષ્મી અને વીરેન્દ્ર બેઉનાં મ્હોં ઇન્દિરાને મળતાં આવે છે. ઇન્દિરા પણ નાની હતી ત્યારે લક્ષ્મીના જેવી જ હતી.'

'તમે ઇન્દિરાગૌરીને બાલ્યાવસ્થામાં જોયેલાં ખરાં?'

'કેમ નહિ? તે ઘણી વાર તેનાં માતા-પિતાની સાથે આ બંગલામાં રહેતી હતી.'

'ઓહો! આ બંગલો મૂળ તો દેસાઇજીનો, પરંતુ તમે તેમની પાસેથી વેચાતો રાખ્યો છે, ખરું ને?' મન્મથરાય બોલ્યો. પછી તેણે લક્ષ્મીના બે હાથ પકડીને તેને પૂછ્યું: 'તમારાં માતુશ્રી ક્યાં છે?'

'અમારી જમના છે ને, એનો પગ ભાંગી ગયો છે. એટલે મારી બા તેની પાસે બેઠાં છે. ડાકટર પણ આવ્યા છે.'

'જમના! એ કોણ છે?' મન્મથરાયે કપિલરાયની સામે જોયું.

કપિલરાયે કહ્યું: 'મોહનપુરમાં રઘુનાથ નામનો એક માણસ રહેતો હતો તેની ભત્રિજી. પ્રથમ તો તે મારી મોટીબેન પાસે કામ કરતી હતી. પરંતુ હમણાં મારી પત્નીની પરિચારિકા તરીકે કામ કરે છે. બાઇ ભલી અને વિશ્વાસપાત્ર છે.'

'શું એનો પગ ભાંગી ગયો છે? કેવીક ઇજા થઇ છે?' મન્મથરાયે દિલસોજીના ભાવપૂર્વક પૂછ્યું.

'ખાસ ગંભીર ઇજા નથી. પરંતુ ડાબા પગના ઘુંટણનું હાડકું ભાંગી ગયું છે, અને ડોકટર માને છે કે એકાદ મહિના સુધી તે હાલીચાલી શકશે નહિ.' કપિલરાયે જવાબ આપ્યો: 'વારૂ, ત્યારે ચાલો આપણને મોડું થાય છે.'

'હા, ચાલો.' વીરેન્દ્રને ઉચકતો મન્મથરાય બોલ્યો: 'કેમ વીરેન્દ્રબાબુ! તમે પણ અમારી સાથે જમવાને માટે ચાલશો ને?'

## પ્રકરણ ૨૨મું

### દીવાળીબાઇનું સ્વપ્ન

બીજે દિવસે સવારે દીવાળીબાઇ તથા હેમલતા ચહા પીતાં હતાં. રાવ બહાદુર મુનશીજી તો ચહા–પાન કરીને પગે ચાલતા લટાર મારવા નિકળી પડયા હતા. એ તેમનો હમેશનો નિયમ હતો. સવારે એક બે માઇલની તે ચક્કર લગાવી આવતા હતા. તે એમ કહેતા કે જે માણુસ રોજ સવારે ઉઠીને બે માઇલ ચાલે છે, તે માણુસના શરીરમાં સ્ફુર્તિ આવે છે, કાર્યક્ષમતા વધે છે અને તેની ભૂખ પણુ ઉઘડે છે.

દીવાળીબાઇ તથા હેમલતા બે જણાં જ હતાં. ચહા પીતાં દીવાળીબાઇએ કહ્યું: 'હેમલતા ! આજે રાત્રે વળી પાછું મને પેલું સ્વપ્નું આવ્યું હતું.'

'પાછું સ્વપ્નું આવ્યું ? એ સ્વપ્નામાં તમને શું દેખાયું ?'

'આજે તો એ સ્વપ્નામાં રઘુનાથનો ખૂની પણુ મને દેખાયો. તે આપણા જ ઘરમાં ખુરસી પર બેઠો હતો. તેની પાછળ પેલો મોહન ઉભો હતો. આપણો સૂર્યકાન્ત બહાર ઝાડીમાં છુપાઇ રહ્યો હતો. અને હું ખુરસી પર બેઠેલા રઘુનાથના ખૂનીને જોઇ રહી હતી. મને એમ થતું હતું કે આ ખૂની અહીં મોહનપુરમાં આવ્યો છે, એટલે તને કપિલરાય પાસે મોકલી, તેને બોલાવી, ખૂનીને પકડાવી દઇએ. એ વિચારથી હું તને બોલાવવા જતી હતી ત્યાં મારી આંખો ઉઘડી ગઇ.'

'બા ! સ્વપ્નાં તો આળપંપાળ કહેવાય. અને મને તો લાગે છે કે સ્વપ્નું એ જઠરમાં થયેલા અજીર્ણનું જ પરિણામ હોય છે.'

'તું ગમે તેમ કહે, પણુ સ્વપ્ના ઉપરની મારી શ્રદ્ધા ઘટવાની નથી.'

'હશે. હવે એ સ્વપ્નાને ભુલી જાઓ.'

'શી રીતે ભૂલું, દીકરી ? મારા મનને જરીકે કળ વળતી નથી. જોને વરસો ઉપર વરસો પસાર થતાં જાય છે, અને આપણો સૂર્યકાન્ત બિચારો નિર્દોષ હોવા છતાં ભયનો માર્યો ઘરનો, કુટુંબનો ત્યાગ કરી મુંબઇમાં કે કોઇ બીજા સ્થળે હેરાનપરેશાન થતો હશે. મારૂં સ્વપ્નું સાચું પડે, ખૂની પકડાય, તેને ફાંસી મળે અને સૂર્યકાન્ત નિર્દોષ ઠરે ત્યારે જ મને શાંતિ મળશે.'

'પરંતુ એ માટે તો કપિલરાય મહેનત કરી રહ્યા છે. તેમાં તેમને જરૂર સફળતા મળશે. હવે ચા પી લ્યો. ઠરી ગયો હશે.'

ચહાપાન કરીને તેઓ તેમના નિત્યનૈમિતિક કામકાજમાં જોડાયાં.

બપોરે જમતી વખતે રાવબહાદુરે ખબર આપ્યા કે ગઇ કાલે સાંજે અકસ્માતથી જમનાના પગનું હાડકું ભાંગી ગયું છે. તે બિચારી હાલીચાલી શકતી નથી અને પથારીવશ બની ગઇ છે.

જમના મોટીબેનને ત્યાં નોકરી કરતી તે વખતે ઘણી વાર કામકાજને અંગે દીવાળીબાને મળવા જતી. તેનો સ્વભાવ મળતાવડો અને સુશીલ હોઇ, દીવાળીબાની પણ તેની ઉપર માયા હતી. એટલે તેમણે બપોર પછી જમનાને જોવા જવાનો વિચાર કર્યો. એ માટે મુનશીજીની મંજૂરી માગી લીધી. મુનશીજીને એમાં વિરોધ કરવાનું કશું કારણ ન હતું.

તે ભોજન કરી થોડી વાર વામકુક્ષી કરીને ઉઠયા. અને સાંજે આઠ વાગે આવવાનું કહીને તેમની કલબમાં ગયા. આજે સોમવાર હોઇ ને એક જ વાર જમતા એટલે સાંજે આવીને માત્ર ચહા જ લેવાના હતા.

સાંજે ચાર વાગે દીવાળીબા તથા હેમલતા કપિલરાયને ત્યાં જવાને તૈયાર થયાં. હેમલતાએ પૂછ્યું: 'બા ! ગાડી જોડાવું ?'

'ના ના. ચાલતા જઇશું. ક્યાં બહુ દૂર છે ?'

અને બેઉ જણાં ધીમે ધીમે ચાલતાં ઇંદિરાભવન તરફ જવા લાગ્યાં.

તેના પ્રવેશદ્વાર પાસે પહોંચ્યાં ત્યાં દીવાળીબા થાકી ગયાં. તેમને હાંફ પણ ચડી હતી. તે હાંફતાં હાંફતાં બોલ્યાં: ' હેમલતા ! મેં તારૂં કહેવું ન માન્યું એ ભૂલ કરી. આટલું ચાલતાંય હું થાકી ગઇ. અહીંથી બંગલા સુધી મારાથી કેવી રીતે પહોંચાશે ? '

' હશે બા ! એમ કરો. મારા ખભા પર હાથ રાખીને ધીમે ધીમે ચાલો. બગીચામાં બાંકડા પડયા છે, તેમાંથી એક બાંકડા પર બેસીને થોડી વાર આરામ લેશો એટલે થાક ઉતરી જશે અને હાંફ પણ મટી જશે. '

તેઓ બગીચામાં દાખલ થઇ નજીકમાં એક બાંકડો હતો, તેની પાસે ગયાં અને દીવાળીબા તેની ઉપર બેસી ગયાં. હેમલતા આમ-તેમ જોતી તેમની બાજુમાં ઉભી રહી.

એકાદ બે મીનીટ થઇ. દીવાળીબા કાંઇક સ્વસ્થ બન્યાં. હવે તેઓ ઉઠીને બંગલા તરફ જવાની તૈયારી કરતાં હતાં ત્યાં બંગલા તરફથી એક ટોળું આવતું દેખાયું. એ ટોળામાં મોટીબેન હતાં, ઇંદિરા હતી, કપિલરાય અને મન્મથરાય હતા. તેમની સાથે લક્ષ્મી તથા વીરેન્દ્ર પણ હતાં.

હમણાં જ તેઓ ચહા પીને બગીચામાં લટાર મારવા નિકળ્યાં હતાં. મોટીબેન પોતાને ત્યાં આવેલા મહેમાનને બગીચામાં પોતે કરેલી સગવડો બતાવતાં હતાં.

એ પ્રમાણે ફરતાં તેઓ આ બે જણીઓ બેઠી હતી ત્યાં આવ્યાં. તેમને જોઇને ઈંદિરા આગળ આવી : ' અહો ! દીવાળીબા ! તમે કયાંથી ? '

' આજે મેં સાંભળ્યું કે જમનાને અકસ્માત થયો છે. એટલે તેને જોવા માટે અમે આવ્યાં હતાં. ચાલતાં આવવાથી થાકી ગઇ એટલે અહીં બેસી ગઇ. ' એમ બોલતાં તેની નજર મન્મથરાય તરફ ગઇ.

કપિલરાયને લાગ્યું કે પરસ્પરનો પરિચય કરાવવો જોઇએ. તે બોલ્યો: ' આ ગૃહસ્થ અમારા મહેમાન છે. તેમનું નામ મન્મથરાય. તે

ઇંદિરાની કાકી વનલીલાના ભત્રિજા છે. અને મીસ્તર મન્મથરાય ! આ અમારાં દીવાળીમાશી તથા તેમની પુત્રી હેમલતા.' એ પ્રમાણે પરસ્પર પરિચય થયા પછી, ઇંદિરા તથા મોટીબેન દીવાળીબાની પાસે જ બાંકડા પર બેસી ગયાં. મોટીબેન તેમને જમનાના પગે થએલા અકસ્માતની વાત કરવા લાગી. મન્મથરાય વીરેન્દ્રના હાથમાંથી રબ્બરનો દડો લઇ તેને ફેંકતો તથા એ દડો લાવવાને માટે વીરેન્દ્રને દોડાવતો બગીચાની બીજી બાજુ તરફ ચાલ્યો ગયો.

હેમલતાએ કપિલરાયના હસ્તને સ્પર્શ કરીને ઇશારત કરી. કપિલરાય સમજ્યો કે હેમલતા પોતાને કાંઇક કહેવા માગે છે. એટલે તે બે જણાં ધીમે ધીમે ચાલતાં એક બાજુએ ફંટાયાં.

'કેમ, શું છે, હેમલતા ?'

'ગઇ કાલે રાત્રે મારી બાને વળી પાછું પેલું સ્વપ્નું આવ્યું હતું.'

'એમ !'

'હા. મને સ્વપ્ન ઉપર બહુ શ્રદ્ધા નથી. તથાપિ તેમાં એક વસ્તુ સૂચક લાગે છે. જાણે રઘુનાથનો ખૂની દિનકરરાય મોહનપુરમાં આવ્યો છે અને તે અમારે ઘેર આવી ખુરસી પર બેઠો છે. તેની પાછળ મોહન ઉભો છે અને મારો ભાઇ બહાર ઝાડીમાં છુપાઇ રહ્યો છે, એવું સ્વપ્ન મારી બાને આવ્યું હતું.'

'એમાં સૂચક વસ્તુ તને કઇ લાગી ?'

'જુઓ, મારા ભાઇએ આપણને વાત કરી ત્યાંસુધી રઘુનાથના ખૂનના કિસ્સામાં મોહનનું નામ લેવાતું કોઇએ સાંભળ્યું ન હતું. મોહન એ સ્થળની નજીક હતો કે નહિ એ કોઇ પણ જાણતું ન હતું. મારા ભાઇએ કહ્યું ત્યારે જ આપણને ખબર પડી. એમ છતાં પણ મારી બાને અગાઉ સ્વપ્નું આવતું ત્યારે તેમને સ્વપ્નમાં મોહન દેખાતો. અત્યારે પણ ખૂનીની સાથે મોહન દેખાય છે. કહો, એ વસ્તુ સૂચક ખરી કે નહિ ?'

'એ વસ્તુ ગમે તેવી હોય છતાં આવાં સ્વપ્નાં ઉપર અદાલત આધાર રાખે નહિ.' કપિલરાયે કહ્યું.

'પણ જો પેલો દિનકરરાય અહીં આવે તો હમણાં બધું ય પતી જાય.'

'વાત સાચી. પરંતુ આપણા કીધે દિનકરરાય થોડો જ અહીં આવવાનો છે!' એ પ્રમાણે વાતો કરતાં તેઓ ધીમે ધીમે ચાલતાં જતાં હતાં તે વખતે બાજુમાં વીરેન્દ્ર સાથે રમતો મન્મથરાય હેમલતાની નજરે પડયો. જો કે મન્મથરાયનું લક્ષ આ લોકોની તરફ ન હતું. તેઓ આગળ પસાર થઇ ગયા પછી હેમલતા બોલી: 'આપણે વાતો કરતાં હતાં એ તમારા મહેમાને સાંભળી તો નહિ હોય ને?'

'સંભવ નથી. છતાં સાંભળી હોય તો યે શો વાંધો છે? આપણે સૂર્યકાન્તની હીલચાલ વિષે કશી વાતચીત કરતાં ન હતાં. બાકી મન્મથરાય તો આ પ્રદેશથી અજાણ્યો છે. એટલે દિનકર કિંવા મોહનનાં નામ માત્ર સાંભળવાથી તેને કશી ગતાગમ પડે તેમ નથી.'

'ત્યારે તો ઠીક. પણ કપિલરાય! મને એમ થાય છે કે આ ઘટનાનો સ્ફોટ થઇ જાય, ખરો ખૂની પકડાય અને મારો નિર્દોષ ભાઇ જલદી અહીં આવી શકે તો સારૂં. તેના વિચારથી મારી બાનું મન કાયમને માટે ઉદ્વિગ્ન રહ્યા કરે છે.'

'એમ ચિંતા કરવાથી કંઇ પાર આવે તેમ નથી. પુરૂષપ્રયત્ન અને ફળદાતા ઇશ્વર.' કપિલરાયે કહ્યું.

અને એક ચક્કર લગાવીને તેઓ પુનઃ મોટીબેન વગેરે બેઠાં હતાં ત્યાં આવ્યાં. બંને જણાં જોડાજોડ ચાલતાં હતાં. એમાં કશું અસ્વાભાવિક ન હતું. છતાં પણ ઈંદિરાની નજર તેમની તરફ જતાં, તેનું દિલ ઇર્ષ્યાગ્નિથી સળગી ઉઠયું. એકાંતમાં પ્રેમગોષ્ટી કરવાને માટે આ બે જણાં ચાલ્યાં ગએલાં એવી તેના નિર્બળ મને કલ્પના કરી લીધી.

હેમલતાને આવેલી જોઇ દીવાળીબાએ કહ્યું: 'મોટીબેન! ચાલો હવે જમના પાસે જઇએ.' તે ઉભી થઇ: 'હેમલતા! હું અહીં સુધી તો ચાલીને આવી, પણ હવે ચાલતાં મારાથી ઘેર જઇ શકાશે નહિ. સાંજે ગાડી લાવવાનું આપણે કહેતાં આવ્યાં હોત તો કેવું સારૂં હતું? જો જો, પેલો હઠીસિંગ આપણા ઘર તરફ જ જતો લાગે છે. તેને કહી આવ. તે રસ્તામાં આપણે ત્યાં જઇ ગાડીવાનને કહે કે સાંજે સાત વાગે ગાડી લઇને અહીં આવે. એટલે તારા બાપુજીના ઘેર આવતાં પહેલાં આપણે પહોંચી જઇશું.'

અને હેમલતા એકદમ દોડતી પ્રવેશદ્વાર તરફ ઉપડી, હઠીસિંગ પાસે પહોંચી, તેને થોભાવીને સંદેશો આપ્યો. એ જ વખતે મોહન ત્યાંથી નીકળ્યો. તે હેમલતાને જોઇ બોલ્યો: 'કેમ હેમલતાબેન! કપિલરાય ભાઇને ત્યાં આવ્યાં છો?'

હેમલતાએ હકારદર્શક મસ્તક હલાવ્યું. તે મોહન સાથે વાત કરવા માગતી ન હતી. મોહન ચાલ્યો ગયો અને હેમલતા ઇંદિરાભવન તરફ આવતી હતી ત્યાં કોઇએ તેના નામનો ઉચ્ચાર કર્યો: 'કોણ, હેમલતા તો નહિ? તું તો હવે બહુ મોટી થઇ ગઇ! જ્યારે તું નાની હતી ત્યારે મેં તને જોઇ હતી.'

બોલનાર હઠીસિંગનો ભાઇ જયદેવ હતો. તેની સાથે એક બીજો ગૃહસ્થ પણ હતો. હેમલતા તેની સામે એકીટસે જોઇ રહી હતી. આ માણસને પોતે અગાઉ કોઇ સ્થળે જોયો હોય એમ તેને લાગતું હતું. પરંતુ ક્યારે તે યાદ આવતું ન હતું.

એ પ્રમાણે તેને પોતાના મિત્રની સામે જોતી જોઇને જયદેવ બોલ્યો: 'હેમલતા! આ મારા મિત્ર દિનકરરાય છે.'

અને તુરત જ આ દિનકરરાયને પોતે અગાઉ જોયાનું હેમલતાને સ્મરણ થયું. તે બોલી: 'હા. અગાઉ ચાર પાંચ વર્ષ પહેલાં મેં તેમને મોહનપુરમાં જોયા હતા.'

'બરાબર છે. હું એક બે દિવસને માટે અહીં આવ્યો હતો, ત્યારે તમે મને જોયો હશે.' દિનકર બોલ્યો. અને બેઉ મિત્રો હેમલતાને વંદન કરીને ચાલ્યા ગયા.

દિનકરને જોતાં હેમલતાની નાડીનો વેગ વધી ગયો હતો. તેનું હૃદય જોરથી ધબકી રહ્યું હતું. દિનકરરાય અહીં છે એ વાત વિનાવિલંબે કપિલને જણાવવી જોઇએ એમ તેને થતું હતું. તે ત્વરિત ગતિથી બંગલા તરફ જવા લાગી. બંગલા પાસે પહોંચી ત્યારે ઈંદિરા નીચે દીવાનખાનાની અંદર દાખલ થઇ ચૂકી હતી. દીવાળીબા મોટીબેનની સાથે જે ઓરડામાં જમના સૂતી હતી ત્યાં જતાં હતાં. હેમલતા કપિલરાયની પાસે જઇને ધીમેથી બોલી: 'મારે તમારી સાથે એકાંતમાં વાત કરવી છે. આપણે બગીચામાં જઇએ.'

'એકાએક એવું શું બન્યું હશે?' એ પ્રમાણે વિચારતો કપિલરાય દીવાનખાનામાં નહિ જતાં પગથીયાં ઉતરીને હેમલતાની સાથે બગીચામાં ગયો.

તે બન્ને જોડાજોડ ચાલતાં હતાં. તેમની તરફ દીવાનખાનાની બારીમાંથી ઇન્દિરાની દૃષ્ટિ ગઇ: 'વળી આમને શું ખાનગી કરવાનું બાકી રહી ગયું હશે?' તે મનોગત બોલી અને તેમની પાછળ જોઇ રહી.

ચાલતાં ચાલતાં હેમલતાએ કહ્યું: 'કપિલરાય! મારી બાનું સ્વપ્નું સાચું પડયું.'

'કેવી રીતે?'

'પેલો દિનકરરાય અહીં મોહનપુરમાં છે.'

'તું શું કહે છે?'

'હું સાચું જ કહું છું. હમણાં જ મેં તેને જયદેવની સાથે જોયો. જયદેવે તેનો મારી સાથે પરિચય પણ કરાવ્યો. અને તેની અર્ધી મીનીટ પહેલાં પેલો મોહન પણ ત્યાં થઇને પસાર થયો હતો.'

'આ પણ એક જોગાનજોગ નહિ તો બીજું શું ?'

'હા, એમ જ. પણ કપિલરાય ! ગમે તેમ કરો. એ દિનકરરાયને સપડાવો. તેને ખરા ખૂની તરીકે સાબિત કરો. મારા ભાઇને નિર્દોષ ઠરાવો.'

'એમ ઉતાવળે આંબા ન પાકે. હું દિનકરરાયની પાસે જઇને, તેની ઉપર રઘુનાથના ખૂનનો આરોપ મૂકું એ કાંઇ તે કબૂલ કરી લે ખરો ? પ્રથમ તો સૂર્યકાન્ત જે દિનકરરાયને માટે કહે છે, તે જ આ દિનકરરાય છે કે કોઈ બીજો એ આપણે નક્કી—'

એ પ્રમાણે તે બોલતો હતો ત્યાં બાજુની નાની પગથીપરથી, મન્મથરાય તેઓ જે રસ્તા પર ચાલતાં હતાં ત્યાં આવ્યો અને આ બે જણાંને જોઇને તેમની સાથે ચાલવા લાગ્યો. હેમલતા મુંઝવણમાં પડી ગઇ. પરંતુ કપિલરાયે સમયસૂચકતા સાધીને કહ્યું: 'મન્મથરાય ! તમે બંગલામાં જાઓ. અમે હમણાં જ આવીએ છીએ.'

આટલું સૂચન મન્મથરાયને માટે બસ હતું. તે બંગલા તરફ વળ્યો અને આ બે જણાં તેની વિરૂદ્ધ દિશામાં ચાલવા લાગ્યાં.

'કપિલરાય ! આપણે આ કિસ્સાની વાતો કરતાં હતાં તે દરમ્યાન તમારા મહેમાન મન્મથરાય બે વખત આપણી વચ્ચે આવ્યા હતા. શું એમાં તેમનો કોઇ ઇરાદો હશે ?'

'ના ના. એમાં એનો વળી શો ઇરાદો હોય ? એ આટલામાં ફરતો હશે, અને તે દરમ્યાન આપણને ભેટી ગયો, એટલું જ માત્ર.'

'વારૂ. ત્યારે હવે આપણે દિનકરરાયના સંબંધમાં શો રસ્તો લઈશું ?'

'એ કાંઇ અત્યારે કહી શકાય નહિ. હું વિચાર કરી જોઇશ. આ બાબત એવી છે કે આપણે દરેક પગલું સંભાળથી ભરવું જોઇએ. તું હવે એ બાબત નિશ્ચિંત રહે. બધી જવાબદારી મારે શિરે આવી.'

મન્મથરાય તેમનાથી છૂટો પડીને બંગલામાં ગયો. દીવાનખાનાની બારી પાસે ઇંદિરાને ઉભેલી જોઇ. એટલે તેની પાસે જઇને તે

બોલ્યો : 'આ હેમલતાને કપિલરાયની સાથે કોઇ સગપણનો સંબંધ છે ખરો ? એ લોકોને આજે બે વખત કાંઇક ખાનગી ગુફતેગો કરતાં મેં જોયાં હતાં. કદાચ કોઈ આડો–'

'તમે એ શું બોલ્યા ?' તેની સામે રોષપૂર્ણ દૃષ્ટિ કરતી ઇન્દિરા ગંભીર સ્વરે બોલી.

મન્મથરાયે કહ્યું : 'ઇન્દિરા ! હું તારૂં દિલ દુભવવા નથી માગતો. મેં તો માત્ર જે જોયું હતું તેજ તને કહ્યું.'

એ વખતે મોટીબેન તથા દીવાળીબા ત્યાં આવ્યાં, હેમલતા અને કપિલરાય પણ આવ્યાં, એટલે મન્મથરાય પોતાની વાત આગળ ચલાવી ન શકયો.

## પ્રકરણ ૨૩મું

### દિનકરરાયની મુલાકત

હેમલતાને રાત્રે નિદ્રા ન આવી. દિનકરરાય અહીં હતો. તે કેટલો સમય અહીં રહેવાનો હતો, એ કહી શકાય તેમ ન હતું. જો એ અચાનક અહીંથી ચાલ્યો જાય તો વળી પાછો તે ક્યારે આવે એ પણ કહી ન શકાય. એટલે બને તેટલી ત્વરાથી તેના વિષયમાં માહિતી મેળવીને એ વિષે કપિલરાયને માહિતગાર કરવો, એવો વિચાર હેમલતાને આવ્યો.

હઠીસિંગના કુટુંબ સાથે તેમનો ઘરોબો હતો. તેમ જ હઠીસિંગની નાની બેન અને હેમલતાએ એક જ શાળામાં સાથે અભ્યાસ કર્યો હતો, એટલે તેઓ એકબીજીને ત્યાં અવારનવાર જતી આવતી હતી. અને તેથી હઠીસિંગની બેનને મળવાને બહાને બીજે દિવસે હેમલતા તેને ત્યાં ગઇ. એ રીતે દિનકરરાયના સંબંધમાં વિશેષ માહિતી મેળવવાનો તેણે પ્રયાસ કર્યો. તે રોજ રોજ હઠીસિંગની બેન પાસે જવા લાગી. ત્યાં હઠીસિંગને તેમ જ દિનકરરાયને તે મળતી. તેમની સાથે વાતો કરતી, દિનકરરાય ક્યાંનો છે, શું કરે છે, એ વિષયમાં માહિતી મેળવતી, અને એ બધી હકીકત કપિલરાયને પણ જણાવતી.

કપિલરાયની મુલાકાત તેની ઓફીસે લેવાનું તેને ઠીક લાગતું નહિ. કારણ કે ઓફીસે જવાથી કોઇ તેને ત્યાં જુએ તો તેના મનમાં અનેક પ્રકારની આશંકા લાવે. એટલે તે ઇન્દિરાભવનમાં જઇને કપિલરાયને મળતી. એ વખતે બંને જણાં બગીચામાં ફરવા નીકળી પડતાં. ફરતાં ફરતાં તે કપિલરાયને દિનકરરાય વિષેની હકીકત કહેતી.

કોઇ વાર સાંજે કપિલરાય આફીસેથી ઇંદિરાભવન તરફ જતો હોય તે વખતે હેમલતા પોતાના કમ્પાઉન્ડના દરવાજા પાસે તેની

રાહ જોઇને ઉભી રહેતી. પછી તેની સાથે ચાલતી થોડે સુધી જતી અને પોતાને જે કાંઇ કહેવાનું હોય તે કપિલરાયને કહેતી.

એ દરમ્યાન પેલો મન્મથરાય પણ કાંઇ નિષ્ક્રિય રહ્યો ન હતો. તે પોતાના ગમે તે કોઇ હેતુસર આ બે જણાંની છૂપી હિલચાલ પર નજર રાખતો અને ઇંદિરાની પાસે જઇને એ બે જણાંની એકાંત મુલાકાતમાં કોઇ પ્રેમગોષ્ટી ચાલી રહી છે, એ પ્રકારનું વિષ તેના કાનમાં રેડતો. કોઇ વાર ઇંદિરા તેમને એ રીતે બગીચામાં એકલાં ફરતાં જોતી પણ ખરી, અને તેથી ઉત્તરોત્તર તેના અંતરમાં ઇર્ષ્યાગ્નિ વધુ અને વધુ પ્રજ્વલિત થતો જતો હતો.

એક દિવસે કપિલરાય તેની ઓફિસમાં બેઠો હતો તે વખતે ડાહ્યાભાઇએ આવીને તેને કહ્યું : 'કાપલભાઇ ! દિનકરરાય નામના એક ગૃહસ્થ આપને મળવા માટે આવ્યા છે.'

'દિનકરરાય ! એ કોણ છે ?'

'નહિ ! હઠીસિંગને ત્યાં હમણાં આવ્યા છે તે. તેના ભાઇ જયદેવના મિત્ર છે.'

'વારૂ, તેમને અંદર મોકલો.'

કપિલરાયના મનમાં વિચાર ઉદ્દભવ્યો: 'દિનકરરાય મારી પાસે શા માટે આવ્યો હશે ? રઘુનાથના ખૂનના કિસ્સામાં હું તપાસ કરી રહ્યો છું એવી તેને ખબર પડી ગઇ હશે ? જે હોય તે ખરૂં. હમણાં જ જણાઇ આવશે.'

દિનકરરાયે તેની પાસે આવીને કહ્યું : 'વકીલ સાહેબ ! મારા મિત્ર જયદેવના મોટાભાઇ હઠીસિંગ તમારી ખૂબ પ્રશંસા કરતા હતા. એટલે મારી એક અંગત બાબતમાં તમારી સલાહ લેવાને માટે આવ્યો છું.'

'ભલે જણાવો.'

દિનકરરાયે તેને પોતાની અંગત બાબત જણાવી : હકીકત એ હતી કે તેના મામા નિ:સંતાન ગુજરી ગયા હતા, અને તેમણે

વસીયતનામું કરીને પોતાના વારસ તરીકે પોતાની તમામ મિલકતનો માલિક દિનકરરાયને બનાવ્યો હતો. એ વસીયતનામું અદાલતમાં રજીસ્ટર કરવામાં આવ્યું ન હતું. એટલે તેના મામાના ભત્રિજાઓએ તેની સામે વાંધો લઈ વસીયતનામું બનાવટી હોવાનું જણાવી તેને રદ કરવા બાબતનો કેસ અદાલતમાં દાખલ કર્યો હતો.

દિનકરરાયની હકીકત સાંભળીને કપિલરાયે કહ્યું: 'હમણાં તો મારી ઉપર કામનો બોજો વધારે છે, છતાં તમે એ વસીયતનામું તથા તમારા મામાના કુટુંબીઓએ કરેલ દાવા અરજીની નકલ લાવીને મને બતાવો તો તે જોયા પછી તમારે તમારો હક્ક સિદ્ધ કરવાને માટે શું કરવું જોઇએ એ વિષયમાં હું તમને સલાહ આપી શકું.'

'ભલે, ત્યારે મારા વકીલ પાસેથી એ બધું હું મંગાવી આપીશ.'

'તમે અહીં હમણાં રોકવાના છો?'

'હા જી. હું તથા જયદેવ પેશાવરમાં નોકરી કરીએ છીએ. ત્યાંથી ચાર મહિનાની રજા ઉપર આવ્યા છીએ, અને જયદેવનો ખૂબ આગ્રહ હોવાથી હું તેની પાસે આવ્યો છું. એટલે હમણાં તો હું અહીં રોકાવાનો છું.'

'વારૂ, આઠ દશ વર્ષ પહેલાં તમે અહીં મોહનપુરમાં આવેલા ખરા?

'મોહનપુરમાં તો નહિ, અહીંથી પરંતુ થોડે દૂર એક ગામ છે ત્યાં મારા સગા છે તેમને ત્યાં આવેલો. એ વાત જાહેરમાં આવે એવી મારી ઇચ્છા નથી.'

'એનું શું કારણ?'

'વકીલ સાહેબ! તમને કહેવામાં કશી હરકત નથી. એ વખતે એક યુવતી સાથે હું પ્રેમમાં પડયો હતો અને એ પ્રકરણ જરીક ગંભીર બની ગયું હતું.'

દિનકરરાયને મુખેથી થતી આ કબૂલાત સાંભળીને કપિલરાય ચમકયો. કદાચ મુદ્દાની વાત મળી આવશે એવી આશા તેના મનમાં ઉદ્ભવી. તેણે સીધો સવાલ કર્યો: 'એ યુવતી કોણ? પેલા રઘુનાથની વીણા?'

'રઘુનાથની વીણા ! ના ના, એ નામ તો હું આજે પહેલવહેલું તમારી પાસે જ સાંભળું છું. મારો પ્રેમ તો કોઇ બીજી યુવતી ઉપર હતો. તેનું નામ જાહેરમાં લાવવાની મારી ઇચ્છા નથી. વારૂ સાહેબજી ! હું રજા લઇશ. મારા વકીલ પાસેથી કાગળો આવશે એટલે આપને બતાવવાને માટે લાવીશ.' એમ કહેતો જાણે એકદમ કપિલરાય પાસેથી છૂટવા માગતો હોય એવા ભાવપૂર્વક ઉભો થઇને ચાલ્યો ગયો. કપિલરાય તેને જતો જોઇ રહ્યો : ' શું મારી પાસે આ માણુસ જુઠ્ઠું બોલતો હશે ? અથવા તો વીણાની સાથે તેનો કોઇ પણ પ્રકારનો સંબંધ નહિ હોય ?'

## પ્રકરણ ૨૪મું

### અન્નપૂર્ણાનો પત્ર

મન્મથરાય અહીં આવ્યાને લગભગ પોણો મહિનો થવા આવ્યો હતો. એ દરમ્યાન તે કપિલરાયની મોટરમાં ત્રણ વખત તેના માતામહને ત્યાં જઇ આવ્યો હતો. સર પ્રમોદરાયે તેના લેણ-દારોને લગતી તમામ માહિતી તેની પાસેથી મેળવી. પરંતુ એ માહિતી એક રીતે મન્મથરાયની વિરૂદ્ધ ગઇ. કારણ કે અગાઉ મન્મથરાય પોતાનું કરજ ચુકવવાને માટે સર પ્રમોદરાય પાસેથી ખૂબ આર્જવતા કરીને જે રકમ લઇ ગયો હતો, તે રકમ તેણે એ કરજ ચુકવવાને બદલે પોતાના ઉડાઉ ખર્ચમાં વેડફી નાંખી હતી. એ જાણીને સર પ્રમોદરાય તેની ઉપર ખૂબ જ ગુસ્સે થઇ ગયા. આ છોકરો પોતાની સાથે પણ લબાડી કરે છે એવું તેમના દિલને થઇ ગયું. અને અત્યારે તેને મદદ કરવાથી તે પાછો નવી કરજદારીમાં ઉતરશે, એમ તેમના મને માની લીધું. એટલે ત્રીજી મુલાકાત વખતે તેમણે તેને કહ્યું કે ' હવે હું તને એક પાઇની પણ મદદ કરવા ઇચ્છતો નથી. હા, તને દર મહિને તારા ચાલૂ ખર્ચ માટે એકસો રૂપીઆ મળે છે

તે મળ્યા કરશે. ઉપરાંત આ પાંચસો રૂપીયા આપું છું. તારે જ્યાં જવું હોય ત્યાં જા, અને જે કરવું હોય તે કર. ફરીથી મને તારૂં મ્હોં બતાવીશ નહિ, તેમ તારી વતી મીસ્તર કપિલરાય કિંવા બીજા કોઇને ભલામણ કરવાને માટે મારી પાસે મોકલીશ નહિ.'

'પણ–પણ–'

'પણ ને બણ. હું હવે કશું પણ સાંભળવા ઇચ્છતો નથી. તારા જેવા લબાડ માણસો સ્વતંત્ર રીતે ફરવાને બદલે તુરંગની દીવાલની પાછળ ગોંધાઇ રહે એ જ જાહેર જનતાને માટે હિતકારક છે. હવે તું અહીંથી ચાલ્યો જા. તારી હાજરી આ મકાનને અપવિત્ર બનાવી રહી છે.' એમ કહી સર પ્રમોદરાય ઉભા થયા અને બીજા ખંડમાં ચાલ્યા ગયા.

મન્મથરાય પણ લૂતે લમણે મોહનપુર પાછો આવ્યો. તે દિવસે સાંજે કપિલરાયે તેને પૂછ્યું: 'સર પ્રમોદરાય સાથેની વાતચીતનું શું પરિણામ આવ્યું ?'

'હજી કશું પરિણામ આવ્યું નથી. મારા માતામહ એવા જીદ્દી સ્વભાવના છે કે તેઓ કોઇ બાબતનો જલદી નીવેડો લાવતા નથી. મને પણ એમ થાય છે કે હવે હું નકામો તમને બોજારૂપ બનું છું.'

'ના ના. એવું કશું નથી. તમે સુખેથી કશા પણ સંકોચ વગર અહીં રહી શકો છો.'

મન્મથરાય કપિલરાયની પાસે ઇરાદાપૂર્વક જૂઠું બોલ્યો હતો. હમણાં તે અહીંથી જવા માગતો ન હતો. જો તેના માતામહની સાથે થએલી આજની વાતચીત તે કપિલરાયને જણાવે તો પછી હવે તેનાથી અહીં રહી શકાય નહિ. એટલે તેણે જૂઠું ચલાવ્યું હતું.

એ જ દિવસે સાંજે ઇંદિરા તથા મોટીબેન મોટરમાં બેસીને ગામમાં દેવદર્શન માટે આવી હતી. ત્યાંથી મોટર પાછી ફરી તે વખતે ઇંદિરાની દૃષ્ટિ સ્વાભાવિક રીતે જ રાવબહાદુર મુનશીના બંગલા તરફ ગઇ. પરંતુ ત્યાં તેણે શું જોયું ?

તેનો પતિ તથા હેમલતા કમ્પાઉન્ડના દરવાજા પાસે એકબીજાંની નજીક ઉભાં હતાં અને તેમના વદન પરના ભાવ ઉપરથી તેઓ કાંઇક છૂપી વાત કરી રહ્યાં હોય એમ લાગતું હતું. ઇંદિરા મોટરમાં અહીંથી પસાર થઇ છે, એવી તેમને તો કલ્પના પણ ન હતી.

બીજે દિવસે બપોરે રાવબહાદુર મુનશીના બંગલે એક પોસ્ટમેન આવ્યો. તેને જોઇ હેમલતા વરંડા પર આવી. પોસ્ટમેને કહ્યું : ‘ એક જ પત્ર છે અને તે તમારા નામનો છે. ’

રાવ બહાદુર ઘેર ન હતા. દીવાળીબાએ પૂછ્યું: ‘ કોનો કાગળ છે ? ’

‘ અન્નપૂર્ણા બેનનો. ’

‘ વાંચ તો ખરી, શું લખે છે ? ’

હેમલતાએ અન્નપૂર્ણાનો કાગળ વાંચ્યો. તેમાં સામાન્ય ખુશી-ખબર હતા. માત્ર એક ફકરો આપણા કથાનક સાથે સંબંધ ધરાવતો હોઇ તે અહીં રજુ કરીએ:

‘ આજે સવારે જ ભાઇ તરફથી પત્ર મળ્યો છે, તે ખુશીમાં છે અને અનુકૂળતા મળતાં થોડા દિવસોમાં જ મોહનપુર આવવાનો છે. એ સમાચાર તને છૂપી રીતે આપવાનું મને સૂચવ્યું છે. હમણાં તું રોજ રાત્રે તપાસ રાખતી રહેજે. જે સ્થળે એની સાથે તારી મુલાકાત થઇ હતી તે સ્થળે જ એ તને મળશે. ’

‘ હાશ ! પ્રભુનો પાડ કે સૂર્યકાન્ત સુખી છે.’ દીવાળીબા બોલ્યાં.

‘ હા. પણ એ અહીં શું કામ આવતો હશે ? ’ એવું સાહસ ખેડવાનું જોખમ શા માટે ખેડતો હશે ? ’

‘ એમાં જોખમ કાંઇ નથી. પ્રભુ નિર્દોષોનો બેલી છે. એ મારા સૂર્યકાન્તને જરૂર બચાવશે.’ દીવાળીબાએ પરમાત્મા પ્રત્યેની પોતાની અચળ શ્રદ્ધા પ્રગટ કરી અને કહ્યું : ‘ હવે એ કાગળ ફાડીને બાળી નાંખ. કોઇના હાથમાં ન જવો જોઇએ. ’

‘ હમણાં નહિ. આજે સાંજે કપિલરાયને આ કાગળ બતાવ્યા પછી હું તેનો નાશ કરી નાંખીશ. ’ અને હેમલતાએ એ કાગળને પોતાના ગજવામાં મૂકી દીધો.

તે દિવસે સવારે કપિલરાય અમદાવાદ ગયાના સમાચાર તેને મળ્યા હતા. સાંજે સાત વાગ્યાની ટ્રેનમાં તે આવવો જોઇએ, એમ માનીને સવાસાત વાગ્યે તેને મળવા માટે જવાને હેમલતા નિકળી.

ઈંદિરાભવનમાં પહોંચીને, વરંડા પર બહાર પુરૂષોત્તમ બેઠો હતો, તેને પૂછ્યું: ‘કપિલરાય છે ?’

‘કપિલભાઇ હજી અમદાવાદથી આવ્યા નથી. વખત થઈ ગયો છે. મોટીબેન તથા બાઇસાહેબ પણ તેમની રાહ જુએ છે. નીચે જ છે. જાઓ, તેમની પાસે. હમણાં જ આવશે.’

‘ના ના. અત્યારે મારાથી રોકાઇ શકાય તેમ નથી. કપિલરાય સાથે થોડું કામ હોઇ તેમને મળવાને માટે હું આવી હતી.’ એટલું કહીને હેમલતા પાછી ફરી. તે બગીચાના પ્રવેશદ્વાર તરફ જતી હતી ત્યાં સામેથી મોટર આવતી દેખાઇ. તેમાં કપિલરાય હતો. હેમલતાને જોઇ, મોટરને ઉભી રખાવી તે નીચે ઉતરી પડયો. મોટર ચાલી ગઇ.

હેમલતાની પાસે જઇ તેના બેઉ ખભા પર હાથ મૂકી, કપિલરાયે પૂછ્યું: ‘કેમ, અત્યારે કયાંથી ?’

ઈંદિરાભવનના દીવાનખાનામાં બારી પાસે ઉભેલી ઇન્દિરાની દૃષ્ટિ આ લોકો તરફ જ હતી. તેણે પોતાના પતિને હેમલતાના ખભા પર હાથ મૂકતો જોયો, અને ઇર્ષ્યાગ્નિથી જલતા તેના અંતરને એક મોટો આંચકો લાગ્યો.

તેના અંતરમાં ચાલી રહેલી ચલવિચલની હેમલતા તથા કપિલરાયને તો કશી કલ્પના પણ ન હતી. હેમલતાએ કપિલરાયના પ્રશ્નનો ઉત્તર આપ્યો: ‘હું તમને એક મહત્ત્વના સમાચાર આપવા આવી છું.’

‘એ સમાચાર દિનકરરાયને લગતા છે ?’

‘ના, મારો ભાઇ થોડા દિવસમાં અહીં આવવાનો છે. અન્નપૂર્ણા બેનનો પત્ર છે. તમે વાંચી જૂઓ.’ હેમલતાએ તેને પત્ર આપ્યો.

‘સૂર્યકાન્ત અહીં શામાટે આવતો હશે ? શું તેને પૈસાની જરૂર હશે ?’ કપિલરાયે પ્રશ્ન કર્યો.

'એ તો કેમ કહી શકાય ? પરંતુ તે અહીં આવવાનો છે એ જાણીને મને એક રીતે બહુ જ આનંદ થયો છે.'

'આનંદ થવાનું કારણ શું ?'

'દિનકરરાય પણ અહીં છે. એટલે હવે તમે કોઇ એવી વ્યવસ્થા કરો કે મારો ભાઇ છૂપી રીતે દિનકરરાયને નજરોનજર જોઇ શકે. એ તો તેને જરૂર ઓળખી લેશે, અને પછી આપણું કાર્ય વધારે સરલ થશે.'

'હા, એ વાત બરાબર છે. તેં ઠીક સૂચવ્યું. સૂર્યકાન્ત આવે ત્યારે તું મને ખબર આપજે.'

'વારૂ, ત્યારે હું હવે જઇશ.'

'ચાલ ને, હજી અમારે જમવાનું છે, એટલે અમારી સાથે જમીને જ જજે.'

'હું જમીને જ આવી છું. અત્યારે નહિ રોકાઉં. હં, પણ જમનાને હવે કેમ છે ?'

'તેને પ્રથમ કરતાં ઠીક છે, પરંતુ હજી તેનાથી હાલીચાલી શકાય તેમ નથી.'

'વારૂ, અમારી વતી તેની ખબર પૂછજો.' એટલું કહી હેમલતા બગીચાના પ્રવેશદ્વાર તરફ જવા લાગી. કપિલરાય ઇન્દિરાભવન તરફ ચાલ્યો. પરંતુ તેને જાણે હમણાં જ કાંઇક યાદ આવ્યું હોય એવા ભાવપૂર્વક બે ચાર ડગલાં ચાલીને તે પાછો ફર્યો, હેમલતાની પાસે ગયો અને તેના ખભા પર હાથ મૂકી તેની સાથે ચાલતો બોલ્યો : 'સૂર્યકાન્તને જો કંઇ પૈસાની જરૂર હોય તો મને કહેજે. અગાઉની માફક હું સગવડ કરી આપીશ.'

'તમારો મોટો આભાર.' હેમલતાએ કપિલરાય તરફ આભારપૂર્ણ દૃષ્ટિ કરી.

ઇન્દિરાની ઇર્ષ્યાપૂર્ણ નજર આ લોકોની પર જ ચોંટી હતી. બીજા એક ખંડમાંથી પેલો મન્મથરાય પણ આ બે જણાં તરફ

જુગુપ્સાપૂર્ણ દૃષ્ટિથી જોઇ રહ્યો હતો. મોટીબેન પણ મોટરનો અવાજ સાંભળીને બહાર વરંડા પર આવ્યાં હતાં અને તેમણે આ બે જણાંને વાતો કરતાં જોયાં હતાં. જો કે એથી તેમના દિલમાં કશી પણ અનિષ્ટ શંકા ઉદ્‌ભવી ન હતી.

કપિલરાય મકાનમાં દાખલ થયો, પોતાનાં વસ્ત્રો બદલી દીવાનખાનામાં આવ્યો અને ઇન્દિરાને ઉદ્દેશીને બોલ્યો : ' થોડું કામ હોઇ સ્ટેશનથી સીધો ઓફીસે ગયો હતો એટલે મોડું થયું. '

ઇન્દિરા કશું બોલી નહિ. બોલવા જેવી તેની મનઃસ્થિતિ પણ ન હતી. બધાંએ જમી લીધું. જમતી વખતે પણ તેમની વચ્ચે મૌન જ પથરાએલું રહ્યું.

## પ્રકરણ ૨૫મું

### સૂર્યકાન્ત કપિલરાયની ઓફિસમાં

એક બે દિવસ પસાર થઇ ગયા. હેમલતા રોજ રાતે બારી પાસે બેસીને બહાર વૃક્ષઘટા તરફ નજર કરતી તેના ભાઇની રાહ જોતી હતી. આજે ચોથો દિવસ હતો. હમેશ તો રાવબહાદુર રાત્રિભોજન કર્યા પછી તેમની મિત્રમંડળીમાં બ્રીઝીક રમવાને માટે જતા અને રાત્રે લગભગ સાડાદશ, અગીયાર વાગ્યે આવતા; પરંતુ આજે સવારનું તેમને સખત સળેખમ થએલું હોઇ, તે આખો દિવસ ઘરની બહાર નિકળ્યા ન હતા. અત્યારે પણ ઘેર જ હતા. હેમલતા તથા તેની બાને ચિંતા થયા કરતી હતી કે જો આજે રાત્રે સૂર્યકાન્ત અહીં આવે અને રાવબહાદુરની દૃષ્ટિએ ચડે તો મોટી મુશ્કેલી ઉભી થાય !

અને તેથી જ હેમલતા અવારનવાર બારીમાંથી બહાર દૃષ્ટિ કરતી હતી.

થોડીવાર થઇ અને સામેની વૃક્ષઘટામાં કોઇ માનવીનો ઓળો જણાયો. તેને ઇશારત થઇ. ભાઇ આવ્યો છે એમ તે સમજી ગઇ. હવે શું કરવું ? તુરત તેણે બારી બંધ કરી દીધી.

'બારી કેમ બંધ કરી દીધી ?' રાવબહાદુરે પ્રશ્ન કર્યો.

'તમને સળેખમ થયું છે, એટલે મને લાગ્યું કે બારી ઉઘાડી રાખવાથી તમને ઠંડો પવન લાગે તે ઠીક નહિ; બાપુજી ! હવે તમે સુઇ જાઓ તો સારૂ.'

'હા. એમ જ કરૂં. માથું પણ સખત દુઃખે છે.'

'તમારા કપાળ પર બામ ઘસું ?' દીવાળીબાએ પૂછ્યું.

રાવબહાદુરે તેમાં સંમતિ આપી. એટલે દીવાળીબા બામની શીશી લઇને રાવબહાદુરની સાથે તેમના સૂવાના ખંડમાં ગયાં.

માતા-પિતા ગયા પછી હેમલતા કશો પણ અવાજ ન થાય એ રીતે બહાર નિકળી અને જે સ્થળે તેનો ભાઇ છુપાયો હતો તે સ્થળે ગઇ.

ભાઇ-બેન મળ્યાં. હેમલતા બોલી: 'અન્નપૂર્ણા બેનનો પત્ર હતો. પણ તમે અહીં આવવાનું જોખમ શા માટે ખેડયું ?'

'શું કરૂં, બેન ! બાને મળવાને માટે મારો જીવ તલસી રહ્યો હતો. કેટલોક સમય થયા કયારે અહીં આવું અને બાને તથા તને મળું એમ થયા કરતું હતું. બા શું કરે છે ? જાગે છે ને ?'

'હા, જાગે છે ખરાં, પરંતુ આજે તમે તેમને નહિ મળી શકો.'

'કેમ વારૂ ?'

'બાપુજીની તબીયત ઠીક ન હોવાથી તેઓ ઘેર છે અને બા તેમની પાસે બેઠાં છે. તમે આવતી કાલે રાત્રે આ વખતે અહીં આવજો. બનતાં સુધી બાપુજી ઘેર નહિ હોય. અને કદાચ હશે તો પણ બાની સાથે તમારી મુલાકાત થઇ શકે એવો કોઇક કારસો ગોઠવીશું. વારૂ, પણ એક રીતે તમે અહીં આવ્યા તે ઠીક થયું.'

'એટલે ! હું કાંઇ સમજ્યો નહિ.' સૂર્યકાન્ત બોલ્યો.

'પેલો દિનકરરાય અહીં મોહનપુરમાં છે. જો તમે તેને નજરે જુઓ તો ઓળખી શકો કે નહિ?'

'જરૂર ઓળખી શકું. એ ક્યાં છે? બતાવ મને!'

'એ અહીં મોહનપુરમાં જ છે. હઠીસિંગને ત્યાં આવ્યો છે. તમે તેને જોઇ શકો એવી ગોઠવણ કપિલરાય કરી આપશે.'

'પણ હું અહીં વધુ વખત રોકાઇ શકું તેમ નથી.'

'વારૂ, ત્યારે તમે એમ કરો. કાલે રાત્રે સાત વાગ્યા પછી અહીં આવજો. તે પહેલાં કપિલરાયને હું મળી લઇશ અને કાલે રાત્રે જ તમે દિનકરરાયને જોઇ શકો એવી કોઇ ગોઠવણ કરીશું. હવે તમે જાઓ. કદાચ બાપુજી મને બૂમ મારશે અને મારા તરફથી જવાબ નહિ મળે તો તેમના સ્વભાવ પ્રમાણે બહાર આવી તપાસ કરવા લાગશે.'

સૂર્યકાન્ત ચાલ્યો ગયો. હેમલતા પણ પોતાના ખંડમાં જઇને સૂઇ ગઇ. તેનાં માતાપિતા સૂઇ ગયાં હતાં

બીજે દિવસે સાંજે ચાર વાગે તે કપિલરાયની ઓફીસે ગઇ. એ હમણાં જ અદાલતમાંથી તેની ઓફીસે આવ્યો હતો. તેને જોઇને કપિલરાય સમજ્યો કે હેમલતા સૂર્યકાન્તના સંબંધમાં જ પોતાને મળવા માટે આવેલી હોવી જોઇએ. તે એને પોતાના ખંડમાં લઇ ગયો. તેણે પૂછ્યું: સૂર્યકાન્ત આવ્યો છે?'

'હા, કાલે રાત્રે તે આવ્યો હતો. મારા બાપુજી ઘેર હોવાથી મારી બાને મળી શકયો ન હતો. તે માત્ર આજનો દિવસ રોકાઇ શકે એમ છે. એટલે આપણે ધારેલી ગોઠવણ આજે જ બને તો સારૂં.'

કપિલરાય થોડી વાર વિચારગ્રસ્ત બની ગયો જાણે તેણે કોઇ નિર્ણય કરી લીધો હોય એ રીતે કહ્યું: 'આજે તે તને કયારે મળશે?'

'મેં તેને રાત્રે સાત વાગે આવવાનું કહ્યું છે. કેમ કે દિવસે અમારા મકાનની નજીક તેણે આવવું તે સલામત નહિ.'

'તેનો પોશાક કેવો છે અને તેનો દેખાવ કેવો લાગે છે?'

'જાણે કોઇ ઉત્તર હિંદુસ્તાનનો ભૈયો હોય એવો પોશાક તેણે પહેર્યો હતો: માથે સાફો બાંધ્યો હતો, અને તેની મૂછો પણ તે અગાઉ આવ્યો તેના કરતાં ખૂબ વધેલી છે. એટલે એકદમ તો તેને કોઇ ઓળખી શકે તેમ લાગતું નથી.'

'વારૂ, ત્યારે આજે એ તને મળે એટલે તું તેને સીધો અહીં મારી ઓફીસે મોકલજે. તેને કહેજે કે કશા પણ સંકોચ વગર તે અહીં આવે. માત્ર પોણાઆઠ વાગ્યા સુધીમાં અહીં આવી જવું. હું એકલો જ ઓફીસમાં હાજર રહીશ, અને એ વખતે કોઇ બહાનું કાઢીને દિનકરરાય મને મળવાને માટે અહીં આવે એવી વ્યવસ્થા કરીશ.'

'દિનકરરાયને કશી શંકા તો નહિ આવે ને?'

'એ જોવાનું કામ મારૂં છે. તું ચિંતા ન કર.' અને હેમલતા આ પ્રમાણે ગોઠવણ કરીને ત્યાંથી વિદાય થઇ.

આજે સાંજે સાત વાગે કપિલરાય તથા ઇંદિરા તેમના મિત્ર જગતપ્રસાદને ત્યાં ઇવનીંગ પાર્ટીમાં જવાનાં હતાં. જગતપ્રસાદનો એક મિત્ર બેરીસ્ટરની પરીક્ષા પસાર કરીને આવેલો હોઇ, તેના માનમાં જગતપ્રસાદે આ પાર્ટી આજે રાખી હતી. પોતે કોઇ કામનું બહાનું કાઢી ઇંદિરાને એકલીને એ સમારંભમાં મોકલવાનો કપિલરાયે વિચાર કર્યો, અને બીજી તરફથી એક ચીઠ્ઠી લખી નોકરની સાથે દિનકરરાય ઉપર મોકલી. તેમાં તેણે સૂચવ્યું હતું કે દિનકરરાયે આજે રાત્રે આઠ વાગે પોતાની ઓફીસે મળવાને માટે આવવું. કારણ કે દિનકરરાયે તેને જે વીલના સંબંધમાં હકીકત જણાવેલી તે સંબંધમાં અમદાવાદના એક વકીલ મિત્ર તરફથી પત્ર આવેલો હોઇ, એ વિષયમાં દિનકરરાયની સાથે થોડી ચર્ચા કરવાની જરૂર હતી.

અને આ વાત પણ ખોટી ન હતી. તેના વકીલ મિત્રનો પત્ર તો બે દિવસ થયા આવ્યો હતો, પરંતુ કામકાજના રોકાણને લઇને તે દિનકરરાયને મળી શકયો ન હતો.

ઓફીસનું કામ પતાવી સાંજે છ વાગે તે ઘેર ગયો. જગતપ્રસાદને ત્યાં જવાને માટે ઇન્દિરા તૈયારી કરતી હતી. તેને કપિલરાયે કહ્યું: ' હું તારી સાથે જગતપ્રસાદને ત્યાં પાર્ટીમાં નહિ આવી શકું.'

' કેમ ? ' ઇન્દિરા પ્રશ્નાત્મક દૃષ્ટિથી તેની સામે જોઇ રહી.

' આજે રાત્રે ઓફીસમાં જરૂરી કામ છે. એટલે જલદી જમીને પાછો હું તુરત જ ઓફીસમાં જવાનો છું. '

' પણ ઓફીસનું કામ પતાવીને જગતપ્રસાદને ત્યાં આવો તો ?'

' એમ પણ નહિ બની શકે. કેમકે કામ પુષ્કળ છે. એટલે કદાચ મોડું પણ થશે. '

' ભલે ત્યારે, જેવી તમારી મરજી. '

કપિલરાયે જમી લીધું. તે પુનઃ ઓફીસે ચાલ્યો ગયો. ઇન્દિરા મોટરમાં જગતપ્રસાદને ત્યાં ગઇ.

' મોટર પાછી ક્યારે લાવું, બાઇસાહેબ ! ' જગતપ્રસાદને ત્યાં પહોંચ્યા બાદ ડ્રાઇવરે ઇંદિરાને પૂછ્યું.

' સાડાનવ વાગે લાવજે. '

* * *

કપિલરાય તેની ઓફીસમાં એકલો જ બેઠો હતો. તેણે ઘડીઆળમાં દૃષ્ટિ કરી. પોણાઆઠમાં બે–ત્રણ મીનીટ બાકી હતી. હજી સુધી સૂર્યકાન્ત આવ્યો ન હતો. આઠ વાગ્યાં પહેલાં આવી જાય તો સારૂં એમ તેના મનને થતું હતું. એ વખતે નીચે જીનાના બારણાના કડાનો અવાજ થયો. કપિલરાયે નીચે જઇ દ્વાર ખોલ્યું : ' કોણ ? સૂર્યકાન્ત ! અંદર આવો. '

દ્વારને અંદરથી બંધ કરી બંને ઉપર ગયા. જે ખંડમાં કપિલરાયના કારકુનો બેસતા હતા, તે જ ખંડમાં બેઉ જણા બેઠા.

' દિનકરરાય અહીં આવશે ખરો ? ' સૂર્યકાન્તે પ્રશ્ન કર્યો.

' હા, મેં તેને આઠ વાગે અહીં બોલાવ્યો છે. પણ હમણાં તમારો ધંધો કેમ ચાલે છે ? '

'ધંધો ઠીકઠીક ચાલે છે. જેમતેમ કરીને નિભાવું છું. મારે તો હવે આ રીતે જ જીવન પૂરું કરવાનું રહ્યું!'

'સૂર્યકાન્ત! નિરાશ ન થાઓ. એમ માનો કે પ્રભુ જે કરે છે તે સારું જ કરે છે.'

'એક શ્રીમંત પિતાનો પુત્ર તેના પોતાના કશા પણ દોષ વિના આમ ભૂખડી બારશની પેઠે ભટકયા કરે, એને તમે પ્રભુનું સારું કૃત્ય કહો છો? ખરું પૂછાવો તો હવે મને એમ થઇ ગયું છે કે પ્રભુ જેવી કોઇ વસ્તુ વિશ્વમાં અસ્તિત્વ ધરાવતી જ નથી. માત્ર નિર્બળ માનવીઓ પોતાની નિર્બળતાને ઢાંકવાને માટે જ પ્રભુના નામનો આશ્રય લે છે!'

'સૂર્યકાન્ત! તમારા ઉદ્‌ગારો એક નિરાશાવાદીને છાજે તેવા છે. મને તો પરમાત્મા ઉપર સંપૂર્ણ વિશ્વાસ છે અને મારી ખાતરી છે કે તે તેના ભક્તોને સહાય કર્યા વગર રહેતો નથી.'

'હું આ વિષયમાં તમારી સાથે વિવાદ કરવા ઇચ્છતો નથી. પરંતુ એટલું કહું છું કે જ્યાંસુધી મારી નિર્દોષિતા સિદ્ધ થશે નહિ ત્યાંસુધી મને પ્રભુ ઉપર વિશ્વાસ બેસવાનો નથી, વારુ, પણ પેલો દિનકરરાય અહીં આવે ત્યારે તમે મને કયે સ્થળે છુપાવશો?'

'જુઓ, આ મારા મુનીમ ડાહ્યાભાઇની રૂમમાં તમે બેસજો. પેલી નાની બારી આ ખંડમાં પડે છે, તેમાંથી તમે દિનકરરાયને બરાબર જોઇ શકો એવી રીતે હું તેને આ ખંડમાં બેસારીશ.' કપિલરાયની દૃષ્ટિ ઘડીયાળ તરફ ગઇ અને તે પુનઃ બોલ્યોઃ 'આઠ તો થયા. તે કેમ નહિ આવ્યો હોય?'

તેઓ થોડી વાર વાતો કરતા બેઠા હતા ત્યાં નીચેથી અવાજ સંભળાયો, કપિલરાયે ઇશારત કરી, સૂર્યકાન્ત ડાહ્યાભાઇની રૂમમાં છુપાઇ ગયો. કપિલરાયે બહારથી તેની સાંકળ વાસી દીધી. પછી તે નીચે જઇ જીનાનું દ્વાર ખોલી દિનકરરાયને ઉપર લાવ્યો અને ડાહ્યાભાઇની રૂમની બારી સામે પડેલી ખુરશી પર તેને બેસાર્યો.

'મને સહેજ મોડું થયું. હરીસિંગને ત્યાં તેમના એક બે મિત્રો આવ્યા હતા એટલે જમતાં વાર થઇ. પરંતુ તમે અત્યારે રાત્રે તકલીફ શા માટે લીધી? સવારે બોલાવ્યો હોત તો ચાલત.'

'હકીકત એમ છે કે કાલે સવારે મારે અમદાવાદ જવાનું છે, અને મારા વકીલનો પત્ર તો બે દિવસથી આવ્યો હતો. પરંતુ કામના બોજાને અંગે હું તમને બોલાવી શક્યો ન હતો. એટલે મને લાગ્યું કે આજે રાત્રે આપણે એ બાબત વિચારી લઇએ, અને પછી આવતી કાલે અમદાવાદમાં હું મારા વકીલ મિત્રને મળી એ સંબંધમાં શું કરવું તે તેમને સૂચવી દઉં.'

અને પછી કપિલરાયે તેના વકીલ મિત્ર તરફથી મળેલો પત્ર દિનકરરાયને વંચાવ્યો, એને લગતી ચર્ચા તેની સાથે કરી. એ વિષયને આપણા કથાનકની સાથે કશો પણ સંબંધ ન હોઇ, તેની વિગતમાં ઉતરવાની જરૂર નથી. માત્ર એટલું કહીશું કે કપિલરાયનો હેતુ દિનકરરાયને સૂર્યકાન્તની નજરે પાડવાનો હતો. એ હેતુ પૂરેપૂરો સફળ થયો.

વાતચીત પૂરી થયા પછી દિનકરરાય વિદાય થયો. કપિલરાય નીચે જઇ જીનાનું દ્વાર બંધ કરી આવ્યો. પછી ઉપર આવી ડાહ્યાભાઇની રૂમનું દ્વાર તેણે ખોલ્યું. સૂર્યકાન્ત બહાર આવ્યો. તેને પ્રશ્ન કર્યો: 'કેમ! એ માણસને તમે જોયો કે નહિ?'

'હા. મેં એને જોયો, પરંતુ તે દિનકરરાય નથી. એટલે કે તેનું નામ દિનકરરાય હશે, પરંતુ જે દિનકરરાયની મેં તમને વાત કરી હતી તે આ નહિ.'

સૂર્યકાન્તના શબ્દોથી કપિલરાયનું મગજ હલકું ફુલ જેવું બની ગયું. તેણે દિનકરરાયને સહાય આપવાનું સ્વીકાર્યું હતું. બીજી તરફથી તેને એમ પણ થતું હતું કે આ માણસ જો રઘુનાથનો ખૂની હોય તો એવા એક ખૂનીને કશી પણ મદદ કરવી તે ઠીક નહિ. જો કે દિનકરરાય સાથે પોતાને થએલા સ્વલ્પ પરિચય ઉપરથી, એ માણસ

કોઈનું ખૂન કરવાને તત્પર બને એવો લાગતો ન હતો, અને સૂર્ય-કાન્તના શબ્દો પરથી પણ ખાતરી થઇ કે તે રઘુનાથનો ખૂની ન હતો.

પરંતુ તો પછી રઘુનાથનો ખૂની દિનકરરાય કોણ ? અને તે ક્યાં હશે ? જ્યાંસુધી તેનો પત્તો ન લાગે ત્યાંસુધી સૂર્યકાન્તને નિર્દોષ ઠરાવી શકાય એમ ન હતું.

કપિલરાય બોલ્યો: 'સૂર્યકાન્ત ! તમને જાહેર જનતાની દૃષ્ટિએ નિર્દોષ ઠરાવવાને માટે આપણે અત્યારસુધીમાં એક ડગલું પણ આગળ વધી શક્યા નથી; પરંતુ ચિંતા નહિ, જ્યારેત્યારે પણ આપણો વિશુદ્ધ પ્રયત્ન તમને દોષમુક્ત કરવામાં સફળ થશે. હવે ચાલો, તમારે ત્યાં જઇએ. દીવાળીમાશી તમને મળવાને માટે ઝંખી રહ્યાં હશે. વારૂ, પણ તમને અત્યારે કાંઇ પૈસાની જરૂર છે ?'

'વધારેની જરૂર નથી. જો પચાશ કે સો રૂપીઆ હશે તો ચાલશે. પણ—'

'પણ બણ કાંઇ નહિ. લ્યો આ સો રૂપીઆ હું તમને આપું છું. તમે જ્યારે નિર્દોષ ઠરીને અહીં આવો ત્યારે મને પાછા આપજો.' કપિલરાયે ગજવામાંથી પાકીટ કાઢી તેમાંથી એક સો રૂપીયાની નોટો કાઢીને તેને આપી, અને બંને જણા નીચે ઉતર્યા, દ્વાર બંધ કરીને રાવબહાદુરના મકાન તરફ જવા લાગ્યા. તેઓ બંને સાથે ચાલતા હતા. અત્યારે અંધારૂં થઇ ગયું હતું. રસ્તા પર રાહદારીઓ ઓછા હતા, અને સૂર્યકાન્તનો દેખાવ એવો હતો કે ધોળે દિવસે પણ કોઇ તેને ભાગ્યે જ ઓળખી શકે. તો પછી અંધારી રાત્રે તો તે સૂર્યકાન્ત છે—તે રાવબહાદુરનો દીકરો અને રઘુનાથનો ખૂની સૂર્યકાન્ત છે એવી કોઇને શંકા પણ આવે નહિ.

રાવબહાદુરના બંગલા પર કમ્પાઉન્ડના દ્વાર પાસે હેમલતા ઉભી હતી. તેણે બેઉને અંદર લીધા. તેઓ દીવાળીબા પાસે ગયાં. તેમને જોઇ દીવાળીબા બોલ્યાં : 'ઓહો કપિલરાય ! તમારો કેટલો ઉપકાર ! તમે મારા પુત્રને માટે કેટલું બધું કરી રહ્યા છો ? એનો બદલો મારાથી તો કદી પણ વળી શકે તેમ નથી.'

'માશીબા ! બદલાની આશાથી હું કશું કરતો જ નથી. તમને સહાય કરવી તે મારી ફરજ છે.'

'ત્યારે હવે તમે એક કામ કરશો ? હેમલતાના બાપુજી જગતપ્રસાદને ત્યાં પાર્ટીમાં ગયા છે. તે દશ સાડાદશ વાગ્યે આવવાનું કહી ગયા છે. અત્યારે નવ થયા છે. એટલે તમે તથા હેમલતા અમારા દરવાજા પાસે ઉભાં રહો. જો તેના બાપુજી વહેલા આવી ચડે તો હેમલતા મારફત મને ખબર આપજો અને તેમને તમે થોડો સમય થોભાવી રાખજો. તે દરમ્યાન સૂર્યકાન્ત અહીંથી વિદાય થઇ જશે.'

'બરાબર છે. અમે બહાર દરવાજા પાસે ઉભાં છીએ. તમે માતા-પુત્ર વરસો થયાં મળ્યાં નથી. આજે મળી લ્યો. ભવિષ્યમાં કયારે મળાશે તે કોણ કહી શકે તેમ છે ?' એટલું કહી કપિલરાય ઓરડામાંથી બહાર નિકળ્યો. હેમલતા પણ તેની પાછળ ચાલી. તેઓ કમ્પાઉન્ડના દરવાજા પાસે જઇને ઉભાં રહ્યાં. કપિલરાયે પોતાની ઓફીસમાં સૂર્યકાન્તે દિનકરરાયને જોયાની હકીકત કહી. સૂર્યકાન્ત જે દિનકરરાયના વિષે કહેતો હતો તે આ માણસ નથી, એમ પણ જણાવ્યું. અને પછી એ વિષયમાં તથા ખરો ખૂની કોણ હશે, કયાં હશે, તેને કેવી રીતે પકડી પાડવો, સૂર્યકાન્તને નિર્દોષ ઠરાવવાને માટે કેવી રીતે મજબૂત પુરાવા એકત્ર કરવા, એ સંબંધમાં તેઓ વાતો કરવા લાગ્યાં. તેઓ એકબીજાની નજીકમાં ઉભાં હતાં. એટલે આ રસ્તેથી પસાર થનાર માનવી જો કદાચ તેમને જુએ તો તેને એમ જ લાગે કે રાત્રિના અંધકારનો લાભ લઇને પ્રેમિક-પ્રેમિકાનું યુગલ આ સ્થળે પ્રેમગોષ્ટી કરી રહ્યું છે !

* * *

રાત્રે સાડાનવ વાગે ઇન્દિરાને લેવાને માટે મોટર આવી. ઇન્દિરા જગતપ્રસાદ અને તેમની પત્ની પાસેથી વિદાય લઇને મોટરમાં બેઠી. કેટલુંક અંતર કાપ્યા પછી રસ્તા પર ઉભાલા એક માનવીએ

ઇશારત કરીને મોટરને અટકાવી. તે મોટરની નજીક આવ્યો અને બોલ્યો : ' ઇન્દિરાગૌરી ! કેમ આટલાં બધાં વહેલાં ? '

એ શબ્દો મોટરના ડ્રાઈવરના સાંભળવામાં આવ્યા ન હતા. જો તેણે એ પ્રશ્ન સાંભળ્યો હોત તો તે એમ જ કહેત કે ' આ માણુસ કેટલો લુચ્ચો, લબાડ અને જુઠ્ઠો છે ? ' પ્રશ્ન કરનાર મન્મથરાય હતો અને સાંજે જગતપ્રસાદને ત્યાં ઇન્દિરાને પહોંચાડી, ઇન્દિરા-ભવનમાં મોટર પાછી ફરી તે વખતે તેણે ડ્રાઈવરને પુછી જોયું હતું. એ ઉપરથી ઇન્દિરાને લેવાને માટે સાડાનવે મોટર જગતપ્રસાદને ત્યાં જવાની છે, એવું તેના જાણુવામાં આવ્યું હતું.

આ સ્થળે મન્મથરાયને જોઇ ઇન્દિરાને નવાઇ લાગી. તેણે જવાબ આપ્યો : ' મારી તબિયત બરાબર ન હોઇ, હું જગતપ્રસાદને ત્યાંથી વહેલી ચાલી નિકળી, પરંતુ તમે અત્યારે અહીં કયાંથી ? '

' મને પણુ ઘેર એકલાં ન ગમ્યું એટલે હું આ તરફ ફરવાને માટે નિકળ્યો હતો અને અહીંથી ઇન્દિરાભવન તરફ પાછો ફરવાનો વિચાર કરતો હતો. એટલામાં મેં તમારી મોટર જોઇ.'

' વારૂ, ત્યારે ચાલો બેસી જાઓ ! ' ઇન્દિરાએ આમંત્રણુ આપ્યું. તે અંદર ઇન્દિરાની બાજુમાં બેસી ગયો. મોટર ચાલૂ થઇ. પછી ઇન્દિરાએ પૂછયું : ' શું એ હજી ઘેર નથી આવ્યા ? '

' કોણુ ? કપિલરાય ! અરે એ તો અત્યારે એક મહત્ત્વના કાર્યમાં રોકાયા છે. '

' હા, તે કહેતા હતા કે ઓફીસે તેમને જરૂરી કામ છે, એટલે પોતે મોડા આવશે. '

' ઓફીસનું કામ ! ઇંદિરાગૌરી ! કપિલરાય તેની ઓફીસમાં નથી, પરંતુ પેલા મુનશીના બંગલામાં કમ્પાઉન્ડની પાસે હેમલતાની સાથે પ્રણુયગોષ્ટી કરી રહ્યા છે. એ મકાન આપણા રસ્તામાં જ આવશે, અને એ પ્રેમી યુગલને તમે નજરોનજર જોઇ શકશો. '

બે ત્રણ સપ્તાહ થયા ધીમે ધીમે ઇંદિરાનાં દિલની અંદર વિષ-સિંચન થયા કરતું હતું. એટલે આ વાત તેને ન માનવા જોગ લાગી નહિ. છતાં પણુ તેણે પ્રશ્ન કર્યો : ' શું તમે આ સાચું કહો છો ? '

'જુઓ, પેલો હરિપ્રસાદનો બંગલો. તમે નજરે જોઇને જ ખાતરી કરી લો.'

સડસડાટ કરતી બંગલા પાસે થઇને મોટર પસાર થઇ. સ્વાભાવિક રીતે જ ઇન્દિરાએ બારીમાંથી ડોકીયું કર્યું અને હેમલતાની નજીકમાં ઉભેલો તેનો પતિ તેની દૃષ્ટિએ પડયો.

બસ, ઇન્દિરાના દિલમાં પ્રજ્વલી રહેલો ઇર્ષ્યાનો અગ્નિ અમર્યાદિત બન્યો. પોતાનો પતિ પોતાને પૂરેપૂરો બેવફા બન્યો છે એવી તેના દિલની ખાતરી થઇ ચૂકી. જેના ઉપર પોતાનો પ્રેમ ન હોવા છતાં પણ જેને પોતે પતિ બનાવ્યો હતો, જેને પોતે પૂરેપૂરી વફાદાર રહી હતી, જેને માટે પોતાના દિલમાં પ્રેમોદ્ભવનો પ્રયત્ન કરી રહી હતી, તે વિશ્વાસઘાતી માનવીનું આ વર્તન તેને માટે અસહનીય બની ગયું. તે રડુંદત રડુંદત ડુસકાં ભરવાં લાગી. અને એ જ પળે તેની બાજુમાં બેઠેલા વિષધર સર્પે પોતાના હેતુની સિદ્ધિને માટે આ અપૂર્વ તક જોઇ. મન્મથરાયે ઇન્દિરાની કમરની આસપાસ પોતાના હસ્તને વિંટાળી તેને પોતાનાં પડખામાં ખેંચતા કહ્યું: 'ઇન્દિરા! તું શા માટે દુઃખી થાય છે? એ માણસ પ્રથમથી જ તને બનાવી રહ્યો હતો. તેનો તારી ઉપર કદાપિ પ્રેમ હતો જ નહિ. માત્ર તારી નિરાધાર અવસ્થાનો લાભ લઇ સમાજમાં પોતાની મહત્તા વધારવાને માટે જ, એક કુળવાન જાગીરદારની પુત્રી સાથે તેણે લગ્ન કર્યું હતું. એવા બેવફા માનવીને તારે શા માટે વળગી રહેવું જોઇએ? આવ, મારો તારી ઉપર સંપૂર્ણ પ્રેમ છે તે તું જાણે છે. તારા દિલમાં રહેલો મારા તરફનો પ્રેમ પણ હું તારાં નેત્રોમાં જોઇ શકું છું. ભૂતકાળને ભૂલી જઇ, આપણે આપણું જીવનને પરમ સુખી બનાવી શકીશું.'

ઇન્દિરા કશું ન બોલી. મન્મથરાયનાં વક્ષસ્થળમાં તે પોતાનું મુખ છુપાવી ડુસકાં ભરવાં લાગી.

મન્મથરાયે જોયું કે ગોળી આબાદ લાગી છે—પોતાને પૂરેપૂરો વિજય મળી ચૂકયો છે.

# પ્રકરણ ૨૬મું

## ઈંદિરાનો ગૃહત્યાગ

પોણાદશ, દશ, સવાદશ થઇ ગયા. રાવબહાદુર મુનશી આ તરફ આવતા નજરે પડતા ન હતા. હેમલતા અને કપિલરાય હજી પણ દરવાજા પાસે જ ઉભાં હતાં. છેવટે સૂર્યકાન્ત મકાનમાંથી બહાર નિકળી તેમની પાસે આવ્યો અને બહેનની તથા કપિલરાયની વિદાય લઇને રવાના થઇ ગયો.

કપિલરાયે કહ્યું: 'હવે હું પણ જાઉં.'

'મારી બા પાસે તમે નહિ આવો ?'

'અત્યારે નહિ. ઘણું મોડું થઇ ગયું છે.' કપિલરાય પણ ગયો.

હેમલતા તેની પાછળ જોતી થોડો સમય એ સ્થળે ઉભી રહી. અત્યારે તેનું મન નિરાશ બની ગયું હતું. સૂર્યકાન્ત દિનકરરાયને ઓળખી લેશે, અને એ રીતે ખરા ખૂનીનો પત્તો લાગવાથી સૂર્યકાન્તને દોષમુક્ત કરવાનું કાર્ય સરલ બનશે એવી તેની આશા નિષ્ફળ થઇ હતી. કારણ કે સૂર્યકાન્ત જે દિનકરરાયની વાત કરતો હતો તે હઠીસિંગને ત્યાં મહેમાન તરીકે આવેલા દિનકરરાય કરતાં કોઇ જુદો જ માનવી હતો. ત્યારે પેલો ખૂની દિનકરરાય કયાં હશે ? તેને કેવી રીતે શોધી કાઢવો, એ જ વિચાર હેમલતાના મનમાં ઘોળાયા કરતો હતો. અને એ વિચારમાં ને વિચારમાં તે હવે જરૂર નહિ હોવા છતાં પણ દરવાજા પાસે ઉભી રહી હતી.

એક માનવીનો ઓળો તેની દષ્ટિએ પડયો. એ માનવી તેની તરફ આવતો હતો: 'બાપુજી હશે ?' હેમલતાને થયું. પરંતુ એ માણુસ નજીક આવતાં માલૂમ પડયું કે તે તો તેનો ભાઇ સૂર્યકાન્ત હતો: 'સૂરૂભાઇ પુનઃ શા માટે આવ્યો હશે ?' હેમલતાના દિલમાં પ્રશ્ન ઉઠયો.

'બેન! પેલો દિનકરરાય અહીં છે. મેં હમણાં જ તેને જોયો !' જાણે તેના મનમાં ઉદ્‌ભવેલા પ્રશ્નનો જવાબ આપતો હોય તેમ, સૂર્યકાન્ત તેની નજીક આવીને બોલ્યો.

હેમલતાએ કહ્યું: 'પણ તું તો કહેતો હતો ને કે જે દિનકરરાય અહીં હમણાં આવેલો છે, તે અને વીણાની પાસે દિનકરરાય નામનો જે માણસ આવતો એ બેઉ જુદા છે?'

'હાસ્તો વળી. એ બેઉ જુદા જ છે અને હમણાં જેને મેં જોયો તે કપિલરાયની ઓશીસે આવેલો દિનકરરાય નહિ, પરંતુ રઘુનાથની છોકરી વીણાની પાસે આવતો તે જ દિનકરરાય હતો.'

'તું એને અંધારામાં કેવી રીતે ઓળખી શક્યો?'

'હું અહીંથી ગામ તરફ જતાં જમણે હાથે જે ગલી આવે છે તે ગલીમાં થઈને પસાર થતો હતો, તે વખતે એક માણસ સામેથી આવતો મારી નજરે પડયો. એટલે હું એક વૃક્ષની પાછળ છુપાઇ ગયો, અને એ માણસ મારી પાસે થઇને પસાર થયો. અત્યારે તેના હોઠપર અણીઆળી મૂછો ન હતી. પરંતુ ચાલતી વખતે તે અવાર-નવાર પોતાના હાથ વડે કાન પાસેના વાળને સંકોરતો હતો, તે ઉપરથી તેમ જ તેણે આંગળીમાં ચમકતા નંગવાળી વીંટી પહેરેલી એ ઉપરથી મારી ચોક્કસ ખાતરી થઈ કે તે રઘુનાથનો ખૂની દિનકરરાય જ છે. તેના ચહેરામાં થોડો ફેરફાર થયો છે ખરો, છતાં પણ હું તેને ન ઓળખી શકું એટલો બધો ફેરફાર થયો નથી. મને એમ થયું કે અત્યારે જ હું તેની પાસે જઇ, તેને ગિરફતાર કરી, રઘુનાથના ખૂની તરીકે જાહેર કરી દઉં. પરંતુ એવી ઉતાવળ કરવી મને ઠીક ન લાગી. એને બદલે આ હકીકત તને જણાવવાનું યોગ્ય ધારીને હું આ તરફ આવ્યો. બાપુજી આવ્યા છે?'

'ના. બાપુજી હજી આવ્યા નથી અને ક્યારે આવશે તે કહી શકાય તેમ પણ નથી. વારૂ, આપણે એક કામ કરીએ. કપિલરાય

હમણાં જ ગયા છે. તે હજી ઇન્દિરાભવનમાં પહોંચ્યા નહિ હોય. તેમને મળીને આ હકીકત જણાવીએ.'

હેમલતા ઉતાવળે પગલે ચાલવા લાગી. સૂર્યકાન્ત પણ તેની સહેજ પાછળ રહીને તેનું અનુસરણ કરવા લાગ્યો.

કપિલરાય ઇન્દિરાભવનના બગીચાના પ્રવેશદ્વાર પાસે પહોંચ્યો એ વખતે હેમલતાએ પાછળથી તેને બૂમ મારી. તે ઉભો રહ્યો. હેમલતા તથા સૂર્યકાન્ત તેની પાસે પહોંચી ગયાં, સૂર્યકાન્તે રઘુનાથના ખૂની દિનકરાયને હમણાં જ થોડી વાર પહેલાં જોયાની હકીકત તેને જણાવી.

કપિલરાયે કહ્યું : ' ત્યારે તમે હવે એક બે દિવસ અહીં રોકાઓ ! અને એ માણસનો બરાબર પત્તો મેળવો. તે ક્યાં રહે છે એ શોધી કાઢો. એ પછી તેને કાયદાના સકંજામાં સપડાવવાની ગોઠવણ આપણે કરીશું.'

પરંતુ અહીં વધુ રોકાવાને માટે સૂર્યકાન્ત તૈયાર ન હતો. કદાચ પોતે સપડાઇ જાય એવી બીતિ હતી. એટલે મુંબઇ તરફ ચાલ્યા જવાના તેના ઇરાદામાં તે મક્કમ રહ્યો. છેવટે કપિલરાયે તેની પાસેથી તેનું મુંબઇનું શિરનામું મેળવીને નોંધપોથીમાં લખી લીધું. તેણે કહ્યું: 'વારૂ, આ બાબતમાં હું વધુ તપાસ કરીશ, અને જો ખાસ જણાવવા જેવું લાગશે તો તમને આ શિરનામે પત્ર લખીશ.'

તેઓ છૂટાં પડયાં. સૂર્યકાન્ત પોતે જે સ્થળે છુપાયો હતો તે સ્થળ તરફ જવાને વિદાય થયો. હેમલતા પણ તેના મકાન પર પહોંચી, કમ્પાઉન્ડના દરવાજાને અંદરથી બંધ કરી બંગલામાં ચાલી ગઇ. તેની માતા સુઇ ગઇ હતી. હજી રાવબહાદુર પાર્ટીમાંથી આવ્યા ન હતા. તે પોતાના ઓરડામાં જઇને સુઇ ગઇ.

* * *

કપિલરાય ઇન્દિરાભવનમાં આવ્યો. તેની પત્નીના ઓરડામાં દીવો બળતો હતો: 'ઇન્દિરા હજી જાગતી લાગે છે.' મનોગત બોલતો તે તેની પત્નીની પાસે ગયો અને બોલ્યો: 'કામ પુષ્કળ હતું એટલે ઘણું મોડું થઇ ગયું. અગીયાર થઇ ગયા હશે. શું હજી તું જાગે છે?'

'ઉકળાટને લીધે ઉંઘ આવતી ન હતી. એટલે અહીં બેઠી બેઠી વાંચતી હતી.' ભાવહીન જવાબ મળ્યો.

ખરી વાત એ હતી કે તે અત્યારે કાંઇક લખતી હતી. પરંતુ પતિને આવેલો જોઇ એ કાગળ તેણે પુષ્ટીપત્ર તળે સરકાવી દીધો હતો અને બાજુમાં પડેલું પુસ્તક લઇને વાંચવાનો ડોળ માત્ર કર્યો હતો.

'ચાલ, ત્યારે હવે સુઇ જઇએ. ઉજાગરાથી તારી તબીયત બગડશે.'

'ના. ના. એવું કાંઇ નથી. મને ઉંઘ નથી આવતી. હમણાં હું વાંચુ છું. પછી આવીશ.'

'ત્યારે હું સુઇ જાઉં છું. આજે તો થાક બહુ લાગ્યો છે. એટલે આંખો પણ ઘેરાય છે. પરંતુ સુતા પહેલાં—' તે ઇંદિરાની નજીક ગયો, તેને ચુંબન કરવાને તેનું મુખ ઇંદિરાના કપોલપ્રદેશ પાસે લાવ્યો.

પરંતુ ઇંદિરાએ પોતાનું મુખ ફેરવી લીધું–તેને ચુંબન કરવા ન દીધું. કપિલરાય સમજ્યો કે પોતે ઇંદિરાની સાથે જગતપ્રસાદને ત્યાં પાર્ટીમાં ન ગયો એથી તે રોષે ભરાએલી હોવી જોઇએ. એટલે તેણે કહ્યું: 'પણ એમાં મારો કશો દોષ નથી. શું કરૂં? કામ એવું હતું કે રોકાયા વગર મારો છુટકો થાય તેમ ન હતું.'

ઇંદિરાએ તેનો કશો જવાબ ન આપ્યો. કપિલરાયે માન્યું કે અત્યારે તે ગુસ્સે થયેલી હોઇ બોલતી નથી, પરંતુ સવારે શાંત થઇ જશે. એમ વિચારી તે પણ કશું બોલ્યા વગર શયનગૃહમાં જઇને સુઇ ગયો.

પોતાની સાથે નિષ્ઠુરતાભરી છેતરપીંડી ચલાવનાર પતિની પ્રત્યે ઇન્દિરાના દિલમાં અતીવ રોષ ઉત્પન્ન થયો હતો. અને એ રોષની સાથે ભરેલા મત્સરથી જાણે તેનો જ્ઞાનદીપક બિલકુલ બુઝાઇ ગયો હતો.

જો અત્યારે આ બે જણાંએ પોતાનાં દિલની વાત પરસ્પરની પાસે પ્રગટ કરી હોત તો બધી બાબતનો ખુલાસો થઇ જાત, ઇન્દિરાની ગેરસમજ દૂર થાત, કપિલરાયને પણ જે પાછળથી મનઃતાપ શોષવો પડયો, તે સહન કરવાનો વખત ન આવ્યો હોત. અને પછી આ કથાનકનો પણ અહીંથી જ અંત આવી ગયો હોત. પરંતુ કેટલીક એવી ઘટના હોય છે કે જેમાં પરસ્પરની ગેરસમજ ભયંકર પરિણામ નિપજાવે છે. એવું જ પરિણામ આજે રાત્રિની ઘટનાને અંગે નિપજ્યા વગર રહ્યું નહિ.

પતિના ગયા પછી પત્ર પૂરો કરી, તેને પરબીડીયામાં નાંખી, પરબીડીયું બંધ કર્યું. તેની ઉપર શિરનામું કરી તેનો થોડો ભાગ દેખાય એવી રીતે ટેબલ ઉપર પુસ્તક તળે દબાવ્યું. પછી આ ખંડનો દીવો ધીમો કરી જે ઓરડામાં જમના સુતી હતી તે ઓરડામાં ગઇ. બારણુંને ખાલી બંધ કરી, ધીમા કરેલા દીવાની વાટ સહેજ ઉંચી કરી, અને જમનાના બિછાના પર બેસીને હાથ વડે તેનો સ્પર્શ કરી તેને જાગૃત કરી.

કોઇના હસ્તનો સ્પર્શ થતાં જમના સફાળી બેઠી થઇ ગઇ અને બોલી : ' બાઇસાહેબ ! અત્યારે ! આટલી મોડી રાત્રે ! શું તમારી તબીયત બરાબર નથી ? '

' હા, મારી તબિયત સારી નથી. મારૂં મગજ ભમે છે, મને અનેક પ્રકારના સારાખોટા વિચારો આવે છે અને તેથી જ હું તારી પાસે એક વિનતિ કરવા આવી છું. '

' મારી પાસે વિનતિ ! મને તો આપનું ફરમાન હોય. '

'ફરમાન કહે કે વિનતિ કહેઃ જે માનવું હોય તે માન. પરંતુ મને એક વચન આપ. જો હું ન હોઉં તો તું મારાં બાળકો લાયક ઉમરનાં થાય ત્યાંસુધી તેમની સંભાળ રાખશે, તેમની પાસેથી ખસશે નહિ, એવું તું મને વચન આપ.'

'બાઇસાહેબ ! આવું અમંગળ શા માટે બોલો છો ? તમને કશું પણ થવાનું નથી.'

'છતાં પણ હું તારી પાસે વચનની માગણી કરૂં છું. મને વચન આપીશ ને ?'

'જો એથી તમે પ્રસન્ન થતાં હો તો હું તમને વચન આપું છું કે તમારાં ત્રણે બાળકોને હું મારા પ્રાણથી અધિક ગણીશ, તેમને કોઇ વાતે હું ઉણું નહિ લાગવા દઉં.'

'અને તું તેમને મારી યાદ આપજે. તેમને કહેજે કે તમારી માતાનો તમારી ઉપર અતોનાત પ્રેમ હતો, પરંતુ જ્યારે તેનો એક પણ ઉપાય ન રહ્યો ત્યારે જ તે તમારો ત્યાગ કરીને ચાલી ગઇ. અત્યારે પણ તે જ્યાં હશે ત્યાં તમને સદૈવ સંભારતી હશે. આ પ્રમાણે તું મારા બાળકોને કહીશ ને ?'

'જરૂર કહીશ, બાસાહેબ ! જરૂર કહીશ. પણ તમે આવી નકામી કલ્પના ન કરો. મન ઉપર કાબૂ રાખો. થોડા સમયમાં જ પૂરેપૂરાં તંદુરસ્ત બની જશો.'

'તારો એ આશીર્વાદ ફળો. છતાં તેં આપેલા વચને મારાં બાળકોના સંબંધમાં મને નિશ્ચિંત બનાવી છે, મારા મગજ ઉપરનો એ બોજો ઓછો થઇ ગયો છે. વારૂ, હવે તું સુઇ જા.' તેણે દીવો ધીમે કર્યો અને બારણું ઉઘાડી પુનઃ તેને ખાલી બંધ કરીને તે પોતાના ઓરડામાં ચાલી ગઇ. એ વખતે બરાબર બારના ટકોરા થયા.

* * *

કપિલરાય તેના શયનગૃહમાં સુતો હતો. ભરનિદ્રિત અવસ્થામાં તેને સ્વપ્નું આવ્યું. જાણે સૂર્યકાન્ત રઘુનાથના ખુની દિનકરરાયની પાસે તેને લઇ ગયો. તેણે દિનકરરાયને ઉદ્દેશીને પ્રશ્નો કરવા માંડયા. દિનકરરાય જવાબ આપવાને બદલે તેમની પાસેથી નાઠો અને તેથી શંકાશીલ બનીને તે દિનકરરાયની પાછળ દોડયો!

અચાનક તેનાં નેત્રો ખૂલી ગયાં. પોતે બિછાના પર બેઠો થઇ ગયો છે, એમ તેને લાગ્યું. તેની પત્નીના બિછાના તરફ દૃષ્ટિ ગઇ. તે હજી ખાલી જ હતું. દીવાલ પર રાખેલી ઘડિયાળમાં જોયું. ત્રણ વાગી ગયા હતા. હજી સુધી ઇન્દિરા સુવાને માટે કેમ નહિ આવી હોય? એમ વિચારતો તે ઉભો થયો, શયનગૃહની બહાર નિકળ્યો, ઇન્દિરાના ઓરડામાં ગયો. કદાચ ત્યાં જ તે સુઇ રહી હશે એવી કલ્પના તેણે કરેલી. પરંતુ તે ઓરડામાં ઇન્દિરા ન હતી. બીજા ઓરડા તપાસ્યા, વરંડા પર દૃષ્ટિ કરી: કોઇ સ્થળે તે નજરે ન પડી. એટલે જે ઓરડામાં મોટીબેન સુતી હતી ત્યાં જઇને તેને જગાડી.

'આટલી મોડી રાત્રે શું છે?' મોટીબેને ઓરડામાંથી બહાર આવી પ્રશ્ન કર્યો.

કપિલરાયે પુછ્યું: 'ઇન્દિરા ક્યાં છે? અત્યારસુધી તે સુવાને માટે આવેલી નહિ હોવાથી મેં તપાસ કરી તો તેના ઓરડામાં અથવા અન્ય કોઇ સ્થળે દેખાતી નથી!'

'તેં જમનાના ઓરડામાં જોયું? જમનાને કદાચ દુ:ખાવો ઉપડયો હશે એટલે તેની પાસે બેઠી હશે. બીજે ક્યાં જાય?'

કપિલરાય એકદમ જમનાના ઓરડામાં ગયો. તેને જાગૃત કરીને પૂછ્યું: 'જમના! તારી શેઠાણી ક્યાં છે? તને ખબર છે?'

'બાઇસાહેબ ! શું તે સૂતાં નથી ?'

'ના, રાત્રે અગીઆર વાગ્યે હું બહારથી આવ્યો ત્યારે તે તેના ઓરડામાં વાંચતી હતી. ત્યારપછી મારા જોવામાં આવી નથી.'

'ત્યારે તો કપિલભાઇ ! નક્કી તેમણે આપઘાત કરેલો.'

'આપઘાત ! આ તું શું બોલે છે ?'

'હું ખરૂં કહું છું. અને તેને માટે કોઇ પણ જો કારણભૂત હોય તો તે મોટીબેન જ છે.'

એ જ વખતે ગંગાબેન તેના ભાઇની પાછળ જમનાના ઓરડામાં આવી. એને જોઇને જમના બોલી : 'મોટીબેન ! તમારા સંબંધમાં કપિલભાઇને હું જે કહેવા માગતી હતી તે તમારી રૂબરૂ કહું એ જ વધારે ઠીક છે.'

'મારા સંબંધમાં તારે વળી શું કહેવાનું છે ? અને ઇન્દિરાવહુ ક્યાં છે ?'

'ઇન્દિરાબાએ આપઘાત કર્યો છે, અને તે તમારે જ પાપે. રાત્રે લગભગ બાર વાગે મારી પાસે આવ્યાં હતાં અને પોતે દુનિયાપર હયાત ન હોય તો તેમનાં બાળકોની સંભાળ લેવાની મને ભલામણ કરતાં હતાં. એ ઉપરથી હું માનું છું કે નક્કી તેમણે આપઘાત કર્યો હોવો જોઇએ.'

'પરંતુ એમાં તું મારો દોષ શાનો કાઢે છે ?'

'મોટીબેન ! સાચું કહું તો બાઇસાહેબ જ્યારથી કપિલભાઇની સાથે લગ્ન કરીને અહીં આવ્યાં ત્યારથી તમે તેમને એક ગુલામડી કરતાં પણ બેજ ગણ્યાં છે. તેમને દરેક બાબતમાં તમારી મરજી પ્રમાણે જ ચાલવું પડતું હતું. તેમની સ્વતંત્રતા બિલકુલ ભુંસાઇ

ગઇ હતી. કોઇ કોઇ વાર તેમના મુખમાંથી નિકળતા ઉદ્દગારો પરથી સમજાતું હતું કે આવી ગુલામીની જંજીરમાં જકડાઇ રહેવાનું તેમને બિલકુલ ગમતું ન હતું. માત્ર કપિલભાઇને ખાતર અને તેમનાં બાળકોને ખાતર એ તમારા તરફથી થતાં અપમાનો સહન કરી લેતાં હતાં. જ્યારે સહન ન થઇ શકયું ત્યારે છેવટે તેમણે આ માર્ગ લીધો !'

'મોટીબેન ! શું આ સાચું છે?' કપિલરાયે તેની બેન તરફ પૃચ્છક દૃષ્ટિ કરી. ગંગાબેન પણ આ બનાવથી ડઘાઇ ગઇ હતી. તેણે કપિલરાયના સવાલનો જવાબ આપ્યો નહિ, તેમ જ પોતાનો બચાવ કરવાનો પણ યત્ન કર્યો નહિ.

કપિલરાય વિશેષ કશું પણ ન બોલતાં બહાર નિકળ્યો. નોકરો પણ અત્યારે જાગી ગયા હતા. તેમને ઇન્દિરાની તપાસને માટે મોકલવાનો કપિલરાય વિચાર કરતો હતો. તેનું મગજ અત્યારે શૂન્ય બની ગયું હતું. ઇન્દિરા જ્યારે ત્યારે ઉદાસ રહ્યા કરતી હતી. તેનું કારણ હવે તેને સમજાયું. મોટીબેન પોતાના સ્વભાવ પ્રમાણે ઇન્દિરાનું દરેક વાતમાં અપમાન કરતી હોવી જોઇએ. પોતે મોટીબેનને પોતાની સાથે રાખવામાં ભૂલ કરી છે એમ હવે તેને લાગ્યું. એ વખતે ધીમે ધીમે ચાલતી જમના તેની પાસે આવી. તે જમીન પર પગ માંડી શકતી હતી. પરંતુ અત્યારસુધી તેના ઓરડાની બહાર નિકળી ન હતી. અત્યારે ઇન્દિરાના ગૂમ થવાથી તેના મન ઉપર ભારે આઘાત થયો હતો અને તેથી પોતાના ઓરડામાંથી નિકળીને પ્રથમ તે તેની શેઠાણીના ઓરડામાં ગઇ હતી. ત્યાં ટેબલ પર ચોપડી તળે દબાવેલું કવર તેના જોવામાં આવ્યું, એટલે એ કવર લઇને તે કપિલરાયની પાસે આવી હતી.

કપિલરાયે પરબીડીયું ખોલીને અંદરથી કાગળ કાઢયો. તેમાં ન હતું તેનું નામ કે ન હતી ઇન્દિરાની સહી. માત્ર પરબીડીયા પર તેનું શિરનામું હતું અને પત્રમાં આ પ્રમાણે લખ્યું હતું :

'મેં ઘણું સહન કર્યું છે. હવે હું આથી વિશેષ સહન કરી શકું તેમ નથી. તમારો દ્રોહ મને ડગલે ને પગલે સાલી રહ્યો છે. તમારી પાસેથી હું જે પ્રેમની આશા રાખતી હતી તે પ્રેમનો પ્રવાહ અન્ય દિશાએ વહેતો જોયા પછી, એક ક્ષણભર પણ હું અહીં રહી શકું તેમ નથી. હું તમને ભૂલી જાઉં છું. તમે પણ મને ભૂલી જજો. ભવિષ્યમાં તમે તમારી પ્રેમિકાનો આવો દ્રોહ ન કરો એવી હું તમારી પાસેથી આશા રાખી શકું ? પરંતુ એ વિચાર મારે શા માટે કરવો પડે ? અને તમારા જેવા પ્રેમદ્રોહીની પાસેથી એવી આશાની કલ્પના પણ મારે શા માટે કરવી પડે ? આજથી આપણે સદાને માટે છૂટાં પડીએ છીએ.'

# પ્રકરણ ૨૭મું

## પશ્ચાત્તાપનો પ્રારંભ

ઇન્દિરાને પોતાની ઉપર આવો આક્ષેપ મૂકવાનું શું કારણ મળ્યું હશે, તે કપિલરાયથી સમજાયું નહિ. પરંતુ એક વાત સમજાઇ કે મોટીબેન તરફનો ત્રાસ એ ઇન્દિરાના ગૃહત્યાગનું કારણ નથી. તેણે જમનાને કહ્યું: 'ઇન્દિરાએ મારી ઉપર પત્ર લખ્યો છે, એવી વાત તું કોઇને પણ કરીશ નહિ.'

'શું તેમણે પોતે આપઘાત કરવા માગે છે એવું પત્રમાં જણાવ્યું છે?'

'ના, એથી પણ વધારે ખરાબ. તે ગૃહત્યાગ કરીને ચાલી ગઇ છે.'

એ વખતે પુરૂષોત્તમે આવીને જણાવ્યું કે મન્મથરાય પણ ક્યાંય જોવામાં આવતા નથી.

અને હવે બધું સમજાઇ ગયું. મસ્તરવશ બનેલી ઇન્દિરા મન્મથરાયની સાથે ચાલી ગયેલી હોવી જોઇએ, એવી કપિલરાયે કલ્પના કરી લીધી. અને તે મનોગત બોલ્યો: 'નાદાન ઓરત! અન્ય માનવીના નાદે ચડી, મારા વિશુદ્ધ પ્રેમને વિસરી જઇ, તું મારો ત્યાગ કરીને ચાલી ગઇ. તને મારી તો નહિ, પરંતુ તારાં બાળકોની દયા પણ ન આવી? ખેર! હવે તો તને મારા હૃદયમાંથી સદાને માટે ભૂંસી નાખવી, એ જ એક માર્ગ રહ્યો.'

તે કશું પણ બોલ્યા વગર ઉભો થયો, પોતાના ખંડમાં ગયો. બારણું બંધ કરી ઇન્દિરાએ લખેલા કાગળના ચીરા કરી નાંખ્યા અને દીવાસળી ચાંપી તેને સળગાવી દીધા.

કપિલરાયની કલ્પના ખોટી ન હતી. મન્મથરાય રાત્રે ઇન્દિરાની સાથે ઇન્દિરાભવનમાં આવ્યો, તેણે ઇન્દિરાના મસ્તરની માત્રાને અત્યંત ઉશ્કેરી મૂકી, ભાન ભૂલેલી ઇન્દિરા અત્યારે જ તેની સાથે

ચાલી નિકળવાને તૈયાર થઇ, બંને જણાંએ આવશ્યક સંતલસ કરી લીધી, અને પછી મન્મથરાય અહીંથી પલાયન થવાને સારૂ મોટર ટેકસીની ગોઠવણ કરવાને માટે ગામમાં ઉપડયો.

આ બધું સ્વલ્પ સમયમાં જ બની ગયું. રાત્રે બાર વાગ્યા પછી ટેકસી ઇન્દિરાભવનથી અમુક અંતરે આવીને ઉભી રહી. મન્મથરાય ઇન્દિરાભવનમાં આવ્યો. ઇન્દિરા તેની રાહ જોતી તૈયાર થઇને બેઠી હતી. બેઉ જણાં કશો પણ અવાજ થવા ન પામે એ રીતે ગુપચૂપ અહીંથી ઉપડી ગયાં. તેઓ અમદાવાદ નહિ જતાં ટેકસીમાં સીધાં આણંદ પહોંચ્યાં. ત્યાંથી ગોધરા અને રતલામ માર્ગે થઇને ઉત્તર હિન્દુસ્તાન તરફ નિકળી ગયાં. ત્યાં એક નાના ગામમાં જઇને તેમણે નિવાસ કર્યો.

મન્મથરાય અગાઉ પણ આ તરફના પ્રદેશમાં અનેક વાર આવી ચૂકેલો હોઇ તેને માટે આ પ્રદેશ અજાણ્યો ન હતો. અહીં એક સુંદર મકાન તેણે ભાડે રાખી લીધું, અને પ્રતાપસિંગ નામના તેના એક પૂર્વપરિચિત માણસને નોકર તરીકે રાખ્યો તથા ઇન્દિરાને અગવડ ન પડે તે માટે અરૂણા નામની એક છોકરીને રાખી લીધી.

અહીં તેઓ પતિ–પત્ની તરીકે રહેતાં હતાં. મન્મથરાય અવાર-નવાર નજીકના શહેરમાં જઇ આવતો. ત્યાં તે આંકફરકનો સટ્ટો કરતો. તેમાં તેને કોઇ કોઇ વાર મોટી રકમ મળી આવતી. ઉપરાંત તેના માતામહ તરફથી માસિક એકસો રૂપીઆ નિયમિત મળ્યા કરતા હતા. એટલે તેમના નિર્વાહને માટે કશી ચિંતા કરવી પડે તેમ ન હતું. એક પછી એક દિવસો, સપ્તાહો અને મહિના પસાર થવા લાગ્યા. એક વર્ષ પણ વીતી ગયું. સમયના વહેવા સાથે ઇન્દિ-રાને પોતે ઉપસ્થિત કરેલી પરિસ્થિતિનો સાચો ખ્યાલ આવવા લાગ્યો. તેનો મન્મથરાય ઉપર પ્રથમથી જ પ્રેમ હતો અને મન્મ-થરાયનો પણ પોતાની ઉપર એવો જ પુનિત પ્રેમ હોવાનું તે માનતી હતી. શરૂ શરૂમાં તો એ વિષયમાં કશી શંકા લાવવાનું તેને કારણ

મળતું ન હતું, પરંતુ ધીમે ધીમે મન્મથરાયના સ્વભાવનો તેને પરિચય થવા લાગ્યો.

કપિલરાયે એક પણ દિવસ ઉચ્ચ સ્વરે તેને કશું કહ્યું ન હતું, જ્યારે મન્મથરાય નજીવી બાબતમાં પણ તેને ધમકાવતો, અપમાનિત કરતો, અશ્લીલ શબ્દો ઉચ્ચારતો અને કોઇ કોઇ વાર તાડન પણ કરતો હતો. દિવસો સુધી તે ઘેર નહિ આવતાં નજીકના શહેરમાં પડયો રહેતો. વળી તે મદ્યપાન પણ પુષ્કળ કરતો હતો. એટલે સ્વર્ગીય સુખની પ્રાપ્તિની આશાથી મન્મથરાયની સાથે ચાલી નિકળેલી ઇન્દિરાને થોડા સમયમાં જ પોતે ગૃહત્યાગ કરવામાં ભયંકર ભૂલ કરેલી હોવાનો ખ્યાલ આવી ગયો. તેના દિલમાં ભારે પશ્ચાત્તાપ થવા લાગ્યો. કપિલરાય કરતાં મન્થરાય તેને વધારે નાલાયક જણાવા લાગ્યો. તેને તો હવે ઉલમાંથી ચૂલમાં પડવા જેવું થયું.

તેને પોતાનાં બાળકો યાદ આવતાં ત્યારે તે રડી પડતી. પરંતુ રડવાથી હવે કશું વળે તેમ ન હતું. હવે તો આ જ સ્થિતિમાં જીવન પસાર કર્યા વગર તેનો છૂટકો ન હતો.

તે સગર્ભા બની હતી. આઠ મહિના થવા આવ્યા હતા. હજી મન્મથરાયે તેની સાથે લગ્ન કર્યું ન હતું. એ વિષયમાં ઇંદિરાએ એક વાર તેને સૂચન કરેલું ત્યારે તેણે જણાવ્યું હતું કે 'મારા વકીલનો અમદાવાદથી પત્ર છે. તેમાં તે લખે છે કે તું મારી સાથે ચાલી નિકળેલી હોઇ કપિલરાયે તારી સાથેની ફારગતી મેળવવાને માટે આપણી જ્ઞાતિના ધારાને અનુસરીને જ્ઞાતિના આગેવાનો પાસે માગણી કરી છે. એનો નિર્ણય થઇ જાય અને તેઓ ફારગતીની બાબતમાં મંજૂરી આપે ત્યારપછી જ આપણાથી લગ્ન કરી શકાય. ત્યાંસુધી કરેલાં લગ્ન કાયદેસર ગણાય નહિ.'

ઇન્દિરાને પણ મન્મથરાયના એ કથનમાં વાસ્તવિકતા લાગી. એટલે તે એ ફારગતીની રાહ જોઇ રહી હતી.

એક દિવસે સવારે તેઓ ચહા પીતાં હતાં ત્યારે પોસ્ટમેને આવીને બે કાગળો આપ્યા. ઇન્દિરાએ પૂછ્યું: 'કોના, તમારા વકીલના પત્રો છે?'

તેને કશો પણ જવાબ નહિ આપતાં મન્મથરાયે એક પત્ર ફોડયો. એ અમદાવાદનો હતો અને તેના વકીલ મહેન્દ્રપ્રસાદ ઠાકોરે લખેલો હતો. તેમાં તેણે જણાવ્યું હતું કે કપિલરાયને જ્ઞાતિના આગેવાનોએ ફારગતીની મંજૂરી આપી દીધી છે.

તે એ પત્ર વાંચતો હતો ત્યારે ઇન્દિરાએ પુનઃ પ્રશ્ન કર્યો: 'ફારગતીની મંજૂરી બાબતનો જવાબ આવી ગયો?'

'ના ના, આગેવાનોને એવી શી પડી છે કે તેઓ એકદમ ઉતાવળે નિર્ણય કરી દે? આ તો મારા એક મિત્રનો પત્ર છે.' એમ કહી તેણે એ કાગળ કવરમાં નાંખીને કવરને ખીસ્સામાં મૂકી દીધું.

ત્યારબાદ તેણે બીજું કવર ફોડીને અંદરનો પત્ર વાંચ્યો. તેમાં લખ્યું હતું: 'આજે સવારે આપને એક પત્ર લખ્યો. ત્યારબાદ સમાચાર મળે છે કે આપના માતામહ સર પ્રમોદરાય અપુત્ર પરલોકવાસ પામ્યા છે અને તેમના વસીયતનામા મુજબ સર (બેરોનેટ)ની પદવી તથા તેમની તમામ મિલકતનો વારસો આપને મળે છે. તેમના વકીલ તરફથી એ સમાચાર આપને આપવાનું અમને સૂચન કરવામાં આવ્યું છે. એ સંબંધી તમામ વ્યવસ્થા કરવાને માટે આપ તત્કાળ અહીં આવશો એવી વિનતિ છે.'

એક બીજી વિનતિઃ ભવિષ્યમાં પણ આપ આપનું તમામ કામકાજ અમને જ સોંપશો એવી આશા રાખીએ. અમે આપને દરેક રીતે સંતોષ આપીશું.'

નીચે વકીલ મહેન્દ્રપ્રસાદ ઠાકોરની સહી હતી.

એ પત્ર વાંચતાં તેના અંતરમાં અપૂર્વ આનંદ ઉદ્દીપન થયો અને એ પત્ર તેણે ઇન્દિરા તરફ ફેંકયો.

'ફારગતીની મંજૂરી બાબતના સમાચાર છે ?'

'ના ના.'

'ત્યારે ?'

'તું જ વાંચી જો ને. એટલા માટે તો મેં તને પત્ર આપ્યો છે.' અને પોતાના મૂછવિહોણા ઉપલા હોઠ પર તે આંગળીઓ ફેરવવા લાગ્યો.

'ત્યારે તો હવે તમે સર મન્મથરાય બન્યા !' ઇન્દિરાએ પત્ર વાંચીને પુલકિત સ્વરે કહ્યું.

'હા.' ખુશમિજાજપૂર્વક મન્મથરાય બોલ્યો : 'ઇન્દિરા ! મારે આજે જ અમદાવાદ જવાને રવાના થવું જોઇએ.' એમ કહેતાં તેણે ટેબલ પર પડેલી ઘંટડી વગાડી.

પ્રતાપસિંગ અંદર આવ્યો. તેને પોતાની બેગ અને બીસ્રો તૈયાર કરવાની સૂચના આપી અને તેણે પણ પોતાની સાથે આવવાનું છે, એમ સૂચવ્યું.

પ્રતાપસિંગ નમન કરીને ચાલ્યો ગયો. ત્યારબાદ ઇંદિરા બોલી : 'તમે અમદાવાદથી વખતસર પાછા અહીં આવી પહોંચશો ને ?'

'વખતસર એટલે ?'

'શું તમે નથી સમજતા ? મને આઠ મહિના થઇ ગયા છે. હજી આપણાં લગ્ન થયાં નથી. બાળકનો પ્રસવ થયા પહેલાં લગ્ન થઇ જવાં જોઇએ, એ તો તમે સમજી શકો છો.'

'સમજ્યો, સમજ્યો. તું શા માટે ચિંતા કરે છે ? મહિના પહેલાં તો હું આવી પહોંચીશ. ત્યાં મને—બહુ બહુ તો અઠવાડિયું કિંવા પંદર દિવસ લાગશે. તું જરીકે મુંઝાઇશ નહિ. હવે જલદી રસોઇની તૈયારી કર.'

અને તે જ દિવસે મન્મથરાય પ્રતાપસિંગને સાથે લઇને અમદાવાદ જવાને માટે રવાના થયો.

# પ્રકરણ ૨૮મું

## ઇન્દિરાની આંખો ખૂલે છે

મહિનાઓ પસાર થઇ ગયા. મન્મથરાય આવ્યો નહિ. ઇન્દિરા ઢોલીયા પર આડે પડખે પડી છે. બાજુમાં પાલણું છે. તેમાં સૂતેલી નાની બેબીને અરૂણા હિંચોળે છે. ઇન્દિરા અર્ધનિદ્રિત અવસ્થામાં પોતે સ્વયં વહોરેલી આપત્તિનો વિચાર કરી રહી છે. તે વખતે મોટરનો અવાજ સંભળાયો. અરૂણા એકદમ ઉભી થઇને બારીએ ડોકાઇ, અને પછી ઇન્દિરા પાસે આવીને તે બોલી: 'બાઇસાહેબ! શેઠ આવ્યા ખરા. હું તમને નહોતી કહેતી કે તે આવ્યા વગર રહેવાના જ નહિ.'

'વારૂ, તું હમણાં બહાર જા.'

'બેબી રડશે તો?'

'તો હું તને બોલાવીશ.'

અરૂણા બહાર ગઇ. થોડી વારે મન્મથરાય ઓરડામાં દાખલ થયો અને ઇન્દિરાની બાજુમાં બેસવાને માટે ગયો. પરંતુ ઇન્દિરાએ કહ્યું: 'સામે ખુરશી પડી છે, તેની ઉપર બેસો. અહીં નહિ.'

'વાહ! સત્કાર કરવાની રીત તો સારી છે! દેશમાં મારે કેટલું બધું કામ હતું, છતાં પણ એ બધું પડતું મૂકીને તને મળવાને માટે હું અહીં આવ્યો, ત્યારે તું આવી રીતે મારો સત્કાર કરે છે?'

'સર મન્મથરાય! તમે મારે માટે એટલી બધી તકલીફ લીધી એ માટે હું દિલગીર છું; જો તમારા જરૂરી કામમાં વ્યત્યય આવતો હોય તો અત્યારે જ તમે દેશમાં પાછા જઇ શકો છો.'

'ઇંદિરા! વહાલી ઈંદિરા! આ તું શું બોલી રહી છે? મારા પ્રેમની આ રીતે તું કદર કરી રહી છે!'

'માફ કરો. મને વધારે ન બોલાવો. મારી આંખો ખૂલી ગઇ છે. તમારો મારા ઉપર કેટલો અને કેવો પ્રેમ હતો તે હું સમજી શકી છું. તમે અહીંથી ગયા, ત્યારબાદ અરૂણા ધોબીને તમારાં

કપડાં ધોવા આપતી હતી એ વખતે તમારા એક કોટમાંથી તમારા વકીલનો મળી આવેલો પત્ર તેણે મને આપ્યો હતો. એ પત્રની તારીખ તથા તમે મને વાંચવા આપેલા પત્રની તારીખ બેઉ એક જ હતી. એટલે તે દિવસે આવેલા બે પત્રોમાંનો એ એક હતો એમ હું સમજી શકી, અને તેમાં ફારગતીની મંજૂરી બાબત તમારા વકીલે કરેલો ઉલ્લેખ પણ મારા વાંચવામાં આવ્યો. અર્થાત્ ફારગતીનું નક્કી થઇ ગયું છે એમ તમે જાણતા હોવા છતાં પણ તમે મને ના કહી હતી. એટલે કે પ્રથમથી જ તમારો મારી સાથે લગ્ન કરવાનો ઇરાદો ન હતો. તમે મને તમારી વાસનાતૃપ્તિના સાધન તરીકે જ રાખવા ઇચ્છતા હતા. એટલું જાણ્યા પછી પણ જો હું તમને ઓળખી ન શકું, તો પછી મારા જેવી અબૂઝ અને બેવકુફ બીજી કોણ હોય?'

'ઇંદિરા! મારે મારી સ્થિતિનો પણ વિચાર કરવો જોઇએ કે નહિ? તું તારા પતિને તજીને મારી સાથે ચાલી આવી હતી! એવી સ્ત્રી સાથે લગ્ન કરવાથી મારા કુળને કેટલી કાલિમા લાગે, એનો તું વિચાર કરી લે. જો મેં તારી સાથે લગ્ન કર્યું હોત અને પછી મને સરની પદવી મળી હોત તો હું શું મ્હોં લઇને સમાજમાં હરીફરી શકત? આપણે જ્યાં જાત ત્યાં આપણી તરફ આંગળી ચીંધામણું થાત. એ સ્થિતિ મારા જેવા એક બેરોનેટની પદવી ધરાવનારને માટે યોગ્ય ગણાય ખરી?'

'ત્યારે સમજી લ્યો કે હું ગમે તેવી છું તોપણ મનમોહનરાય દેસાઈ જેવા એક જાગીરદારની પુત્રી છું. તમારી સાથે અપરિણિતા સ્થિતિમાં હું આ પ્રકારનો સંબંધ રાખું તે મારા પિતાના કુળને કલંક સમાન ન ગણાય?'

'તારા પિતાના કુળને તો તારા એક વારના પતિનો ત્યાગ કરીને તું કલંક લગાડી ચૂકી છે?'

'આ તમે શું બોલો છો?'

'હું સાચું જ કહું છું. તારો પતિ તદ્દન નિર્દોષ હતો. માત્ર તું મસ્તરભર્યા રોષને વશ બની તેને છોડીને ચાલી નિકળી હતી !'

'એટલે ? શું તમે મને કહેલી અને મેં નજરે જોએલી બધી વાત ખોટી હતી એમ તમારૂં કહેવું છે ?'

'હા, કપિલરાયનો હેમલતાની સાથે એવો કોઇ પણ પ્રકારનો આડો અથવા અનિષ્ટ સંબંધ હતો જ નહિ. હું જોઇ શક્યો હતો કે કપિલરાય તો તને પૂરેપૂરા પ્રેમથી ચાહતો હતો.'

'તો પછી તે હેમલતાને એકાંતમાં શા સારૂ મળતા હતા ?'

'હું બધી વાત તો જાણી શક્યો નથી. પરંતુ જે કાંઇ મારા જાણુવામાં આવ્યું છે તે ઉપરથી કહી શકું છું કે હેમલતાની માતા એક કૌટુમ્બિક મુંઝવણુથી ઘેરાયેલી હતી. કપિલરાય તેની એ મુંઝવણુને દૂર કરવામાં સહાયક બન્યો હતો. હેમલતાની માતા એને લગતી ચર્ચા કરવાને માટે વાતચીત કરવાને સારૂ હરવખત કપિલરાયને જાતે મળી શકે તેમ ન હોવાથી તેની વતી હેમલતા કપિલરાયને મળતી. એ બાબત કદાચ ગુપ્ત રાખવા જેવી હશે એટલે તેઓ એકાન્તમાં મળતાં અને તેને લગતી ચર્ચા કરતાં.'

'જો એમ હતું તો પછી મારા પતિની વિરૂદ્ધમાં તમે શા માટે મારા અંતરમાં વિષ રેડયા કરતા હતા ?'

'ઇન્દિરા ! અંગ્રેજીમાં એક કહેવત છે કે 'પ્રેમ અને યુદ્ધના પ્રસંગોમાં ગમે તેવાં કારસ્થાનો પણ વાજબી અને ન્યાયી જ લેખાય છે.'' એમ કહેતો મન્મથરાય મંદ મંદ હસવા લાગ્યો.

'વારૂ, સર મન્મથરાય ! આજે તમે મારી આંખો વિશેષ ઉઘાડી છે. હવે તમે એક ક્ષણુ પણ અહીં ન રહો, એ જ તમારા તથા મારા માટે હિતાવહ છે.' એમ કહીને ઇંદિરા ઉભી થઇ. ખૂણામાં ટેબલ ઉપર નાની કેશબોક્સ પડી હતી. એ કેશબોક્સ ઉઘાડીને તેમાંથી એક કવર કાઢયું અને એ કવર મન્મથરાયની તરફ ફેંકતી તે બોલી : 'આજથી મહિના પહેલાં તમે ઇન્સ્યોર્ડ રજીસ્ટર કવર દ્વારા

પાંચસો રૂપીયાની જે નોટો મોકલી હતી તે એ જ કવરમાં મેં રાખી મૂકી છે. તમે સંભાળી લ્યો.'

મન્મથરાય તેની સામે જોઇ રહ્યો: 'શું તેં એમાંથી કશું ખર્ચ કર્યું નથી ? ત્યારે તારો નિર્વાહ તું શી રીતે ચલાવે છે ?'

'તમારી એક પાઇનો પણ સ્પર્શ કરવો એ મારે માટે હું મહા પાપ સમાન સમજું છું. તમે આ મકાનનું એક મહિનાનું અગાઉથી ભાડું આપીને ગએલા, તેની મુદત પૂરી થયા બાદ મકાનમાલિકને કહીને મેં મારા નામ પર ચડાવી દીધું છે. તેનું ભાડું હું જ આપું છું., અને બધી વ્યવસ્થા હું મારા પદરમાંથી જ કરૂં છું.'

'તારી પાસે પૈસા છે ? જો ન હોય તો આ રકમ રાખ. પારકા પ્રદેશમાં તું આર્થિક મુંઝવણમાં મુકાય એ: તારા પ્રેમી તરીકે મને ઠીક ન જ લાગે.'

'સર મન્મથરાય ! પ્રેમની વાત હવે ભૂલી જાઓ. ઉપકારની વાત પણ જવા દો. હું જાગીરદાર મનમોહનરાય દેસાઇની પુત્રી છું તે યાદ કરો. એ નોટો મારી રૂબરૂ ગણી જુઓ. તેમાંથી એક પણ નોટ ઓછી થઇ નથી તેની ખાતરી કરી જુઓ અને હવે બને તેટલા વહેલા અહીંથી વિદાય થઇ જાઓ.'

'જ્યારે તારી એવી જ મરજી છે, તો પછી હવે વિતંડાવાદ કરવો નિરર્થક છે. મને તારા વચન ઉપર વિશ્વાસ હોઇ નોટો ગણી જોવાની જરૂર નથી.' કવરને ગજવામાં મૂકતો તે ઉભો થયો અને પુન: બોલ્યો: 'હજી પણ હું તને કહું છું: મારો તારી ઉપર જેવો ને તેવો પ્રેમ છે. ભવિષ્યમાં જો તું કોઇ વખત મુંઝવણમાં આવી પડે, કોઇ આપત્તિમાં સપડાય તો મને ખબર આપજે. હું તને જરૂર મદદ કરીશ.'

'માફ કરો, સર મન્મથરાય ! જ્યારે તમારી મદદ મેળવવાનો પ્રસંગ મારે માટે ઉભો થશે તે સમયે હું યમરાજના આશ્રયને જ મારે માટે વધુ ઉપકારક સમજીશ.' એટલું બોલી તે એક બારી પાસે જઇ મન્મથરાયની તરફ પીઠ કરીને ઉભી રહી. મન્મથરાય

કશું પણ બોલ્યા વગર ચાલ્યો ગયો. થોડી વારે મોટરનો અવાજ સંભળાયો અને મન્મથરાય તથા તેના નોકરને લઇને પસાર થએલી મોટર ઇન્દિરાની દૃષ્ટિએ પડી.

અરૂણા અંદર આવી અને બોલી: 'સાહેબ આવ્યા તેવા જ કેમ ચાલ્યા ગયા ?'

'દેશમાં જરૂરી કામ હોઇ, તેમનાથી અહીં રોકાઇ શકાય તેમ ન હતું. વારૂ જો, બેબી જાગી છે. તું તેને લઇને બહાર આંગણામાં થોડી વાર ફર.'

'વાહ ! કેવી હસમુખી છે ને ! આટલી નાની છે તો પણ કેવી મરક મરક હસે છે ?' એમ બોલતી બેબીને ઉપાડી અરૂણા બહાર ગઇ.

ઇન્દિરાએ ઓરડાનું બારણું બંધ કરી દીધું અને ઢોલીયામાં પડી ઓશીકામાં મ્હોં છુપાવીને તે સ્ફુંદત સ્ફુંદત રડવા લાગી.

એક વાર તે કેટલી સુખી હતી ? પોતે જાગીરદારની પુત્રી, કપિલરાય જેવો માયાળુ સ્વભાવનો પ્રેમાળ પતિ, આંખને ઠારે તેવાં ત્રણ બાળકો, જે જોઇએ તે બધું તેને પ્રાપ્ત થયું હતું. પરંતુ કોઇ અમંગળ ઘડીએ તેના પતનની શરૂઆત થઇ, અને અત્યારે તે જગતની દૃષ્ટિએ કલંકિની ઠરી ચૂકી. કપિલરાયને માટે સાચી યા ખોટી શંકા લાવીને તેનો તેણે ત્યાગ કર્યો અને એક અધમ, અનાચારી, વિષયપિપાસુ તથા મીઠી મીઠી વાતો કરી, ઉંદરની માફક ફોલી ખાનાર મન્મથરાયનો તેણે સંગ કર્યો. તેનું પરિણામ જે આવવું ઘટે તે જ આવ્યું.

અત્યારે ઇન્દિરાના પશ્ચાત્તાપનો પાર ન હતો. હવે તેણે શું કરવું ? નાની બેબીને ક્યાં રાખવી ? પોતાનો નિર્વાહ કેવી રીતે ચલાવવો ? એ બધા વિચારો તેના મગજમાં એક પછી એક ઉદ્દભવવા લાગ્યા.

તે જ્યારે ઇન્દિરાભવનનો ત્યાગ કરીને નિકળી હતી તે વખતે કપિલરાયે તેને માટે કરાવેલો એક પણ દાગીનો પોતાની સાથે લાવી ન હતી. માત્ર તેની માતા તરફથી મળેલા અને તેના પિતાએ જે

થોડા ઘણા દાગીના કરાવેલા એ જ તેની પાસે હતા. મન્મથરાય અહીંથી ગયા બાદ એ દાગીના વેચી નાંખવાની તેણે શરૂઆત કરી હતી અને તેની સહાયથી જ તે પોતાનો નિર્વાહ ચલાવતી હતી. લગભગ એક–દોઢ વર્ષ પર્યંત તો કશો વાંધો આવે તેમ ન હતું. પરંતુ પછી શું કરવું ?

અત્યારે તેના દિલમાં કપિલરાય અને પોતાનાં ત્રણ બાળકોની યાદ તાજી થઇ. પરંતુ હવે ઇન્દિરાભવનમાં તેને માટે સ્થાન રહ્યું ન હતું. અંતઃકરણપૂર્વકનો પશ્ચાત્તાપ એ ગમે તેવા ભયંકર પાપનું પણ પ્રાયશ્ચિત્ત છે એમ તે સમજતી હતી. છતાં પણ તેનો સમાજ કિંવા તેનો પતિ હવે તેને સ્વીકારે અને તે તેનું પૂર્વ-સ્થાન પ્રાપ્ત કરી શકે એવી તેના મનમાં લેશ પણ આશા રહી ન હતી.

ત્યારે શું તેણે આત્મહત્યા કરવી? એ વિચાર આવતાંની સાથે જ તેનું આખુંય અંગ કંપી ઉઠ્યું. નહિ, એક પાપ કર્યા પછી આત્મહત્યા જેવું ભયંકર પાપ કરવાને તે તૈયાર ન હતી.

તેને વિચાર આવ્યો: 'એમ શા માટે કરવું? બેબી છ મહિનાની થાય એટલે તેને કોઇ નિરાશ્રિત આશ્રમમાં મૂકી દઉં અને હું કોઇ સારા સજ્જન કુટુંબમાં શિક્ષિકા તરીકેનું સ્થાન મેળવી લઉં તો પછી મારા અને બેબીના નિર્વાહની ચિંતા નહિ રહે. એ રીતે જ મારે હવે મારૂં ભાવી જીવન પૂરૂં કરવું જોઇએ. એ સિવાય બીજો કોઇ પણ માર્ગ મારે માટે રહ્યો નથી.

તે ઉભી થઇને આમતેમ આંટા મારવા લાગી. હવે તેનું મન કંઇક સ્વસ્થ બન્યું હોય એમ લાગ્યું. તે બારી પાસે જઇને ઉભી રહી અને આકાશ તરફ દૃષ્ટિ કરતી બોલી: 'હે પ્રભુ! મેં મહા પાપ કર્યું છે. મારા પાપની તું મને ક્ષમા આપજે. કપિલરાય પણ મને ક્ષમા આપે એવું તું તેમના દિલમાં સ્ફુરણ કરજે અને નમાયાં બનેલાં મારાં બાળકોને સંભાળજે. હું તો હવે છતા ધણીએ વૈધવ્ય-જીવન ગાળીને જ મારા પાપનું પ્રાયશ્ચિત્ત કરીશ.'

# પ્રકરણ ૨૯મું

## એકાકી અવસ્થા

મન્મથરાય અહીં આવીને ચાલ્યો ગયો તેને ત્રણ મહિના પસાર થઇ ગયા હતા. ઇન્દિરા હજી એ જ ગામમાં અને એ જ મકાનમાં રહેતી હતી. પ્રથમ કરતાં તેની તબિયત હવે સુધારા ઉપર હતી. જો કે જોઇએ તેવી શક્તિ પ્રાપ્ત થઇ ન હતી.

એક દિવસે બપોરે તે ભોજન કરીને સુતી હતી તે વખતે અરૂણાએ તેની પાસે આવીને કહ્યું: 'બાઇસાહેબ! તમને મળવાને માટે એક ગૃહસ્થ આવ્યા છે. તે ગુજરાતી ગૃહસ્થ જેવા લાગે છે.'

'ગુજરાતના છે!' ઇન્દિરાને આશ્ચર્ય થયું: 'વારૂ જા, તેમને પૂછી આવ. તેમનું નામ શું અને તે કયાંના વતની છે?'

અરૂણા ગઇ અને તુરત જ પાછી આવી. તેની પાછળ પેલા ગુજરાતી ગૃહસ્થ પણ આ ખંડમાં આવ્યા. તેમને જોઇને ઇન્દિરા એકદમ ઉભી થઇ ગઇ, અને બોલી: 'કોણ? કાકાસાહેબ!'

અરૂણા આ ગૃહસ્થને અહીં પહોંચાડીને બહાર ચાલી ગઇ હતી. રણજીતરાયે દ્વાર ખાલી બંધ કર્યું અને તે બોલ્યો: 'હા બેન! તને મળવાને માટે આવ્યો છું.'

'હું અહીં છું એવું તમે શી રીતે જાણ્યું?'

'સર મન્મથરાયને હું મળ્યો હતો. તેના વર્તન ઉપરથી એવું અમારા જાણવામાં આવ્યું હતું કે તમારી વચ્ચે તૂટ પડી ગઇ છે અને તું એકલી બની ગઈ છે. એથી તેને મળી તેની પાસેથી મેં તારૂં શિરનામું મેળવ્યું અને હું તારી પાસે આવ્યો.'

'પરંતુ મારા જેવી એક કુલકલંકિનીને મળવા આવવાનું તમે પસંદ કર્યું એ જોઇને મને આશ્ચર્ય થાય છે.'

'એમાં આશ્ચર્ય પામવા જેવું કશું નથી. તેં તારા પતિના અને પિતાના કુળને કલંક લગાડયું છે, એ વાત સાચી છે. તથાપિ તું જાગીરદાર મનમોહનરાય દેસાઇની પુત્રી છે, મારી ભત્રિજી છે. એટલે અત્યારે તારી નિઃસહાય અને એકાકી અવસ્થામાં તારી સંભાળ લેવી એ મારી ફરજ છે.'

'આપે આપની એ ફરજ બજાવી. હવે આપ ચાલ્યા જાઓ, મને ભુલી જાઓ. હું મનમોહનરાય દેસાઇની પુત્રી તરીકે અને આપની ભત્રિજી તરીકે ગણાવાને માટે નાલાયક ઠરી ચૂકી છું. મેં મારૂં સૌભાગ્ય ગુમાવ્યું છે, મારૂં સર્વસ્વ ગુમાવ્યું છે. હવે તો હું આ પ્રકારની એકાકી અવસ્થામાં મારૂં આયુષ્ય પૂરૂં કરૂં એવી જ મારી ઇચ્છા છે.'

'બેન ઇન્દિરા ! તેં એક ભયંકર ભૂલ કરી છે એનો ઇન્કાર થઇ શકે તેમ નથી. તું એક અધમ માનવીના મોહપાશમાં સપડાઇ હતી, એ માનવી તારો ત્યાગ કરીને ચાલી નિકળ્યો. અત્યારે તો તેણે લગ્ન પણ કરી લીધાં છે !'

'શું તેણે લગ્ન કર્યું ?'

'હા, વિમળપ્રસાદ અમીનની પુત્રી સાથે.'

'ત્યારે તો તેણે અનસુયા સાથે લગ્ન કર્યું હશે.'

'ના, તેની બેન ચંદ્રકાન્તા સાથે.'

'પ્રભુ તેને સદ્‌બુદ્ધિ આપો અને ચંદ્રકાન્તાની દશા મારા જેવી ન થાઓ.'

'વારૂ, ઇન્દિરા ! મારા આગમનનો મુખ્ય હેતુ તારી અત્યારની અસહાય અવસ્થામાં તને મદદ કરવાનો છે.'

'મને કોઇ રીતે તમે મદદ કરી શકો તેમ નથી. આપણા સમાજમાં હવે મારૂં સ્થાન રહ્યું નથી તે હું સમજું છું. અને એ પણ હું સમજું છું કે તમે મને અપનાવો તથા સમાજમાં મારૂં

પૂર્વસ્થાન પ્રાપ્ત કરાવી શકો એમ પણ નથી. હવે જો આર્થિક મદદ કરવાની ઇચ્છાથી આપ આવ્યા હો તો તેની મને જરૂર નથી, મારી પાસે પૈસા છે.'

'શું એ અધમ માનવીના પૈસાથી તું તારો નિર્વાહ ચલાવી રહી છે?' રણજીતરાયના સ્વરમાં રોષ જણાયો.

'ના જી. તેણે મને મોકલાવેલી તમામ રકમ મેં તેને પાછી આપી દીધી છે. અત્યારે તો મારી પાસે જે કાંઇ દાગીના છે, તે વેચીને જ હું મારો નિર્વાહ ચલાવું છું.'

'કપિલરાય તો કહેતા હતા કે તું ઇન્દિરાભવનમાંથી કશું પણ લઇ ગઇ ન હતી.'

'હા, એ બરાબર છે. તેમણે જે દાગીનાં મારે માટે કરાવેલા તે બધા હું ત્યાંજ મૂકીને ચાલી નિકળી હતી. માત્ર મારી માતાના તેમજ મારા પિતાએ મને આપેલા થોડા દાગીના મારી પાસે હતા તેનો હું ઉપયોગ કરૂં છું. પરંતુ તમે તેમને મળ્યા હતા?'

'મળવું જ જોઇએ ને! મારી ભત્રિજી–મારા ભાઇની પુત્રી તેના પતિના કશા પણ દોષ વગર તેનો ત્યાગ કરીને ચાલી જાય, તેના કુળને કલંક લગાડતી જાય, તે વખતે તેને રૂબરૂ મળીને આશ્વાસન આપવા જેટલી લાગણી મારે દર્શાવવી જોઇએ ને!'

'કાકાસાહેબ! અહીં તમારી કાંઇક ગેરસમજ થાય છે. હું મારા પતિને પૂરા પ્રેમથી ચાહતી હતી. તેમને માટે પ્રાણ પાથરવાને તૈયાર હતી. પરંતુ મારી વફાદારીનો બદલો તેમણે પત્નીદ્રોહમાં આપ્યો. તે છૂપી રીતે મોહનપુરના રાવબહાદુર હરિપ્રસાદની પુત્રી હેમલતાની સાથે પ્રેમગોષ્ટી કરતા હતા. મેં મારી નજરોનજર એ બે જણાંને રાવબહાદુરના મકાનના કમ્પાઉંડમાં દરવાજાની પાસે પ્રેમોપચારમાં મસ્ત બનેલાં જોયાં હતાં.'

'ઇંદિરા! ભાનભૂલી ઇંદિરા! એ કેવળ તારો દષ્ટિભ્રમ હતો. કપિલરાય છેવટ સુધી તારા તરફ પૂરેપૂરો વફાદાર હતો. તેણે પોતાની

વસ્તુસ્થિતિ મારી પાસે સ્પષ્ટ કરી હતી. એ ઉપરથી મારી ખાતરી થઇ ચૂકી છે કે એ બે જણાંની મુલાકાત કોઇ જુદા જ કારણસર થતી હતી, અને તેઓ એ સ્થળે પ્રેમગોષ્ટીને માટે નહિ, પરંતુ એક જુદા જ કારણસર ઉભાં હતાં. '

' પરંતુ મેં તેમને બેઉને જોડાજોડ ઉભેલાં જોયાં હતાં, તે શું ખોટું ? ' ઇંદિરા આગ્રહપૂર્વક બોલી.

' એ વાત સાચી છે. તેઓ ત્યાં ઉભાં હતાં. ખરાં, પરંતુ તે દિવસે રાવબહાદુર મુનશીજી જગતપ્રસાદને ત્યાં પાર્ટીમાં ગયા હતા, તેમની તેઓ રાહ જોતાં હતાં. કારણ કે બંગલાની અંદર હેમલતાનો ભાઇ સૂર્યકાન્ત તેની માતાને મળવા માટે આવ્યો હતો. સૂર્યકાન્ત ઉપર ખૂનનો આરોપ છે, અને એ કારણસર વરસો થયાં તે ગૃહત્યાગી બન્યો છે. તે દિવસે તેની માતાને મળવા માટે આવ્યો હતો. ઘણાં વરસો પછી મળેલાં માતા–પુત્રને એકાંતની જરૂર હતી. જો રાવબહાદુર મુનશી અચાનક આવી ચડે, પોતાના પુત્રને પોતાના મકાનમાં જુએ તો કશો પણ વિચાર કર્યા વગર વિનાવિલંબે પોલીસને સુપ્રત કરી દે. એમ બનવા ન પામે એટલા ખાતર કપિલરાય અને હેમલતા કમ્પાઉન્ડમાં રહીને બહાર નજર રાખી રહ્યાં હતાં. અને કપિલરાયે મને કહ્યું હતું કે એ કારણને લીધે જ તે તારી સાથે જગતપ્રસાદને ત્યાં પાર્ટીમાં આવી શક્યો ન હતો. '

' પરંતુ મારા પતિ તથા હેમલતા અનેક વાર એકાંતમાં મળતાં હતાં. ઇંદિરાભવનના બગીચામાં પણ મેં તેમને એકલાં મળતાં જોયાં હતાં. '

' તેનું કારણ પણ સૂર્યકાન્ત જ છે. કપિલરાયે તેને દોષમુક્ત કરવાનું વચન આપ્યું હતું, એ માટેની તેની તપાસ ચાલૂ હતી, અને તેને અંગે હેમલતા અવારનવાર તેને મળતી હતી. તેમની

વચ્ચે કોઇ પણ પ્રકારનો પ્રેમપ્રસંગ હતો જ નહિ. કપિલરાયનો પ્રેમ તો કેવળ એક તારી ઉપર જ હતો.'

'વારૂ. હવે આપણે એ વાતને જવા દઇએ.' ઇન્દિરા બોલી.

'હા, હું પણ એ વિષયને ઉખેળવા નથી આવ્યો. ભવિષ્યમાં તને તારા નિર્વાહને માટે ચિંતા ન કરવી પડે એ જ મારી ઇચ્છા છે. એ માટે અત્યારે હું તને બસો રૂપીઆ આપું છું અને સેન્ટ્રલ બેંકમાં તારા નામ પર દર વરસે બારસો રૂપીઆ હું જમા કરાવીશ. તેમાંથી દર ત્રણ મહિને તું ત્રણસો રૂપીઆ ઉપાડી શકે એવી વ્યવસ્થા કરીશું. એટલી રકમ તો હું માનું છું કે સ્વસ્થતાથી સુખપૂર્ણ સ્થિતિમાં રહેવાને માટે તને પૂરતી થઇ પડશે.'

'કાકાસાહેબ ! હવે હું તમારી કોઇ પણ પ્રકારની મદદની અધિકારિણી રહી નથી. હું ઇચ્છું છું કે તમે મને ભૂલી જાઓ. દેસાઇજીના કુટુંબમાં ઇન્દિરા જેવી કોઇ છોકરી જન્મી ન હતી એમ જ માની લો.'

'ગાંડી રે ગાંડી ! માનવી માત્ર ભૂલને પાત્ર છે. તેં એક ભયંકર ભૂલ કરી છે, તેની કોઇથી ના કહી શકાય તેમ નથી. એ ભૂલ ભલે અક્ષમ્ય હોય, ન ભૂંસી શકાય તેવી હોય, છતાં પણ દેસાઇજીનું ફરજંદ નિરાધાર અવસ્થામાં આવી પડે એ અમારાથી કેવી રીતે સહન થઇ શકે ? તું કશી પણ દલીલ કરીશ નહિ. મેં દૃઢ નિશ્ચય કર્યો છે. વારૂ, હું જાઉં છું. બેંકમાં પૈસા ભરીને તું એ રકમ ઉપાડી શકે એ રીતે હું બધી વ્યવસ્થા કરીશ. તારા ઉપર બેંકનું ફોર્મ આવે એમાં તું નમૂનાને માટે તારી સહી કરીને મોકલી આપજે.'

રણજીતરાય ઉભો થયો. ઓરડામાંથી બહાર નિકળ્યો. ઈંદિરા તેના કાકાની પાછળ આભારદૃષ્ટિથી જોઇ રહી. તે એકાકી બની ગઇ, અને હવે તો તેને સદાને માટે આ એકાકી અવસ્થામાં જ તેનું સમગ્ર જીવન પૂરૂં કરવાનું રહ્યું.

## પ્રકરણ ૩૦મું

### રેલ્વે અકસ્માત

બીજા ત્રણ ચાર મહિના પસાર થઇ ગયા. હવે ઇંદિરાને અહીં રહેવું ગમતું ન હતું. તેના કાકા રણજીતરાયે તેના નિર્વાહને માટે બરાબર વ્યવસ્થા કરી દીધી હતી, એટલે કમાવાની તેને કશી ચિંતા ન હતી. પરંતુ કાયમને માટે આવી નિષ્ક્રિય સ્થિતિમાં રહેવાથી તેને કંટાળો આવતો હતો. તેણે અહીંથી કોઇ મોટા શહેરમાં જવાનો વિચાર કર્યો. ત્યાં જઇ બેબીની યોગ્ય વ્યવસ્થા કરી દઇ, પોતે કોઇ સારા કુટુંબમાં નોકરી મેળવી લેવી એવો તેનો ઇરાદો હતો. પરંતુ ઇન્દિરા દેસાઇના નામથી નોકરી કરવાનું તેને યોગ્ય લાગતું ન હતું અને તેથી હવેથી પોતે ઇન્દિરાને બદલે વિદ્યાગૌરીના નામથી ઓળખાવાનો નિશ્ચય કર્યો. પોતાની પાસે જે કાંઇ કાગળ પત્રો હતા તે તમામ બાળી નાંખ્યા. પોતાનાં કપડાંલતાં પેક કરવાનું અરૂણાને સૂચવ્યું. અરૂણાએ તેનાં વસ્ત્રો વગેરે બેગમાં ભરી દીધાં. વધારાનો જે સામાન હતો, તે વેચી નાંખ્યો. અને વિદ્યાગૌરી બનેલી ઇન્દિરા અલ્હાબાદ જવા માટે અહીંથી રવાના થવાને તૈયાર થઇ.

અરૂણાનાં થોડા દિવસમાં જ લગ્ન થનાર હોઇ, તે ઇન્દિરાની સાથે જઇ શકે તેમ ન હતી. એટલે ઇન્દિરાએ અહીંથી બેબીને લઇને એકલાં જ જવાનું નક્કી કર્યું. અલ્હાબાદ પહોંચ્યા પછી ત્યાંથી એકાદી પરિચારિકા શોધી લેવાનો તેનો વિચાર હતો, અને બેબીને કોઇ આશ્રમમાં રાખી લીધા પછી પોતાને અન્ય સ્થળે નોકરી કરવાની હોઇ, પછી તો તેને કોઇ નોકરની જરૂર પડે તેમ ન હતી.

તે ટ્રેનમાં રવાના થઇ. એક પછી એક સ્ટેશન પસાર કરતી આગળ વધવા લાગી. પરંતુ તે અલ્હાબાદ પહોંચી શકી નહિ.

કારણ કે અલ્હાબાદનું સ્ટેશન ચારેક માઇલ દૂર રહ્યું હશે ત્યાં જ ઇન્દિરાના ડબાને એકાએક સખ્ત આંચકો લાગ્યો.

જમીન પોચી થઇ ગઇ હોય અથવા તો કોઇએ અગાઉથી રેલ્વેના પાટાને સખળડખળ બનાવી દીધા હોય, ગમે તે કારણ હોય, પરંતુ એ સ્થળે આવતાં એંજીન લથડયું, રેલ્વેની સડકની એક બાજુએ જોરથી ગબડી પડયું, તેની પાછળ બીજા ડબાઓ ખેંચાયા. તેમની પણ એ જ દશા થઇ અને ડબાની અંદર બેઠેલા પ્રવાસીઓની ચીસાચીસ સંભળાવા લાગી ! કોઇ કોઇને મદદ કરી શકે તેમ ન હતું. કેટલાક પ્રવાસીઓ તો તત્કાળ મૃત્યુને વશ બની ગયા. કેટલાક સખત ઘાયલ થયા. માત્ર ગણ્યાંગાંઠયાં પ્રવાસીઓ જ સહેજસાજ ઇજા પામીને બચી જવા પામ્યાં.

ઇન્દિરા તથા તેની બેબી એક બાજુએ પડયાં હતાં. બેબીના શરીર પર કોઇ પ્રવાસીની મોટી બેગ પડવાને કારણે તેનો તો તત્કાળ અંત આવી ગયો હતો. ઇન્દિરાના ડાબે પગે ઇજા થઇ હતી. તેના ચહેરાનો કેટલોક ભાગ છુંદાઇ ગયો હતો. તે બેભાન બની ગઇ હતી.

થોડી વારમાં જ અલ્હાબાદથી રેલ્વેના ઓફીસરો, ડોકટરો અને બીજા માણસો આવી પહોંચ્યા. રેડક્રોસ સોસાયટીવાળા પણ રેલ્વે અકસ્માતથી ઇજા પામેલા પ્રવાસીઓને જોઇતી મદદ આપવાને માટે એમ્બ્યુલન્સ ગાડીઓ અને સ્ટ્રેચરોની સાથે આવી પહોંચ્યા.

એ લોકો ડબા તળે દબાયેલા પ્રવાસીઓને બહાર કાઢવા લાગ્યા. ડાકટરો તેમની તપાસ કરવા લાગ્યા. જે મૃત્યુ પામ્યા હતા, તેમને તો દફનાવવા કે જલાવવા સિવાય બીજું કશું કરવાનું ન હતું. પરંતુ જેઓ ઇજા પામ્યા હતા, તેમને તાત્કાલિક સારવાર કરીને, વધુ સારવારને માટે હોસ્પીટલમાં મોકલવા માંડયા.

જ્યાં ઇન્દિરાનો બેભાન દેહ પડયો હતો, ત્યાં એક ડોકટર આવ્યો. તેને થએલી ઇજા જોતાં આ બાઇ હવે વધુ સમય કાઢી શકશે નહિ એવી ખાતરી થવાથી તેના દેહની પાછળથી વ્યવસ્થા કરવાનું રાખીને

જે પ્રવાસીઓને થોડી ઇજા થવા પામી હોય તેમની તપાસને માટે તે આગળ ચાલ્યો. બે–ત્રણ મીનીટ પછી રેડક્રોસ સોસાયટીની અંગિભૂત એક નર્સ ઇન્દિરા જે સ્થળે પડી હતી ત્યાં આગળ થઇને પસાર થઇ. સ્વાભાવિક રીતે જ જમીન પર પડેલી યુવતીના દેહ તરફ તેની દૃષ્ટિ ગઇ. તેનો દેખાવ જોતાં કોઇને પણ કમકમાટી છૂટે તેવું હતું. તેનો ચહેરો બિલકુલ બેડોળ બની ગયો હતો. એ બાઇ મરણ પામી હશે એમ સમજીને નર્સ આગળ વધતી હતી, ત્યાં તેણે એ બાઇનાં નેત્રો ઉઘડેલાં જોયાં. એટલે નર્સ તેની પાસે જઇને જમીન પર બેસી ગઇ અને બોલી : 'બેન ! કેમ છે તમને ?'

'મારૂં ગળું સુકાય છે. પેટમાં દાહ થાય છે. મને થોડું પાણી પાશો ?'

'હા, લ્યો લાવી આપું.' નર્સ તત્કાળ ઉભી થઇ. થોડે દૂર પાણીનું સાધન હતું, ત્યાં જઇને પવાલામાં પાણી લઈ આવી. તેણે ધીમે ધીમે જમીન પર પડેલી આ બાઇના મુખમાં પાણી રેડ્યું.

ઇન્દિરા સહેજ સ્વસ્થ બની અને બીજી બાજુએ તેણે નજર ફેરવીને જોયું તો તેની બેબી તદ્દન ચેપાઇ ગયેલી હાલતમાં પડેલી દેખાઇ. તેણે એક દીર્ઘ નિઃશ્વાસ મૂકયો : 'હાશ !' તેના અંતરે ઉદ્ગાર કર્યો.

'આ છોકરી તમારી છે ?' નર્સે પૂછ્યું.

'હા, પ્રભુએ તેને વહેલી લઇ લીધી, અને મને લાગે છે કે હું પણ આ જગતમાં થોડા સમયની જ મહેમાન છું.'

'તમારી સ્થિતિ ગંભીર લાગે છે. પરંતુ તમે શુદ્ધિમાં છો તે દરમ્યાન તમારાં સગાંસંબંધીઓને તમારે કાંઇ કહેવડાવવું છે ? મને તેમનું શિરનામું આપો તો તમારો સંદેશો પહોંચાડીશ.'

'પરોપકારી બેન ! એક કામ કરશો ? મારાથી હાલીચાલી શકાય તેમ નથી. પરંતુ મારા હાથને કશી ઇજા થઇ નથી અને મારૂં મગજ પણ ચોકખું છે. એટલે જો તમે તમારા હાથમાં કાગળ

ધરી રાખો અને મને પેન આપો તો હું મારે હાથે જ સંદેશો લખી આપું.'

'બહુ સારૂ.' નર્સની પાસે એક બેગ હતી. તેમાં તેની નોંધપોથી તથા થોડા કાગળો હતા. એમાંથી એક કાગળ નોંધપોથીની ઉપર રાખીને તેણે પોતાના હાથમાં પકડી રાખ્યો, ઇન્દિરાને પોતાની ફાઉન્ટનપેન આપી. ઇન્દિરાએ તેના કાકા રણજીતરાયનું નામ લખી દેવગામનું શિરનામું નીચે લખ્યું અને પછી ધ્રૂજતા હાથે લખવા માંડયું :

'મુરબ્બી કાકાશ્રી,

'હું તો હવે જાઉં છું. રેલ્વે અકસ્માતમાં મને થએલી ગંભીર ઇજામાંથી હું બચી શકું તેમ નથી. પરંતુ આ જગતમાંથી વિદાય લેતા પહેલાં તમારી અભાગિની ભત્રિજી તમારી પાસે એક પ્રાર્થના કરે છે: મને મારાં પાપોની ક્ષમા કરજો. મેં પિતા અને પતિ બેઉનાં કુળને કલંકિત કર્યાં છે. એ કલંકિની તો હવે પોતાના કૃતકર્મનું ફળ ભોગવવાને માટે પરમ કૃપાળુ પરમાત્માના દરબારમાં જાય છે. તેના આત્માને શાંતિ મળે એવી પ્રાર્થના કરજો. અને એક બીજી વિનતિ: તમે શ્રીમાન કપિલરાયને મળજો, તેઓ પણ મને ક્ષમા આપે એવી મારી પ્રાર્થના તેમને જણાવજો, તેમને કહેજો કે મારાં બાળકો લાયક ઉમરનાં બને અને તેમની માતા કુળકલંકિની હતી એવું સમજતાં શીખે, એ વખતે તેમની પાસેથી પણ તેમની દુર્ભાગી માતાને માટે ક્ષમા મેળવે.'

લખતાં લખતાં તેને થાક લાગ્યો હતો. તેનું મગજ ખાલી પડતું જતું હોય એમ લાગતું હતું. હવે તે વધુ લખી નહિ શકે એમ તેને લાગ્યું, એટલે તેણે છેવટે લખ્યું:

'તમારી ક્ષમાભિલાષિની દુર્ભાગિની ઇન્દિરા મનમોહનરાય દેસાઇ.'

તે નર્સને તેની પેન આપતી બોલી: 'મારા મૃત્યુ પછી આ પત્ર મારા રણજીતરાય કાકાને પહોંચાડજો. પાણી! થોડું પાણી પાઓ.'

નર્સ એકદમ દોડતી પાણી લઇ આવી. પરંતુ ઇન્દિરા બેભાન બની ગઇ હતી. એટલે તે એક ડોકટરને બોલાવી લાવી; ડોકટરે તેની આંખો જોઇ, છાતી પર હાથ મૂકયો અને તે એકદમ ઉભો થઇ ગયો. અત્યારે તે ખૂબ ઉતાવળમાં હતો, અનેક જખમાએલાઓને તપાસવાના હતા, તેમને હોસ્પીટલમાં પહોંચાડવાના હતા. એટલે તે નર્સને ઉદ્દેશીને બોલ્યો: 'તમે મને નકામો અહીં લાવ્યા. આ બાઇ તો મરણ પામી છે.'

હવે નર્સને અહીં રોકાવાનું કશું કારણ ન હતું. તે બીજા જખમાએલાઓના સારવારમાં ઉપયોગી થવાને માટે ઉપડી ગઇ. અલ્હાબાદ પહોંચીને આ બાઇએ લખી આપેલો કાગળ તેના કાકા તરફ રવાના કરી દેવાનો નિશ્ચય તેણે કરી લીધો.

થોડી વાર પછી એક ડોકટર તથા તેની સાથે બે ચાર માણસો આ બાજુએ તપાસ કરતા ઇંદિરાના દેહ પાસે આવ્યા. ડોકટરે ઇન્દિરાના દેહની તપાસ કરી. નાડી હાથમાં આવતી ન હતી, પરંતુ ભુંગળી મૂકીને છાતી તપાસતાં હ્રદય અતિ મંદ ગતિથી ચાલતું દેખાયું. તેણે અમુક દવાઓ મેળવી તેનું મિશ્રણ ઇંદિરાના મુખમાં રેડયું. ઇંદિરાનું શરીર સહેજ ગરમાવો પામ્યું. પછી તેને સ્ટ્રેચરમાં ઉપાડી એમ્બ્યુલન્સ મોટરમાં મૂકીને અલ્હાબાદ હોસ્પીટલમાં લઇ જવામાં આવી.

ત્રણ દિવસ પછી જ્યારે તે શુદ્ધિમાં આવી ત્યારે તેને જણાયું કે પોતે એક હોસ્પીટલના દર્દીગૃહમાં ખાટલા ઉપર પડી હતી. તેના પગની સાથે પાટીયું રાખીને પાટો બાંધી દેવામાં આવ્યો હતો. મસ્તક અને મોઢાના ભાગ ઉપર પણ પાટો હતો. એક નર્સ તેના ખાટલાની નજીક ઉભી હતી. એ નર્સ પેલી પૂર્વપરિચિત નહિ પણ બીજી જ હતી. તેણે આ બાઇને શુદ્ધિમાં આવેલી જોઇને પૂછ્યું: 'બેન ! તમને કેમ છે હવે ?'

'મને ઠીક લાગે છે. પણ મારૂં માથું બહુ જ દુ:ખે છે.'

'લ્યો. આ ડોઝ પીઓ. માથું હમણાં જ ઉતરી જશે.' અને નર્સે તેને દવાનો ડોઝ આપ્યો.

દવા પાયા પછી તેણે કહ્યું: 'બેન! તમારૂં નામ શું?'

'વિદ્યાગૌરી.' ઈંદિરાએ કહ્યું. કારણ કે તે હવેથી પોતાને વિદ્યાગૌરી તરીકે ઓળખાવવા માગતી હોઇ, પોતાનું ખરૂં નામ અહીં ન જણાવવું એ જ તેને યોગ્ય લાગ્યું.

'તમારા પિતાનું નામ?'

'વિલોચનરાય!'

'તમારૂં વતન?'

'મુંબઇ.'

'તમારી ઉમર?'

'આશરે સતાવીશ વર્ષની.'

નર્સે એ બધી નોંધ કરી લીધી, અને તે નજીકમાં ખાટલા પર પડેલા બીજા દર્દીની સારવાર માટે ઉપડી ગઇ.

* * *

મોહનપુરમાં કપિલરાય તેની ઓફીસમાં બેઠો હતો. એક બે પત્રોના જવાબ લખવાના હતા. તેમ જ આવતી કાલની મુદ્દતવાળા કેસના કાગળો પણ જોઇ જવાના હતા. એ કાર્ય તે કરી રહ્યો હતો તે વખતે તેનો મુનિમ ડાહ્યાભાઇ 'અખબારે હિન્દ' નામનું મુંબઇનું એક દૈનિક વર્તમાન પત્ર લઇને તેની પાસે આવ્યો.

'કેમ ડાહ્યાભાઇ! શું છે?'

'કપિલભાઇ! 'અખબારે હિન્દ'માં અલ્હાબાદ પાસે થયેલા રેલ્વે અકસ્માતના સમાચાર પ્રગટ થયા છે. અને એ અકસ્માતમાં બની ગયેલી એક ઘટના તમારા દિલને આઘાત પહોંચાડે તેવી છે.'

'એવું શું છે?'

'તમે તમારા મનને મજબૂત બનાવો અને વાંચી જુઓ.'

તત્કાળ કપિલરાયે ડાહ્યાભાઇની પાસેથી 'અખબારે હિન્દ' લઇ અકસ્માતને લગતા સમાચાર વાંચવા માંડયા. તેમાં 'અખબારે હિન્દ'ના અલ્હાબાદના ખબરપત્રીએ જણાવ્યું હતું કે, આ રેલ્વે

અકસ્માત બન્યો તે વખતે રેડક્રોસ સોસાયટીના સભ્યો તે સ્થળે પહોંચી ગયા હતા. તેમાં એક નર્સ પણ હતી. એ નર્સ પાસેથી જાણવાને મળે છે કે મોહનપુરના જાગીરદાર મનમોહનરાય દેસાઇની દીકરી ઇન્દિરાગૌરી એ જ ટ્રેનમાં હતી. અને તે રેલ્વે અકસ્માતથી થએલી ગંભીર ઇજાને પરિણામે તે જ સ્થળે તત્કાળ મરણને શરણ પામી હતી.'

એથી વિશેષ કપિલરાય વાંચી ન શકયો. તેના હાથમાંથી 'અખબારે હિન્દ' ટેબલ પર પડી ગયું. તે શૂનકારની માફક સામી દીવાલ તરફ જોઇ રહ્યો. ડાહ્યાભાઇ તેને એ સ્થિતિમાં મૂકીને બહાર ચાલ્યો ગયો.

કપિલરાયને હવે કશું કામ કરવું સૂજ્યું નહિ. તે બહાર આવ્યો અને ડાહ્યાભાઇને ઉદ્દેશીને બોલ્યો : 'હું ઘેર જાઉં છું. જો કોઇ કામકાજને અંગે અહીં આવે તો તમે જ તેમને પતાવી લેજો.'

રણજીતરાય અમદાવાદમાં હતા. તેમણે પણ એ જ સમાચાર 'અખબારે હિન્દ'માં વાંચ્યા અને ત્રીજે દિવસે દેવગામથી તેમની પત્ની વનલીલાનો પત્ર આવ્યો. તેની સાથે પેલી નર્સે મોકલેલો ઇન્દિરાનો પત્ર પણ હતો. એ પત્ર તેમણે વાંચ્યો. છતાં વધારે ચોક્કસ કરવાને માટે તેમણે અલ્હાબાદમાં પોતાના એક મિત્ર હતા તેમની ઉપર વિગતવાર પત્ર લખ્યો અને આ વિષયમાં પુરેપૂરી તપાસ કરીને તે પોતાને જણાવે એવી તેમને વિનતિ કરી.

એક અઠવાડિયામાં એ મિત્રનો જવાબ પણ આવી ગયો. તે રેડક્રોસ સોસાયટીમાં જઈને ઇન્દિરાગૌરીની અકસ્માતને સ્થળે સારવાર કરનાર નર્સને મળ્યો હતો. પોતાને કાગળ લખી આપનાર બાઇનું મૃત્યુ થયાની વાત સાચી છે એમ તે નર્સે જણાવ્યું હતું. ત્યારબાદ એ મિત્રે જુદી જુદી હોસ્પીટલોની મુલાકાત પણ લીધી હતી. કોઇપણ હોસ્પીટલમાં ઇન્દિરાગૌરી મનમોહનરાય દેસાઇ નામની રેલ્વે અકસ્માતમાં જખમાએલી બાઇને દાખલ કરવામાં આવી ન હતી.

તેણે એ ઉપરાંત રેલ્વે સ્ટેશનના સત્તાવાળાઓને મળીને ઇન્દિરાગૌરી નામની બાઇના સામાન બાબત પણ તજબીજ કરી હતી. પરંતુ એ બાઇના નામના લેબલવાળી કોઇ પણ બેગ કે બિસ્ત્રો સ્ટેશન સત્તાવાળાઓના જોવામાં આવ્યાં ન હતાં. તેની આટલી તપાસ ઉપરથી ઇન્દિરાગૌરીના અવસાનના સમાચાર સાચા હોવાનું તેને લાગ્યું હતું, અને એ વિગતો તેણે રણજીતરાયને જણાવી.

હવે રણજીતરાયને ઇન્દિરાના અવસાનના વિષયમાં કશી શંકા લાવવાનું કારણ ન રહ્યું.

ઇન્દિરાગૌરી તો વિદ્યાગૌરી વિલોચનરાયના નામથી હોસ્પીટલમાં સારવાર પામતી હતી. લગભગ બે મહિના હોસ્પીટલમાં રોકાવું પડશે એવું તેની સારવારમાં રહેલી નર્સે તેને કહ્યું હતું. એક વાર તેણે નર્સ પાસે કોઇ ગુજરાતી છાપાં અહીં આવતાં હોય તો તેની માગણી કરી. હોસ્પીટલમાં તો નહિ, પરંતુ તેની બાજુમાં અલ્હાબાદમાં રહેનારા ગુજરાતીઓને માટે એક શ્રીમંત વેપારીએ ગુજરાતી પુસ્તકાલય રાખ્યું હતું ત્યાં ગુજરાતી વર્તમાનપત્રો આવતાં હતાં. ત્યાંથી એ નર્સ એક બે મુંબઇનાં દૈનિક અને બે ત્રણ અઠવાડિક છાપાં ઇન્દિરાને માટે લઇ આવી.

એ બધાં અખબારોમાં અલ્હાબાદ પાસે થએલા રેલ્વે અકસ્માતનું વર્ણન હતું, અને અમદાવાદની નજીકમાં આવેલા મોહનપુરના મરહુમ દેસાઇ મનમોહનરાયની પુત્રી ઇન્દિરાગૌરી એ અકસ્માતનો ભોગ બનીને મરણ પામેલી હોવાનું જણાવ્યું હતું.

એ સમાચાર વાંચતાંની સાથે જ ઇન્દિરાના દિલમાં એક નવીન વિચાર સ્ફુર્યો. આ સમાચારથી તેના મનને અપુર્વ આનંદ થયો હતો. પરંતુ તેણે પોતાના અંતરના ભાવને વદન ઉપર જણાવા ન દીધો. તે મનોગત વિચારવા લાગી:

'ઇન્દિરા તો જાણે હવે ગઇ. એનું નામોનિશાન આ જગત ઉપર ન રહ્યું. એક રીતે એ સારૂં થયું. મારા કાકાએ પણ આ

સમાચાર વાંચ્યા હશે. તે પણ ઇન્દિરા મરણ પામી છે એમ ભલે માનતા. હવે તેમને મારા નિર્વાહને માટે કશી વ્યવસ્થા કરવાની જરૂર નહિ રહે. હવે તો મારે વિદ્યાગૌરી વિલોચનરાય તરીકે જ જીવવાનું રહ્યું! પ્રભુ જે કરે છે તે સારૂં જ કરે છે. હું સશક્ત બનીને આ હોસ્પીટલમાંથી મુક્ત થયા પછી ગમે તે સ્થળે, ગમે તે પ્રકારની નોકરી કરીને પણ, જીવનનિર્વાહનું સાધન મેળવી લઇશ.'

આ રીતે જગતના સ્મૃતિપટ ઉપરથી ઇંદિરા ભુંસાઇ ગઇ અને વિદ્યાગૌરી રહી.

## પ્રકરણ ૩૧મું

## વીણા આવે છે

એક દિવસે બપોર પછી એક યુવતી દમામભેર ચાલતી ઇંદિરાભવન પાસે આવી પહોંચી. આ યુવતીનો દેખાવ આકર્ષક હતો. પોષાક દમામદાર હતો. તેના વદન ઉપર ગુમાન હતું. ચાલવાની છટા પણ ભભકભરી હતી. જાણે પોતાની છટાથી સામાને આંજી દેવા માગતી હોય, એવો તેના અંતરનો ભાવ તેના વદન ઉપર પ્રતીત થતો હતો.

વરંડા પર પડેલા બાંકડા ઉપર પહેરગીર બેઠો હતો. તેને આગંતુકે પ્રશ્ન કર્યો: 'જમના અહીં છે ને?'

'જમના! હો હો, જમના બહેનને! જાઓ, પેલા ત્રીજા ઓરડામાં બેઠાં હશે.'

અને દમામભેર ચાલતી એ યુવતી જે ઓરડામાં જમના બેઠી બેઠી ઉનનું સ્વેટર ગુંથતી હતી, તે ઓરડામાં દાખલ થઇ અને બોલી: 'કેમ જમના! તબિયત તો ખુશમિજાજમાં છે ને?'

જમનાએ ઉંચી દૃષ્ટિ કરી. ક્ષણભર તો તે ડઘાઇ જ ગઇ. પરંતુ પછી તે બોલી: 'કોણ, વીણા? તું અહીં કેમ આવી?'

હા, એ જમનાના કાકા રઘુનાથની દીકરી વીણા હતી. તેણે કહ્યું : 'મોહનપુર મારૂં ગામ નથી ? અને મને અહીં આવવાનો અધિકાર નથી ?'

'અધિકાર જરૂર છે, પણ તું એકલી કેમ ? પેલો સૂર્યકાન્ત ક્યાં છે ?'

'સૂર્યકાન્ત ! મારી જાણે બલારાત !'

'એટલે ! તું અહીંથી સૂર્યકાન્તની સાથે નાસી નહોતી ગઇ ? ગામના બધા લોકો તો એમ જ માને છે કે રઘુનાથ કાકાનું ખૂન થયું તે પછી તું સૂર્યકાન્તની સાથે ભાગી ગઇ હતી.'

'ગામના લોકો પડે કુવામાં. પરંતુ તુંય શું એવું માને છે ? શું એ બદમાશ સૂર્યકાન્તની સાથે-મારા બાપના ખૂનીની સાથે હું નાસી જાઉં ? તેં મને એટલી અધમ ધારી લીધી ?'

'વીણા ! જો એ વાત ખોટી હોય તો મારે તારી માફી માગવી જોઇએ. વારૂ, તું અત્યારે શું કરે છે ? સુખી તો છો ને ?'

'હું એક કુળવાન કુટુંબમાં શેઠાણીની વિશ્વાસુ પરિચારિકા તરીકેની નોકરી કરૂં છું. બાકી સુખદુઃખ તો સાથેનાં સાથે જ રહેલાં છે. એટલે કે મને પગાર પૂરતો મળે છે, ખાવાપીવાનું દુઃખ નથી. માત્ર શેઠાણીનો સ્વભાવ જરીક ઉગ્ર છે, એટલે દરેક વખતે ફફડતાં રહેવું પડે.'

'વારૂ વારૂ, જો તેં મારા ઉપર પત્ર લખ્યો હોત અને તારા સમાચાર આપ્યા હોત તો તારા સંબંધમાં ગામલોકોમાં જે ખોટી માન્યતા બંધાઇ ગઇ છે, તે બંધાવા ન પામત.'

વીણા મ્હોં મચકોડતી બોલી: 'ગામલોકો મારે માટે ગમે તે માને એની મને શી પરવા છે ? એ લોકો થોડાક જ મને કાંઇ ખોરાકીપોશાકી પૂરી પાડવાના હતા ?'

'હં પણ તારી શેઠાણીનું નામ શું ?'

'મારી શેઠાણીનું નામ વનલીલાબેન-દેવગામના જાગીરદાર રણજીતરાયનાં પત્ની. તે તેમની માતા લક્ષ્મીબેનને મળવાને માટે ગયાં છે અને ત્યાં બેચાર દિવસ રોકાવાનાં છે. એટલે મને થયું કે

ઘણા દિવસથી હું મોહનપુર આવી નથી ત્યારે બે ત્રણ દિવસ અહીં આવી જાઉં.'

'એ તેં બહુ સારૂં કર્યું.'

'વારૂ, મેં સાંભળ્યું છે કે તારા શેઠ કપિલરાયની વહુ ઇન્દિરા તો તેના પતિનો ત્યાગ કરીને ચાલી ગઈ હતી અને થોડા દિવસ પહેલાં જ અલ્હાબાદ પાસે થએલા રેલ્વેઅકસ્માતમાં તે મરણ પામી છે.'

'હા, એ વાત સાચી છે.' જમનાએ જણાવ્યું અને એ બોલતી વખતે પણ તેનાં નેત્રો અશ્રુજળથી ભરાઇ ગયાં.

વીણા બોલી : 'એમાં રડે છે શાની ? એવી સ્ત્રીઓ તો એ જ લાગની.'

જમના આંખો લૂછતી ગુસ્સાપૂર્વક બોલી : 'વીણા ! ઇંદિરા-બેનને માટે તું એક પણ શબ્દ ન ઉચ્ચારીશ.'

'લે મારી બાઇ ! એમાં મેં શું ખોટું કહ્યું ? છતાં તને માઠું લાગતું હોય તો હું નહિ બોલું. હવે છે કાંઇ ? પણ ત્યારે અહીં ઘરની દેખરેખ કોણ રાખે છે ?'

'બીજું વળી કોણ રાખે ? મોટીબેન.' જમનાએ જવાબ આપ્યો.

'મોટીબેન ! મને લાગે છે કે એ ગંગાબેનનો સ્વભાવ તો હજી જેવો ને તેવો જ હશે.'

'આગળ જેવો તો નહિ. પહેલાં કરતાં કાંઇક નરમ થયાં છે.'

'ના ના, હું એ ન માનું. પ્રાણ અને પ્રકૃતિ સાથે જ જાય.'

'છતાં પણ તારે એમનો ભય રાખવાનું કારણ નથી. ગઇ કાલે જ તે તેમના એક સગાને ત્યાં અમદાવાદ ગયાં છે. અને અઠ-વાડિયું ત્યાં રોકાવાનાં છે.'

'ત્યારે તો સારૂં. પણ હું અહીં તારી પાસે રોકાઉં એ તારા શેઠને ગમશે ખરૂં ?'

'કપિલભાઇ બહુ ભલા સ્વભાવના છે. એ બાબતની તું ચિંતા ન કરીશ. સુખેથી તું મારી પાસે રહેજે.'

તેઓ એ પ્રમાણે વાતો કરી રહી હતી એ વખતે વીજળી કાંઈક કામને માટે જમના પાસે આવી. વીણાને જોઈને પહેલી તો તે ચમકી, તેણે મ્હોં પણ મચકોડયું. પરંતુ વીણા સૂર્યકાન્તની સાથે નાશી ગઈ ન હતી, જે મકાનમાં તેના પિતાનું ખૂન થયેલું તે મકાનમાં રહેવાનું તેને ન ગમ્યું એટલે તે બહારગામ ચાલી ગઈ હતી અને અત્યારે જાગીરદાર રણજીતરાયની પત્ની વનલીલાની પાસે તે નોકરી કરે છે, એવું જમનાએ જણાવ્યું, એટલે વીજળી પણ કશા સંકોચ વગર વીણાની સાથે વાતો કરવા લાગી.

સાંજે કપિલરાય ઘેર આવ્યો. જમના તેની પાસે ગઈ. પોતાના કાકાની દીકરી વીણા અહીં આવેલી હોવાનું તેને જણાવ્યું. તે સૂર્યકાન્ત સાથે નાસી ગયાની વાત ખોટી હતી અને અત્યારે વનલીલાબાઈની પાસે નોકરી કરે છે એમ પણ કહ્યું અને પછી નમ્રભાવે બોલી: 'વીણા મોહનપુરમાં બે–ત્રણ દિવસ રોકાવાની છે. તે દરમ્યાન તે અહીં મારી પાસે રહે એમાં આપને કંઈ વાંધો તો નથી ને?'

'એમાં વાંધો શાનો? ખુશીથી રહે.' કપિલરાયે સંમતિ આપી.

રાત્રે ભોજન કર્યા પછી કપિલરાયે વીણાને પોતાની પાસે બોલાવી અને કહ્યું: 'આવ વીણા! અહીં બેસ. મને સાચું કહે, તારા પિતાનું ખૂન કોણે કર્યું હતું?'

આ પ્રશ્નથી પોતાને જાણે અત્યંત આશ્ચર્ય થયું હોય, એવા ભાવપૂર્વક તે કપિલરાયની સામે ક્ષણભર તાકી રહી. પછી તે બોલી: 'કોણે કેમ વળી? પેલા રાવબહાદુરના છોકરા સૂર્યકાન્તે જ તો. આખું ગામ એ જાણે છે.'

'તેં એ નજરે જોયું હતું?'

'ના, સાહેબ! જો મેં નજરે જોયું હોત તો હું એ જ વખતે છળીને મરી ગઈ હોત. પરંતુ હું જાણું છું કે સૂર્યકાન્તને મારા બાપની સાથે ઝઘડો થયો હતો. એટલે તેણે ગુસ્સાના આવેશમાં તેમની ઉપર પિસ્તોલ ચલાવી!'

'ગામના લોકોની માફક તારી પણ એ પ્રકારની માન્યતા બંધાઇ હોય એ સ્વાભાવિક છે. પરંતુ રઘુનાથનું ખૂન સૂર્યકાન્તે કર્યું હોય એમ હું નથી માનતો.'

'સૂર્યકાન્તે નહિ તો બીજા કોણે ખૂન કર્યું હશે? શું મેં ખૂન કર્યું છે એમ તમારૂં કહેવું છે?'

'નહિ. તું તારા બાપનું ખૂન કરે એમ તો હું માનું જ નહિ. પરંતુ એ વખતે તારો એક બીજો મિત્ર પણ ત્યાં હાજર હતો, અને તેનું નામ દિનકરરાય.'

વીણા જરીક વિચારમાં પડી ગઇ. તેના વદન ઉપર ભય છવાઇ રહ્યો. દિનકરરાય સાથેનો પોતાનો સંબંધ જાહેરની જાણમાં આવે એવી તેની ઇચ્છા ન હોવા છતાં પણ, એ વાત બહાર પડી ગએલી લાગી. જો અહીં બીજો કોઇ હોત તો દુનિયા ઉપર દિનકરરાય નામનો કોઇ માનવી અસ્તિત્વ ધરાવતો હોવાના સંબંધમાં પણ તે સ્પષ્ટ ઇન્કાર કરત. પરંતુ કપિલરાયને તે ઓળખતી હતી. તેની પાસે જૂઠી વાત ચાલી શકે તેમ નથી, એવું તે જાણતી હતી. એટલે તેણે જવાબ આપ્યો: 'હા, દિનકરરાય મારે ત્યાં કોઇ કોઇ વાર આવતો ખરો. પરંતુ તેણે ખૂન કર્યું નથી, એ બાબતમાં મારી ખાત્રી છે.'

'એ દિનકરરાય ક્યાંનો રહેવાસી છે?'

'એની તો મને ખબર નથી પરંતુ મને મળવાને માટે તે સામળપુરથી અહીં આવતો હતો.'

'તારા પિતાનું ખૂન થયું તે પછી તમે મળ્યાં છો ખરાં?'

'હા, અમે મુંબઇમાં મળ્યા હતાં.'

'અત્યારે તે ક્યાં હશે?'

'એની મને ખબર નથી. કારણ કે અમારી વચ્ચે કદી પણ પત્રવ્યવહારનો સંબંધ રહ્યો જ નથી.'

'વીણા! હું માનું છું કે તારા પિતાનું ખૂન સૂર્યકાન્તે નહિ પરંતુ એ દિનકરરાયે જ કરેલું છે!'

વીણા એકદમ ગર્જી: 'જૂઠું! તદ્દન જૂઠું! સાહેબ! આપ જૂઠું બોલો છો એમ હું નથી કહેતી. પરંતુ કોઈએ આપને આ વાત તદ્દન ખોટી જ કહી છે. દિનકરરાયે મારા બાપનું ખૂન કર્યું જ નથી.'

'તું એવું ખાતરીપૂર્વક શા ઉપરથી કહી શકે છે?'

'જે વખતે પિસ્તોલનો અવાજ મેં સાંભળ્યો તે વખતે હું તથા દિનકરરાય બંને સાથે જ બેઠાં હતાં. કહો, સાહેબ! તો પછી તેણે મારા બાપાનું ખૂન કર્યું હોય એમ હું કેવી રીતે માની શકું?'

કપિલરાય વિચારમાં પડી ગયો. વીણા સાચું કહેતી હશે? જો તે સાચું જ બોલતી હોય તો દિનકરરાયે રઘુનાથનું ખૂન કર્યું છે એમ કોઈ પણ રીતે માની શકાય નહિ. ત્યારે શું સૂર્યકાન્ત જૂઠું બોલતો હશે? અથવા તો–

તેણે પૂછ્યું: 'એ વખતે પેલો મોહન તથા લક્ષ્મણ પણ તમારા મકાનની નજીકમાં જ હતા. કદાચ એ બેમાંથી કોઈએ તારા પિતાનું ખૂન કર્યું હોય તો?'

'ના સાહેબ, ના. હું એક નહિ પણ એકસો ને એક વાર ભાર મૂકીને કહું છું કે મારા બાપનો ખૂની સૂર્યકાન્ત છે, સૂર્યકાન્ત છે ને સૂર્યકાન્ત જ છે.'

'તું એમ ચોક્કસપણે કેવી રીતે કહી શકે છે.'

'એનો મારી પાસે પૂરાવો છે. પરંતુ અત્યારે તે હું જાહેર કરવા ઇચ્છતી નથી. સમય આવે ત્યારે વાત.'

'વારૂ વારૂ, હવે તું જા. સમય બહુ થઈ ગયો છે, માટે સૂઈ જા.'

વીણા ગઈ. કપિલરાય એકલો પડ્યો. તે ઊંડા વિચારવમળમાં ગુંચાઈ ગયો. જે કોયડાને તે ઉકેલવા માગતો તો તે વધુ ને વધુ ગુંચવાતો જતો હતો. સૂર્યકાન્ત જૂઠું બોલે છે એમ માનવાને તે તૈયાર ન હતો, તેની સાથે વીણા આટલા આગ્રહપૂર્વક દિનકરરાયને નહિ, પરંતુ સૂર્યકાન્તને તેના પિતાનો ખૂની શા ઉપરથી માને છે એ પણ સમજાતું ન હતું.

# પ્રકરણ ૩૨મું

## અણધાર્યો અતિથિ

શીશીર ઋતુની શરૂઆત થઇ ચુકી હતી. હમણાં ત્રણ ચાર દિવસથી તો સખત ઠંડી પડતી હતી. ગઇ કાલે રાત્રે તો હિમ પણ પડયો હતો અને આજે આખો દિવસ ઠંડો પવન ફુંકાયો હતો.

રાત્રિના લગભગ આઠ વાગ્યા હતા. કપિલરાય વાળુ કરી, બારી-બારણાં બંધ રાખીને દિવાનખાનામાં બેઠો હતો. અત્યારે તે એકલો જ હતો અને એક અસીલના કેસની આવતી કાલે મુદત હતી, તેને લગતા કેટલાક દસ્તાવેજો વાંચીને સમજી લેવાના હતા તે વાંચતો હતો.

એ રીતે વાંચવામાં તે લીન બન્યો હતો તે વખતે કોઇએ આ દીવાનખાનાની પાછલા ભાગમાં પડતી કાચના બારણાવાળી બારી ઉપર ટકોરા કર્યા. એ અવાજ સાંભળતાં કપિલરાયે બારી તરફ જોયું તો એક માણસનો ઓળો તેની નજરે પડયો.

'અત્યારે આવી રીતે બારી પાસે આવીને કોણ ટકોરા કરતું હશે ?' તેના મનમાં વિચાર ઉદ્દભવ્યો. તે બારી પાસે ગયો. બહાર એક માનવી ઉભો હતો અને તે ઇશારત કરીને પોતાને અંદર લેવાનું સુચવતો હતો. કપિલરાયે બારી ઉઘાડી. તુરત જ બહાર ઉભેલો માણસ કૂદીને અંદર આવ્યો અને બોલ્યો: 'કપિલરાય ! મને છુપાવો. મારી પાછળ પોલીસ પડી છે. કદાચ તે અહીં આવી પહોંચશે.'

કપિલરાય તેને ઓળખી ગયો. વાચક પણ કદાચ તેને ઓળખી ગયા હશે. તે હેમલતાનો ભાઇ સૂર્યકાન્ત હતો. તેણે વેશપરિવર્તન કરેલું હતું. પરંતુ ઠંડી સામે રક્ષણ મેળવવાને માટે તેની પાસે ગરમ વસ્ત્રોનું સાધન ન હતું.

કપિલરાયે કહ્યું: 'તમે અહીં શા માટે આવ્યા ! જો પોલીસ તમારી પાછળ પડી હશે તો તે મોહનપુરમાં તો સૌથી પહેલી જ આવવાની.'

'એ હું સમજુ છું, પરંતુ બીજો કોઇ માર્ગ ન હતો. મારી પાસે પૈસા પણ નથી રહ્યા. અમદાવાદથી અહીં સુધી તો હું ચાલતો જ આવ્યો છું. અહીંથી નજીકના ગામમાં મારા જે મિત્રને ત્યાં હું ઉતરૂં છું, તેને ત્યાં હું પ્રથમ ગયો હતો. તે મકાનને તાળું મારી બહારગામ ચાલ્યો ગયો છે. એટલે ત્યાંથી નિકળીને હું મોહન-પુરમાં આવ્યો. અત્યારે મારી બેન પાસે જવું મને ઠીક ન લાગ્યું. એથી હું તમારી પાસે આવ્યો છું. આજ સવારે મેં અમદાવાદની એક હોટેલમાં ચહા અને ગાંઠીયાનો નાસ્તો કર્યો હતો, ત્યારપછી કશું પણ ખાધું નથી. ક્યાંથી ખાઉં? મારી પાસે ગજવામાં અત્યારે માત્ર બે પૈસા પડયા છે.'

'વારૂ, વારૂ, કાંઇ ચિંતા નહિ. હિમ્મત રાખો. મને તમારી બધી હકીકત જણાવો. પરંતુ રહો, હું પ્રથમ તમારે માટે કાંઇક ખાવાનું લઇ આવું.' કપિલરાય ઉઠયો. બારણું બહારથી બંધ કરીને રસોડા તરફ ગયો. ત્યાં કબાટમાં મીઠાઇ, ચેવડો, ગાંઠીયા વગેરે પડયું હતું, તેમાંથી એક મોટી રકાબી ભરીને લઇ આવ્યો.

તેણે કહ્યું: 'પહેલાં ખાઇ લ્યો. પછી આપણે વાતો કરીશું.'

સૂર્યકાન્ત ખૂબ ભૂખ્યો હતો. કપિલરાય લાવેલો એ બધુંય તેણે જઠરાગ્નિને સ્વાધીન કરી દીધું, જળપાન કર્યું અને પછી તેને પાન-સોપારીની રકાબી આપતાં કપિલરાયે કહ્યું: 'હવે તમારી આપવીતી જણાવો. પોલીસ કેવી રીતે તમારી પાછળ પડી છે અને તમારો પિછો લેવાનું તેને શું કારણ છે?'

'પેલા બદમાશ દિનકરરાયે પોલીસને મારી બાતમી આપીને મારો પિછો લેવરાવ્યો છે.'

'શું એ માણસ મુંબઇમાં છે?'

'હા. આજથી પંદર સતર દિવસ પહેલાંની વાત છે. વચ્ચે એક વાત કહી લઉં. મેં મારા મિત્ર સાથે જે ધંધો શરૂ કરેલો, તેમાં ખોટ આવવાને લીધે એક મહિના પહેલાં અમે ધંધો સંકેલી લીધો

હતો. હું બેકાર બની ગયો હતો, અને કોઇ નોકરીની શોધમાં હતો. એક દિવસ હું એપોલો બંદર પાસે એક ટેક્ષી ડ્રાઇવર સાથે વાત કરતો ઉભો હતો. એ ડ્રાઇવર મારો ઓળખીતો હતો. તે વખતે એક જોડું ટેક્ષી પાસે આવ્યું. એક યુવાન તથા યુવતી હતાં. મેં યુવાન સામે જોયું, તો એ જ રઘુનાથનો ખૂની દિનકરરાય ! તેણે પણ ક્ષણવાર મારી સામે જોયું. પરંતુ પછી તેણે નજર ફેરવી લીધી અને ટેક્ષી ડ્રાઇવરને કહ્યું: 'અમારે કેનેડી સી ફેઇસ પર જવું છે.'

'ચાલો સાહેબ !' ડ્રાઇવરે ટેક્ષીનું દ્વાર ઉઘાડયું. બંને જણાં અંદર બેસી ગયાં અને તેમને જાણ ન થવા પામે તે રીતે હું પણ ટેક્ષીની પાછળ કેરીયર પર ચોટી ગયો.

'નિર્દિષ્ટ સ્થળે મોટર આવીને ઉભી રહી. તેઓ અંદરથી બહાર નિકળે તે પહેલાં જ હું ફુટપાથ પર જઇને ઉભો રહ્યો. અહીં પણ તેણે મને જોયો અને તેનો ચહેરો ફિક્કો પડી ગયો. પરંતુ કશું પણ નહિ બોલતાં તે પેલી યુવતી સાથે એક મકાનમાં દાખલ થઇ ગયો.'

'શું એ તેનું મકાન હતું ?' કપિલરાયે પૂછ્યું.

'હું એ જ હકીકત તમને કહું છું. તેમના અંદર ગયા બાદ હું એક બાજુએ ઉભો રહ્યો. બીજા પણ કેટલાક માણસો અંદર જતા આવતા હતા. એક ને એક સ્થળે વધુ વખત ઉભા રહેવાથી કદાચ કોઇને શંકા આવશે એમ ધારીને મેં આમતેમ ફરવા માંડયું. છેવટે બે કલાક બાદ હું એ મકાન પાસે ગયો. નીચે એક ભૈયો બેઠો હતો. તેને મેં પૂછ્યું: 'દિનકરરાય શેઠ અહીં રહે છે ?'

'અહીં તો વરજીવનદાસ શેઠ રહે છે.' ભૈયાએ જવાબ આપ્યો.

'મેં ફરીથી પૂછ્યું: 'બે કલાક પહેલાં અહીં જે ગૃહસ્થ આવ્યા હતા તેમનું નામ તો દિનકરરાય છે ને ?'

'ભૈયાએ જવાબ આપ્યો: 'એ તો મને શી ખબર પડે ? અમારા શેઠ સાહેબને ઘણાં માણસો મળવાને આવે છે. હું કાંઇ

બધાંને થોડા ઓળખવા બેઠો છું! પણ તમે કોણુ છો? આવી પૂછપરછ કરવાની તમને શી જરૂર છે?'

'હવે મેં અહીં વધુ વખત રોકાવામાં સાર ન જોયો. જો કદાચ આ ભૈયાને મારે માટે કશી શંકા આવે અને તે તેના શેઠને જણાવે તો તેનો શેઠ પોલીસમાં જાહેર કરે. એથી તો ઉલટી ઉપાધિ આવી પડે. એમ વિચાર કરીને હું ત્યાંથી ચાલતો થઇ ગયો.'

'એ પછી તમારી અને દિનકરરાયની ફરીથી મુલાકાત થઇ હતી ખરી?' કપિલરાયે પૂછ્યું.

'હા. તેને આઠ દશ દિવસ પસાર થઇ ગયા હશે, ત્યારબાદ એક રાત્રે લેમીંગ્ટન રોડ ઉપર થઇને મારે પસાર થવું અને તેને સિનેમા થીએટરમાંથી બહાર નિકળવું. ત્યારે તે એકલો જ હતો. અમે બેઉ સામસામા થઇ ગયા અને મને જોઇને જાણે તે ખૂબ ગભરાયો હોય, તે પ્રમાણે એકદમ ચાલતો લોકસમૂહમાં ભળીને પસાર થઇ ગયો. મેં તેને શોધવાને ખૂબ ફાંફાં માર્યાં. પરંતુ તેનો કશો પત્તો ન લાગ્યો

'પરમ દિવસે સાંજે હું કાલબાદેવી રોડ પર થઇને ભૂલેશ્વર તરફ જતો હતો. તે વખતે મેં તેને શરાફ બજારમાંથી આવતો જોયો. હું તેને જોઇને સ્થંભી ગયો. તે પણ ક્ષણુવાર તો સ્થંભી ગયો. પરંતુ પછી મારી નજીક આવીને બોલ્યો: 'એય! તું કોણુ છે? અને મારી ઉપર જાસુસી કેમ કરી રહ્યો છે?' 'મેં પૂછ્યું: 'તમે જ મીસ્તર દિનકરરાય છો, ખરૂં ને? અગાઉ તમે મોહનપુરમાં આવતા હતા.'

'શું બોલ્યો! બદમાશ! ઉભો રહે, હમણાં જ પોલીસમાં જાહેર કરીને તને પકડાવી દઉં!'

'મને પણુ તેની ધૃષ્ટતા ઉપર ગુસ્સો ચડયો અને મેં કહ્યુ: 'એવો મેં કયો ગુન્હો કર્યો છે કે પોલીસ મને પકડવાની છે?'

'તેણે જવાબ આપ્યો: 'મારી ઉપર જાસુસી કરવાને માટે પોલીસ તને પકડવાની નથી, પરંતુ તારો ગુન્હો એવો છે કે પોલીસ તને માત્ર ગિરફતાર કરીને જ બેસી રહેશે નહિ, તે તને ફાંસીને માંચડે ચડાવશે, સમજ્યો ને?'

'એમ કહી તેણે એક માણસને ઈશારત કરીને બોલાવ્યો. હું તેની પાસેથી છટક્યો. થોડે દૂર જઇને મેં પાછળ નજર કરી તો એ જ માણસ મારે પગલે પગલે મારી પાછળ આવતો હોય એમ મને લાગ્યું. હું આ ગલીમાં ગયો, પેલી ગલીમાં ગયો, આ રસ્તેથી નિકળ્યો અને બીજા રસ્તા તરફ વળ્યો. એવી રીતે તેને થાપ આપવામાં મને સૂઝ્યા તેટલા યત્નો કર્યા, પરંતુ એ ભાઇ તો મારી પાછળના પાછળ જ હતા. છેવટે માધવબાગમાં દાખલ થવાના એક રસ્તેથી અંદર જઈ બીજા રસ્તેથી હું પસાર થઇ ગયો અને મારા મકાન પર પહોંચી ગયો. હું એમ માનતો હતો કે મેં એ માણસને થાપ આપી છે, પરંતુ ઉપર ગયા બાદ થોડી વારે બારી ઉઘાડીને મેં રસ્તા પર નજર કરી તો એ જ જાસૂસ જે મકાનમાં હું રહેતો હતો તેની સામે ઉભેલો દેખાયો.

'હવે મારા ગભરાટનો પાર ન રહ્યો. નક્કી મને ગિરફતાર કરવામાં આવશે, મુંબઇની પોલીસ મને અહીં મોકલી આપશે. મારી ઉપર કેસ ચાલશે અને મારે ફાંસીએ લટકવું પડશે! એ સ્થિતિમાંથી છટકવું કેવી રીતે? છેવટે મેં મારી પેટી ઉઘાડીને વેશપરિવર્તનાં સાધનો બહાર કાઢયાં: મ્હોં ઉપર મૂછો ચડાવી, પોષાકમાં પણ ફેરફાર કરી નાંખ્યો, અને મારા મકાનનું બારણું પાછળની ગલીમાં પડતું હતું, ત્યાં થઇને હું પલાયન થઇ ગયો. મારી પાસે ઝાઝા પૈસા ન હતા એટલે વગરટીકીટે મેં રેલ્વેમાં મુસાફરી કરી. અમદાવાદ સુધી તો હું કોઇ પણ અડચણ વગર પહોંચી ગયો અને પછી ત્યાંથી ચાલતો અહીં સુધી આવ્યો. જો કે મને ભીતિ છે કે પેલા માણસે મારો પિછો છોડયો નહિ હોય, અને તે કદાચ અહીં આવી લાગે તો પણ નવાઇ નહિ.'

'તમે અહીં આવવાને બદલે કોઇ અન્ય સ્થળે ગયા હોત અને ત્યાંથી મને પત્રદ્વારા ખબર આપી હોત તો વધારે સારૂં હતું.'

'કેમ વારૂ?' સૂર્યકાન્તે ઇન્તેજારી સાથે પૂછયું.

'એક તો આ સ્થળ તમારે માટે ભયવાળું છે અને વળી અત્યારે તે વિશેષ ભયકારક બન્યું છે.'

'એવું કાંઇ બન્યું છે ખરૂં ?'

'હા. હમણાં બે–ત્રણ દિવસથી ગામમાં એવી વાતો થવા લાગી છે કે તમે છૂપી રીતે અહીં મોહનપુરમાં આવ્યા હતા અને બે દિવસ રોકાયા હતા.'

'એવી વાત કોણે કરી હશે ?'

'એ તો કોણ જાણે. પરંતુ એ વાત રાવબહાદુરના કાન ઉપર પણ આવી છે. તેઓ તો ખૂબ જ ઉશ્કેરાઇ ગયા હતા. હેમલતા ગઇ કાલે જ મને કહેતી હતી. જો કે તમે અને દીવાળીમાશી મળ્યાં હતાં, એવું રાવબહાદુરના જાણવામાં આવ્યું નથી.'

એ વખતે દીવાનખાનાના બંધ કરેલા બારણા ઉપર બહારથી ખૂબ જોસભર્યો અવાજ થયો અને ભયભીત બનેલો સૂર્યકાન્ત એકદમ ઉભો થઇ ગયો: 'કપિલરાય ! પોલીસ આવી પહોંચી. નક્કી મને પકડી લેશે.'

'તમે ગભરાઓ નહિ, શાંત થાઓ. પોલીસ એમ અહીં ન આવે.' એમ કરીને કપિલરાય ઉભો થયો અને બારણા પાસે જઇ તેને ઉઘાડી અધખોલું રાખીને બહાર ડોકાયો.

અવાજ કરનાર ગંગાબેન હતી. તે બોલી: 'કપિલ ! બારણું ઉઘાડ ! તું અંદર કોની સાથે વાતો કરી રહ્યો છે ?'

'મને એક ભાઇ મળવાને આવેલ છે. ધંધાને લગતી વાતચીત છે.'

'મારી પાસે જુઠું ! પેલી મધુરિકા અને તું બારણું બંધ કરીને અંદર બેઠાં બેઠાં વાતો કરો છો, છતાં તુ મને કહે છે કે એક ભાઇ મળવા આવ્યા છે ?'

એ જ વખતે મધુરિકા ઓશરી પર થઇને પસાર થતી દેખાઇ અને કપિલરાય ખડખડાટ હસી પડયો.

કપિલરાયનાં બાળકોની સારવાર તથા અભ્યાસ વગેરેને માટે જમનાની મદદમાં એક યુવતી ને રાખવામાં આવી હતી, તેનું નામ મધુરિકા હતું.

મધુરિકાને બહાર જોઇને ગંગાબેન ખટ્ટ પડી ગઇ. છતાં પણ તેણે અંદર આવવાનો તથા કપિલરાય કોની સાથે વાત કરે છે એ જાણવાનો આગ્રહ કર્યો.

કપિલરાય બોલ્યો: ' તમારો આવો વહેમી સ્વભાવ હશે, એમ હું નહોતો જાણતો. તમે તમારા પોતાના ભાઇ ઉપર જ કેટલો ગંભીર આક્ષેપ મૂકી રહ્યાં હતાં! અને એ આક્ષેપ તદ્દન ખોટો છે, એવું તમારી નજરોનજર સાબિત થયાં છતાં પણ તમે શા માટે દીવાનખાનામાં આવવાનો આગ્રહ રાખી રહ્યાં છો, તે હું સમજી શકતો નથી. '

' તું કોની સાથે વાતો કરી રહ્યો છે તે હું જાણવા માગું છું. મધુરિકાને માટે મારા દિલમાં ઉદ્‌ભવેલી શંકા નાબૂદ થઇ ગઇ છે. અને મારો ભાઇ એવો ન જ હોય, એમ પણ હું માનું છું. છતાં એવું કોઇ પણ ગુપ્ત રહસ્ય ન હોવું જોઇએ કે જે માટે મારો ભાઇ તેની મોટીબેન ઉપર પણ વિશ્વાસ ન રાખે. તું મને અંદર આવવા દે. '

' મોટીબેન ! તમને અંદર દાખલ કરવામાં મને કશો પણ વાંધો નથી. પરંતુ જે દૃશ્ય તમે અંદર આવીને જોશો, એની તમારા દિલપર ઊંડી અસર થશે અને તમે ચિંતાતુર બની જશો. '

' એવું છે શું ? એટલું બધું મોણુ તું શા માટે ઘાલે છે? એ કરતાં બહેતર છે કે, હું અંદર આવું અને તું જેની સાથે વાત કરી રહ્યો છે, તેને જોઇ લઉં. એથી મારા દિલની શંકા પણ નાબૂદ થશે. '

' ભલે ત્યારે આવો અંદર. ' કપિલરાયે બારણું ઉઘાડીને ગંગા-બેનને અંદર લીધી. અને પુનઃ અંદરથી દ્વાર પર સાંકળ ચડાવી દીધી.

ગંગાબેને શું જોયું ? તે તો એક પણ ડગલું આગળ ન વધતાં જે સ્થળે ઉભી હતી ત્યાંજ થંભી ગઇ. બે, ત્રણ પળ સુધી તો આખું

દીવાનખાનું નિરવ બની ગયું. છેવટે ગંગાબેને એ નિરવતાનો ભંગ કર્યો: 'સૂર્યકાન્ત ! તું...તું—અહીં ક્યાંથી ?'

અહીં એટલું સ્પષ્ટ કરવું જોઇએ કે સૂર્યકાન્ત રઘુનાથનું ખૂન કરીને ઘણાં વરસો પહેલાં મોહનપુરનો ત્યાગ કરી ગયો છે, એવું ગંગાબેન જાણતી હતી. ત્યારબાદ તે અહીં તેની માતાને મળવા માટે આવી ગએલો અને તેને એ આરોપમાંથી મુક્ત કરવાને માટે હેમલતા તથા કપિલરાય મહેનત કરી રહ્યાં હતાં, એ વિષયનું ગંગાબેનને કશું પણ જ્ઞાન ન હતું. એટલે જ અચાનક સૂર્યકાન્તને આ સ્થળે જોઇને તેને અત્યંત આશ્ચર્ય પેદા થયું હતું.

હવે તેને વિશ્વાસમાં લીધા સિવાય છૂટકો ન હતો. એટલે કપિલરાયે તેને એક ખુરસી પર બેસવાનું કહ્યું અને સૂર્યકાન્તને લગતી તમામ હકીકત તેને જણાવી.

છેવટે ગંગાબેન બોલી: 'સૂર્યકાન્ત ! તારા જેવો મુરખ, બિકણ અને નમાલો માણસ બીજો કોઇ પણ મેં જોયો હોય એમ મને લાગતું નથી. તું કહે છે કે તેં ખૂન કર્યું નથી, ખૂની પેલો દિનકરરાય છે, એ દિનકરરાયને તું મુંબઇમાં જૂએ છે. તો પછી પોલીસમાં જાહેર કરીને તેને પકડાવતો કેમ નથી ?'

'મોટીબેન ! એવી વાત કરવી સહેલી છે, પરંતુ તેને આચારમાં મૂકવી તેટલી જ મુશ્કેલ છે.' સૂર્યકાન્તે કહ્યું: 'એ માણસ ખૂની છે એમ હું ખાતરીપૂર્વક માનું છું. પરંતુ તમે જાણો છો કે અદાલત મને ખૂનનો આરોપી લેખે છે. એટલે બીજા સચોટ પૂરાવા સિવાય કેવળ એક આરોપીના કહેવા ઉપરથી અદાલત એ દિનકરરાયને ખૂની તરીકે કેવી રીતે સ્વીકારી લે ?'

'હા, એ વાત તો સાચી. અમને કાયદાની આંટીઘુંટીની શી ખબર પડે !' ગંગાબેન બોલી: 'તો પછી એ માણસ ખૂની હોવાના મજબૂત પૂરાવા તમારે મેળવવા જોઇએ.'

કપિલરાયે કહ્યું: 'એ જ પ્રયાસ અમે કરી રહ્યા છીએ.'

'જરૂર કરો. ગમે એટલું ખર્ચ થાય તેની ચિંતા નહિ. પરંતુ સૂર્યકાન્તે જ્યારે ખૂન કર્યું નથી ત્યારે તો તેને નિર્દોષ ઠરાવવો જ જોઇએ.'

'વારૂ, સૂર્યકાન્ત! હવે તું શું કરવા માગે છે?' આ પ્રશ્ન તેણે સૂર્યકાન્તને ઉદ્દેશીને કર્યો.

'મારી પાસે પૈસા બિલકુલ ન હતા. જેને ત્યાં હું ઉતરૂં છું, તે પણ બહારગામ ચાલ્યો ગયો છે. એટલે હું કપિલરાય પાસે આવ્યો હતો, હવે કપિલરાય પાસેથી કાંઇક મદદ મેળવીને હું ચાલ્યો જઇશ. કોઇ હોટલ કે વીશીમાં સુવાનો બંદોબસ્ત કરીશ અને પછી કોઇ અજાણ્યા ગામ તરફ ઉપડી જઇશ. કારણ કે હવે મુંબઇમાં રહેવું મારે માટે સલામત નથી.'

'પરંતુ આજે રાત્રે તો હું તને અહીંથી બહાર નહિ જવા દઉં.' ગંગાબેન બોલી: 'ઠંડી કેટલી બધી પડે છે! તેનાથી બચવાને માટે તારી પાસે ગરમ કપડાં પણ નથી. એટલે તને કદાચ શરદી લાગી જાય અને તેમાંથી ન્યૂમોનીયા થઇ જાય તો? અત્યારે તો તું અહીં જ રહે.'

કપિલરાયે કહ્યું: 'સૂર્યકાન્તને અહીં રાખવામાં બીજો કશો વાંધો નથી, પરંતુ તેને સૂવાને માટે સગવડ કરવી જોઇએ અને એ માટે આપણાં માણસોમાંથી એકાદને વિશ્વાસમાં લેવાની જરૂર છે.'

'એમાં શો વાંધો છે? આપણે જમનાને કહીશું. તે બધી સગવડ કરશે.' ગંગાબેને સૂચવ્યું.

સૂર્યકાન્ત બોલ્યો: 'જમના તો રઘુનાથની ભત્રિજી ને?'

'હા, તે જ.' ગંગાબેને કહ્યું.

એટલે સૂર્યકાન્ત પુનઃ બોલ્યો: 'એ તો એમ જ માનતી હશે કે હું તેના કાકાનો ખૂની છું.'

'હા, જમના એવું માને છે ખરી. પણ મોટીબેન! તમે તેને અહીં બોલાવી લાવો. હું તેને સમજાવી લઇશ.' કપિલરાયે કહ્યું.

ગંગાબેન જમનાને બોલાવવા માટે ગઇ. કપિલરાયે બાજુના ખંડનું બારણું દીવાનખાનામાં પડતું હતું, તે ઉઘાડીને સૂર્યકાન્તને એ ખંડમાં મોકલ્યો અને થોડી વાર ત્યાં શાંતિથી બેસી રહેવાનું સૂચવી, એ બારણાને પુનઃ બંધ કરી દીધું.

ગંગાબેન જમનાને બોલાવી લાવી. કપિલરાય બોલ્યો : 'જમના ! રાવબહાદુર મુનશીજીના દીકરા સૂર્યકાન્ત ઉપર તારા કાકાના ખૂનનો આરોપ છે, એ તું જાણે છે. અદાલતમાં એવું જાહેર થયું છે અને આખું ગામ પણ એમ માને છે કે તે જ રઘુનાથનું ખૂન કરીને નાસી ગયો છે. પરંતુ હું માનુ છું કે સૂર્યકાન્ત નિર્દોષ છે, રઘુનાથનું ખૂન તેણે નથી કર્યું. '

' ત્યારે બીજા કોણે કર્યું હશે ? ' જમનાએ પૂછ્યું.

' રઘુનાથનો ખૂની તો વીણાની પાસે પેલો દિનકરરાય નામનો માણુસ આવતો હતો તે જ છે.'

' તો પછી સૂર્યકાન્ત નાસતો કેમ ફરે છે ? અહીં આવીને અદાલતમાં પોતે નિર્દોષ છે, એમ જાહેર શા માટે કરતો નથી ? ' જમનાએ કહ્યું.

' તેનું કારણ માત્ર એટલું જ છે કે સાંયોગિક પૂરાવા સૂર્યકાન્તની વિરૂદ્ધ છે. અને દિનકરરાયને ખૂની સાબિત કરવાને માટે જે મજબૂત પૂરાવા જોઇએ, તે સૂર્યકાન્તને હજી મળી શક્યા નથી. એ મેળવવા માટેનો તેનો પ્રયાસ ચાલી રહ્યો છે. મારો પણ એ પ્રયાસમાં સહકાર છે. અને તેમાં તારા સહકારની પણ અમે આશા રાખીએ છીએ.'

' કપિલભાઇ ! શું તમે એમ ચોક્કસ માનો છો કે, સૂર્યકાન્તે મારા કાકાનું ખૂન નથી કર્યું ? અદાલતમાં એવું જાહેર થયું હતું કે સૂર્યકાન્તની પિસ્તોલમાંથી છૂટેલી ગોળી મારા કાકાને વાગવાથી તેમનો અંત આવી ગયો છે. જો સૂર્યકાન્ત ખૂની ન હોય તો તેની પિસ્તોલ એ સ્થળે કેવી રીતે આવી હશે ? '

'એ બધું તો સૂર્યકાન્ત પોતે જ તને સારી રીતે સમજાવી શકે.'

'હા. પણ એ કોણ જાણે ક્યાંય ચાલ્યો ગયો છે. તેનો તો બિલકુલ પત્તો પણ નથી.' જમના બોલી.

'તેનો પત્તો મળ્યો છે. અને અત્યારે તે અહીં જ છે.' કપિલરાયે કહ્યું.

'શું! સૂર્યકાન્ત અહીં છે?' જમનાના મુખમાંથી આશ્ચર્યોદ્ગાર સરી પડયો.

કપિલરાયે જવાબ આપ્યો: 'હા, તે અહીં જ છે અને તારી પાસે પોતાની નિર્દોષિતા સાબિત કરવાને ઇચ્છે છે.'

કપિલરાય ઉભો થયો, તેણે બાજુના ખંડનું બારણું ઉઘાડયું, સૂર્યકાન્તને અહીં બોલાવ્યો અને કહ્યું: 'સૂર્યકાન્ત! તમે જમનાને બધી હકીકત જણાવો.'

એ પછી તેમની વચ્ચે વાતો ચાલવા લાગી. સૂર્યકાન્ત તેની હકીકત કહેતો હતો. જમના વચ્ચે વચ્ચે પ્રશ્નો કરતી હતી. ગંગાબેન પણ સવાલો પુછતી હતી. સૂર્યકાન્ત તેના ખુલાસા કરતો હતો. કપિલરાય મૌનપણે સાંભળતો હતો. એ વાતચીત ઉપરથી સૂર્યકાન્તે રઘુનાથકાકાનું ખૂન કર્યું નથી, તે નિર્દોષ છે અને ખૂની કોઇ બીજો જ છે, એવી જમનાની ખાતરી થઇ ચૂકી. તે બોલી: 'સૂર્યકાન્તભાઇ! અત્યારસુધી બધાંની પેઠે હું પણ તમને જ ખૂની માનતી હતી. એ માટે હું તમારી ક્ષમા ચાહું છું.'

'એમાં ક્ષમા માગવાની કશી પણ જરૂર નથી.' કપિલરાયે કહ્યું: 'જ્યાં સુધી કોઇ પણ બાબતમાં આપણને પૂરી હકીકત ન મળે ત્યાં સુધી બહાર આવેલી વિગતોને આધારે આપણે અમુક પ્રકારનો અભિપ્રાય બાંધી દઇએ તે સ્વાભાવિક છે અને હજી પણ સૂર્યકાન્ત સંપૂર્ણ નિર્દોષ છે, એવું સિદ્ધ કરવાને માટે આપણે શ્રમ લેવાનો બાકી છે. જ્યારે ખરો ખૂની ગિરફતાર થાય, તેણે રઘુનાથનું ખૂન કર્યું છે એવું સાબિત થાય, ત્યારે જ અદાલતની તથા જાહેર જનતાની દૃષ્ટિએ સૂર્યકાન્ત નિર્દોષ ઠરી શકે.'

'એ બધું તો થશે. હવે સૂર્યકાન્તને સૂવાને માટે આપણે સગવડ કરવી જોઈએ અને તેની વ્યવસ્થા એવી રીતે કરવી જોઈએ કે તે આ મકાનમાં છે, એવું આપણા કોઈ પણ નોકરના જાણવામાં આવી શકે નહિ.' ગંગાબેને મુદ્દાની વાત સૂચવી.

કપિલરાયે કહ્યું: 'જમના ! એ વ્યવસ્થા તારે કરવાની છે. આ દીવાનખાનાની બાજુના ખંડમાં નીચે ભોંયરૂં છે, તે સ્થળે સૂર્યકાન્તને માટે તમામ વ્યવસ્થા કરવાની છે. બીજા કોઈને કશી જાણ ન થાય તેનો ખ્યાલ રાખજે.'

'બહુ સારૂ, સાહેબ ! બધી ગોઠવણ હું હમણાં જ કરી દઉં છું. તેમને માટે જમવાનું શું કર્યું ?'

'તેણે નાસ્તો કર્યો છે. અત્યારે જમવાની જરૂર નથી. માત્ર ત્રણ ચાર કપ ચહા બનાવીને લાવ.' કપિલરાયે કહ્યું.

જમના એ વ્યવસ્થા કરવાને માટે ગઈ. અહીં ત્રણ જણાં રહ્યાં. હવે સૂર્યકાન્તે અહીંથી ક્યાં જવું, શું કરવું, કયે સ્થળે રહેવું, પેલા દિનકરરાયનો પત્તો મેળવવાને માટે શો માર્ગ લેવો એ વિષયમાં તેઓ મંત્રણા કરવા લાગ્યાં.

જમના ચાહ લઈ આવી. સૌએ તેનું પાન કર્યું. સૂર્યકાન્તને માટે ભોંયરામાં રહેવા–સૂવા વગેરે માટે વ્યવસ્થા કરી.

અત્યારે જમનાના ઉત્સાહનો પાર ન હતો. એક તો ગંગાબેન તથા કપિલભાઈએ આવા ગંભીર અને મહત્ત્વના વિષયમાં તેને પૂર્ણ વિશ્વાસમાં લીધી હતી, અને બીજી વાત એ હતી કે, પોતાના કાકાના ખરા ખૂનીને શોધી કાઢીને તેને યોગ્ય સજા અપાવવાના કાર્યમાં તે પણ પોતાનો સહકાર આપવાની હતી. રાત્રે સૂતાં સૂતાં પણ આ વિચારો તેના મનમાં આવ્યા કરતાં હતાં.

## પ્રકરણ ૩૩મું

### હેમલતાની હૃદયશાંતિ

પ્રાતઃકાળનો સૂર્યોદય થયો. ગઇ કાલ કરતાં આજે ઠંડી કાંઇક ઓછી હતી. જે ભોંયરામાં સૂર્યકાન્તને છુપાઇ રહેવા માટે વ્યવસ્થા કરવામાં આવી હતી, ત્યાં કપિલરાય ગયો. સૂર્યકાન્ત વહેલી પરોઢમાં બધાંની પહેલાં જાગૃત થયો હતો અને દંતધાવન વગેરે નિત્યવિધિથી પરવારી ગયો હતો. તેમ જ જમના તેને માટે વહેલી ચહા તૈયાર કરી લાવી હતી. તેની સાથે નાસ્તો પણ આવ્યો હતો.

વળી આજને માટે એવી ગોઠવણ કરવામાં આવી હતી કે મોટીબેને પોતાને શરદી હોવાનું બહાનું કરીને, જે ભોંયરામાં સૂર્યકાન્તને છુપાવ્યો હતો, તેની ઉપરના ખંડમાં રહેવું. તેને માટે જમનાએ ભોજન પણ એ સ્થળે જ લાવવું. એટલે બીજા નોકરોને કોઇ શંકા ન આવે, તેઓ એ ખંડમાં દાખલ થઇ ન શકે, તેમ જ સૂર્યકાન્તને માટે ભોજનની સગવડ પણ કરી શકાય.

કપિલરાય તેની પાસે ગયો તે વખતે એ ધૂમ્રપાન કરતો બેઠો હતો. કપિલરાયે પૂછ્યું: ' સૂર્યકાન્ત ! રાત્રે નિદ્રા તો બરાબર આવી હતી ને ? '

' હા, તમે બધાં ગયાં પછી તુરત જ ઉંઘી ગયો હતો. અત્યારે મારૂં શરીર તથા મન પૂર્ણપણે સ્વસ્થ બની ગયાં છે. હવે હું તમને વિશેષ તકલીફ આપવા માગતો નથી. મને લાગે છે કે હું અહીંથી અત્યારે જ વિદાય થઇ જાઉં. '

' તમારા વિચારની સાથે હું સંમત થતો નથી. કારણ કે ધોળા દિવસે પ્રવાસ કરવાથી મોહનપુરનો કોઇ માણસ તમને જોઇ જાય તો કદાચ તે તમને ઓળખી જાય એવો સંભવ છે. એટલે આજનો દિવસ અહીં રોકાઇ જાઓ, રાત્રે અંધારૂં થયા પછી વિદાય થજો. વારૂ પણ તમે અહીંથી કયાં જવા ધારો છો ? '

'મારી ઇચ્છા એવી છે કે હું કાઠિઆવાડ તરફ જાઉં. ત્યાં રાજકોટ, જામનગર, ભાવનગર કે એવા કોઇ મોટા શહેરમાં નિવાસ કરીશ. અમદાવાદ મારે માટે સલામત નથી. મુંબઇ તો હવે જઇ શકાય જ નહિ. કારણ કે પેલા બદમાશે મારી પાછળ જાસુસ રોકેલો હોઇ, તે કદાચ મને પકડી પાડે એવો ભય રહે છે.'

'સૂર્યકાન્ત! ગઇ રાત્રે એ બાબત પર મેં ખૂબ વિચાર કર્યો હતો અને હું એવા નિર્ણય ઉપર આવ્યો છું કે, દિનકરરાયનો ઇરાદો તમને પકડવાનો નહિ, પરંતુ તમે ભયભીત બનીને મુંબઇથી ચાલ્યા જાઓ, એવો જ હોવો જોઇએ.'

'એમ તમે શા ઉપરથી માનો છો?' સૂર્યકાન્તે પૂછ્યું.

'તમે જ વિચાર કરો. આપણે જાણીએ છીએ કે દિનકરરાયે રઘુનાથનું ખૂન કર્યું છે, અને એ પોતે પણ જાણે છે કે તે ખૂની છે. તો પછી એ તમને પોલીસમાં સપડાવવાનું સાહસ ખેડે ખરો? એને પણ બીક રહે કે જો આ માણસ પોલીસમાં ગિરફતાર થશે તો તે ખરા ખૂનીનું નામ આપશે! અને તેથી પોતાની ઉપરનું જોખમ ઘટવાને બદલે વધે છે એમ તો સાદી બુદ્ધિથી પણ તે સમજ્યા વગર રહે નહિ.'

'હા, એ વાત તો સાચી. પહેલાં મને એવો ખ્યાલ આવ્યો ન હતો.' સૂર્યકાન્તને કપિલરાયનું કથન યોગ્ય લાગ્યું.

'અને એક બીજી વાત: એણે જે માણસને તમારી પાછળ ગોઠવ્યો હતો, તે માણસ પોલીસખાતાનો હોય, એમ પણ હું માનતો નથી. જો તે પોલીસખાતાનો માણસ હોય તો તમારી પાછળ પાછળ ફરવાને બદલે તત્કાળ તમને ગિરફતાર જ કરી લે. કારણ કે તમારી ઉપરનું વારંટ તો હજી ઉભું જ છે. વળી એક બીજો મુદ્દો પણ વિચારવાનો છે કે જો તે પોલીસખાતાનો કોઇ ડિટેકટીવ હોય અને તેણે તમારી ઉપર નજર જ રાખવાની હોય તો તે તમારી ઉપર નજર રાખે ખરો, પરંતુ તેની સાથોસાથ તમે

તેને જોઈ ન જાઓ, એ માટે તે પૂરતી કાળજી રાખે. તમારા કિસ્સામાં એમ બન્યું નથી. તમે જ કહો છો કે દરેક સ્થળે એ માણસ તમારી નજરે પડતો હતો. એ ઉપરથી એક વાત સિદ્ધ થાય છે કે દિનકરરાય તમને પકડાવવા નહિ, પરંતુ માત્ર ભયભીત બનાવવા માગતો હતો.'

'એમ પણ હોઇ શકે. કારણ કે જો હું મુંબઇમાં રહું તો તેના જેવા મોટા માણસને માટે ભયકારક બનું, એવી ભીતિ કદાચ તેના મનમાં રહ્યા કરતી હશે.' સૂર્યકાન્તે કહ્યું.

'મોટો માણસ એટલે? તમારા કહેવાનો અર્થ ન સમજાયો.'

'હું માનું છું કે એ કોઇ સામાન્ય સ્થિતિનો નહિ, પરંતુ ઉચ્ચ કુટુંબનો અને સુખવસ્તુ સ્થિતિનો માનવી હોવો જોઇએ. તેના પોશાક ઉપરથી એ સિદ્ધ થઇ શકે છે. તદ્દુપરાંત તે જેની સાથે ફરતો હતો, તે પણ ઉંચા કુળનો ગૃહસ્થ છે.'

'એ ગૃહસ્થ કોણ?'

'ગઇ કાલે જ એ વાત હું તમને કરવાનો હતો. પરંતુ મને કહેતાં સંકોચ થતો હતો. તમારી પાસે એ માણસનું નામ લેવાને મારૂં દિલ ચાલતું ન હતું.'

'નહિ, તમે કશા પણ સંકોચ વગર એનું નામ જણાવો. એથી આપણને માર્ગદર્શન મળશે અને દિનકરરાયનો પત્તો લગાડવાનું પણ સુગમ બનશે.'

'મેં તેને એ ગૃહસ્થની સાથે બે વખત જોયો હતો. એક વાર તો તેઓ ધોબી તળાવ પાસેના એક સિનેમા થીએટરમાંથી બહાર નિકળતા હતા ત્યારે અને બીજી વખત સાંજે છ વાગે તેમને મેજેસ્ટીક હોટેલમાં દાખલ થતા હતા ત્યારે મેં જોયા હતા. દિનકરરાયની સાથે જે ગૃહસ્થ હતો તેનું નામ સર મન્મથરાય. વારૂ, પણ આજે જ્યારે હું અહીં રોકાયો છું ત્યારે બની શકે તો મારી માતાને તથા હેમલતાને મળવાની મારી ઇચ્છા છે.'

કપિલરાયે કહ્યું: 'સખ્ત ઠંડીને લીધે દીવાળીમાશીની તબીયત હમણાં બરાબર રહેતી નથી. એટલે તમને મળવા માટે તેમને અહીં લાવવાં તે ઠીક નથી. પરંતુ હું હેમલતાને અહીં બોલાવી લાવીશ, અને તે સાંજસુધી તમારી પાસે રોકાય એવી વ્યવસ્થા આપણે કરીશું.'

'મારી બાને કશી શંકા તો નહિ આવે ને?'

'તેમને કશી શંકા ન આવે તે માટે આપણે કોઇ બીજું જ બહાનું કાઢીશું.' કપિલરાયે કહ્યું: 'ઠીક ત્યારે હું જાતે જ જઇને તેને તેડી લાવું.' એમ કહી તે ઉપર આવ્યો. ગંગાબેન ઉપલા ખંડમાં બેઠી થતી. તેને કહ્યું: 'સૂર્યકાન્ત હેમલતાને મળવા ઇચ્છે છે. એટલે હું રાવબહાદુરને ત્યાં જાઉં છું. દીવાળીમાશીને કહીશ કે પોતાની તબિયત બરાબર ન હોવાથી મોટીબેને હેમલતાને બોલાવી લાવવા મને મોકલ્યો છે, અને સાંજસુધી તે મોટીબેનની પાસે રહેશે.'

'ભલે. તારે જેમ કહેવું હોય તેમ કહેજે. મોટીબેન મરી ગઇ છે અને તેમના શબનો યથોચિત વિધિ કરવાને માટે હેમલતાની જરૂર છે, એમ કહીશ તો પણ કશોય વાંધો નથી.' મોટીબેનનો જવાબ સાંભળીને કપિલરાય સહેજ હસ્યો અને કશું પણ બોલ્યા વગર બહાર ચાલ્યો ગયો. તેણે ડ્રાઇવરને મોટર તૈયાર કરવાનું કહ્યું. મોટરમાં તે રાવબહાદુરને ત્યાં પહોંચ્યો.

તેને જોઇને દીવાળીબા બોલ્યાં: 'જો તમે રાવબહાદુરને મળવાને આવ્યા હો તો તમારે નિરાશ થવું પડશે. કારણ કે તે સવારે વહેલા ચહા પીને તેમના મિત્ર બિહારીલાલને ત્યાં ગયા છે અને કહેતા ગયા છે કે બપોરે તેઓ જમવાના પણ ત્યાં જ છે. એટલે હવે તો તે સાંજે સાત વાગે ઘેર આવશે. જો ખાસ જરૂર હોય તો બિહારીલાલને ત્યાં તેમને મળી શકશો.'

'હું રાવબહાદુરને મળવાને માટે નહિ, પરંતુ હેમલતાને મારે ત્યાં લઇ જવાને માટે આવ્યો છું. મોટીબેનની તબિયત ગઇ કાલ રાતથી બરાબર નથી, શરદીને લીધે તેમને હૈયાસળેખમ થયેલ છે,

જરીકે ચેન પડતું નથી. એટલે હેમલતા મારે ત્યાં આવીને સાંજ સુધી પોતાની સાથે રહે એવી મોટીબેનની ઇચ્છા છે.'

'ભલે ત્યારે, હેમલતાને લઇ જાઓ. કહો તો હું પણ ગંગાની પાસે આવું.' દીવાળીબાએ સંમતિ આપી.

'ના ના, તમને તકલીફ આપવાની જરૂર નથી. કારણ કે તમારી તબિયત પણ નાજુક છે. હેમલતા આવશે અને મોટીબેન પાસે રહેશે તો તેમને ઠીક પડશે.'

'વારૂ હેમલતા ! તું તૈયાર થા અને કપિલભાઇની સાથે જા. સાંજે વહેલી આવતી રહેજે. હું ગાડી મોકલાવીશ.'

'ગાડીની શી જરૂર છે ? મારી મોટર જ તેને પહોંચાડવાને માટે અહીં આવશે.'

હેમલતા વસ્ત્રો પહેરીને તૈયાર થઇ ગઇ. તે તથા કપિલરાય મોટરમાં બેઠાં. મોટર રવાના થઇ. હેમલતા હમણાં કેટલાક દિવસોથી કપિલરાયને મળી ન હતી. તેનો ભાઇ સૂર્યકાન્ત મોહનપુરમાં છૂપી રીતે આવેલો એ વાત ગામમાં ચર્ચાતી હતી અને રાવબહાદુરના કાન ઉપર પણ આવી હતી. તે વિષયમાં તે કપિલરાય સાથે વાત કરવા ઇચ્છતી હતી. પરંતુ આગલી બેઠક પર બેઠેલો ડ્રાઇવર કદાચ સાંભળી જાય તો ? એથી તેણે મૌન્ય જ ધારણ કર્યું.

તેઓ ઇંદિરાભવનમાં પહોંચી ગયાં. કપિલરાય તેને મોટીબેન પાસે લઇ ગયો. ત્યાં ગયા પછી તેણે હેમલતાને અહીં બોલાવી લાવવાનું ખરૂં કારણ જણાવ્યું અને પછી તે એને નીચે ભોંયરામાં સૂર્યકાન્તની પાસે લઇ ગયો. ભાઇ બેન મળ્યાં. બેઉનાં નેત્રોમાંથી ખરખર અશ્રુ વહેવા લાગ્યાં. કપિલરાયે કહ્યું: 'હવે હું જાઉં છું. ઓફીસમાં થોડું કામ છે. તેમ જ મામલતદારની કચેરીમાં એક બે કેસની પણ આજે મુદતો છે.'

'તમે પાછા અહીં ક્યારે આવશો ?' સૂર્યકાન્તે પૂછ્યું.

'હું સાંજે ૭ વાગે અહીં આવી જઇશ.' એમ કહીને કપિલરાય ચાલ્યો ગયો. તેના ગયા બાદ સૂર્યકાન્તે પોતાની તમામ હકીકત હેમલતાને જણાવી. પોતાના ભાઇની આવી સ્થિતિ હેમલતાના દિલમાં અત્યંત દુઃખ પેદા કરતી હતી. આ સ્થિતિનો અંત ક્યારે આવશે ? સૂર્યકાન્ત જાહેરની દૃષ્ટિએ નિર્દોષ ઠરી ક્યારે પોતાના પિતાના મકાનમાં પગ મૂકી શકશે ? એ પ્રકારના વિચારો હેમલતાના દિલમાં ઉદ્‌ભવતા હતા.

ભાઇબેન વચ્ચેની વાતો ખૂટતી ન હતી. એક પછી એક કલાકો પસાર થતા જતા હતા. તે દરમ્યાન તેમને માટે ભોજન, ચહા વગેરેની વ્યવસ્થા ગંગાબેન તથા જમના કરતાં હતાં. ઇન્દિરાભવનના કોઇ પણ નોકરને સૂર્યકાન્ત આ મકાનમાં આવીને છુપાઇ રહ્યો છે એવી શંકા પણ આવવા પામી ન હતી. સાંજે ૭ વાગે કપિલરાય તેની ઓરીસેથી આવ્યો. સૂર્ય અસ્તાચળ પર પહોંચી ગયો હતો, સંધ્યાનો રંગ વધુ ને વધુ ઘેરો બનતો જતો હતો.

સૂર્યકાન્તે કહ્યું: 'અંધારૂં થવા આવ્યું છે. હવે હું અહીંથી વિદાય થઇ જાઉં. મારી પાસે બિલકુલ પૈસા નથી. અત્યારે તમે મને એકસો રૂપીઆ આપો. હેમલતાને મેં કહ્યું છે. તે તમને એ રકમ આપી દેશે.'

'હા, હું એ રકમ તમોને આપી દઇશ.' હેમલતાએ પણ અનુમોદન આપ્યું.

કપિલરાય સહેજ સ્મિત કરતો બોલ્યો: 'હું એ બાબતનો વિચાર કરીને જ મારી સાથે બસો રૂપીઆ લેતો આવ્યો છું. તે લ્યો, અને તમે જે ગામમાં સ્થીર થાઓ, ત્યાંથી તમારૂં શિરનામું મને મોકલજો. તેમ જ જરૂર જણાય તો વધારે રકમ પણ ખુશીથી મંગાવવી.'

સૂર્યકાન્તે વેશપરિવર્તન કરી લીધું, વસ્ત્રો ધારણ કરી લીધાં. ઉપલા હોઠપર લાંબી મૂછો ચડાવી, આંખે પીળાં ચશ્માં પહેર્યાં.

લગભગ કપાળનો અર્ધભાગ ઢંકાય તેવી રીતે માથાપર પાઘડી બાંધી. કપિલરાયે ઠંડી સામે રક્ષણને માટે તેને એક ઉનનો કામળો આપ્યો.

એ પ્રમાણે તૈયારી કરીને તે મોટીબેનને મળ્યો અને પછી જે રસ્તેથી આવ્યો હતો તે જ રસ્તેથી દીવાનખાનાની બારી વાટે બહાર પડી, વૃક્ષઘટાની વચ્ચે આગળ ચાલી, ઇન્દિરાભવનના બગીચા ફરતી દીવાલ હતી તે દીવાલને કુદાવી બહારના અંધકારમાં ભળી ગયો.

પોતાના ભાઇને આવી દુર્દશા ભોગવતો જોઇ કઇ બેનને લાગી ન આવે ? હેમલતાનું હૃદય પણ વીદીર્ણ બની જતું હતું. પરંતુ જ્યાંસુધી તેને નિર્દોષ ઠરાવી ન શકાય ત્યાંસુધી જે જે આપત્તિ આવી પડે તે સહન કર્યા વગર બીજો કોઇ માર્ગ ન હતો.

તેના ગયા બાદ મોટીબેનવાળા ખંડમાં મોટીબેન, જમના અને હેમલતા ત્રણ જણાં બેઠાં હતાં તે વખતે પોતાના ભાઇને વેઠવી પડતી મુશ્કેલીઓને માટે હેમલતા શોકોદ્ગાર કાઢતી હતી. એ સાંભળીને જમના બોલી: ' જો સૂર્યકાન્તભાઇ નિર્દોષ હોય તો તેમને આવા કષ્ટમાંથી મુક્ત કરવાને માટે તત્કાળ કોઇ પણ માર્ગ શોધવો જ જોઇએ. '

' હજી પણ જો ! ' હેમલતા ' જો ' ઉપર ભાર મૂકીને બોલી: ' શું હજી પણ મારા ભાઇની નિર્દોષિતા માટે તને શંકા રહે છે ? '

' ના, ગઇ કાલે તેમના મુખેથી તમામ હકીકત સાંભળ્યા પછી, મારા મનમાં કશી પણ શંકા રહી નથી. ' જમનાએ જવાબ આપ્યો.

' અને આજે તેણે મને જણાવેલી હકીકત ઉપરથી મારી એક શંકા પણ નાબૂદ થઇ છે. આજથી અમુક સમય પહેલાંની વાત છે. જે રાત્રે ઇન્દિરા પેલા મન્મથરાય સાથે ચાલી ગઇ હતી તે રાત્રે મારો ભાઇ મને મળવાને માટે મોહનપુરમાં આવ્યો હતો. અને તે વખતે તેણે રઘુનાથના ખૂની દિનકરરાયને નજરોનજર જોયાનું તે કહેતો હતો. દિનકરરાયના પોશાક તેમ જ કાન આગળના માથાના વાળ અવારનવાર સમારવાની તેની ટેવ ઉપરથી તે દિનકરરાયને ઓળખી

શક્યો હતો, એવું તેનું કહેવું હતું. તે વખતે મારા મનમાં એક કારમી શંકા ઉદ્દભવી હતી, મને એમ લાગ્યું હતું કે તેણે મન્મથરાયને જ જોયો હશે, અને દિનકરરાય તથા મન્મથરાય એક જ માનવી હોવો જોઇએ. પરંતુ આજે તેના કહેવાં ઉપરથી મારી એ શંકા દૂર થઇ ગઇ છે. એ મન્મથરાય દિનકરરાયનો મિત્ર છે, એવું તે કહેતો હતો અને હવે મને લાગે છે કે દિનકરરાય મન્મથરાયને તેના હિચકારા કૃત્યમાં મદદ કરવાને માટે મુંબઇથી અહીં આવ્યો હશે. એ વખતે અચાનક મારા ભાઇને તેનો ભેટો થઇ ગયો હશે.'

'હા. એમ જ હોવું જોઇએ. સર મન્મથરાય જેવો માણસ એવું અધમ કૃત્ય ન કરે.' જમના બોલી.

'એમ તો હું નથી માનતી. ચારિત્ર્યહીન માનવી શું કરે અને શું નહિ, તે કહી ન શકાય. તથાપિ સર મન્મથરાય રઘુનાથનો ખૂની હોવાની મારી શંકા તો મારા ભાઇના ખુલાસા પછી નાબૂદ થઇ ગઇ છે.'

એ વખતે કપિલરાય તેમની પાસે આવ્યો. તેણે કહ્યું: 'કેમ મોટીબેન! જો હવે તમારી તબિયત ઠીક હોય તો હેમલતાને તેને ઘેર પહોંચાડી આવું. સાડાસાત થઇ ગયા છે.'

મોટીબેન તથા હેમલતા બેઉ હસ્યાં અને હેમલતા ઘેર જવાને માટે તૈયાર થઇ. તેઓ કપિલરાયના દીવાનખાનામાં આવ્યાં. કપિલરાયે કહ્યું: 'થોડી વાર અહીં બેસ. મેં ડ્રાઇવરને કહ્યું છે એટલે તે હમણાં જ મોટર તૈયાર કરીને લાવે છે.'

હેમલતા એક સોફાપર બેઠી અને કપિલરાય પણ તેની બાજુમાં બેઠો. તેણે પુનઃ ઉચ્ચાર્યું: 'હેમલતા! જો તને માઠું ન લાગે તો એક વાત હું તને પૂછવા ઇચ્છું છું.'

'એવું તમે મને શું પૂછવા માગો છો કે જેથી મને માઠું લાગે?'

'થોડા દિવસ પહેલાં મને વિચાર આવ્યો હતો કે તને બાવીશ તેવીશ વર્ષ થવાં આવ્યાં છતાં રાવબહાદુર સાહેબ કેમ તારૂં લગ્ન કરવાનો વિચાર સરખો યે કરતા નથી?'

'મારૂં લગ્ન! મારૂં લગ્ન થાય યા ન થાય, તેની ચિંતા તમારે શા માટે કરવી પડે છે?' જાણે કપિલરાયના હૃદયનો ભાવ પારખવા માગતી હોય, તેવી રીતે હેમલતાની વેધક દૃષ્ટિ તેની સામે ચોંટી રહી.

'મને લાગે છે કે મારા પ્રશ્ને તારા દિલમાં રોષ પેદા કર્યો છે.'

'નહિ. એવું કશું નથી. અને ખરૂં પૂછાવો તો મારા બાપુજીએ એક બે વખત મારી બા મારફત વેવીશાળના સંબંધમાં મારો શો વિચાર છે એ જાણવા માગેલું પણ ખરૂં. પરંતુ મેં તેમને સ્પષ્ટ કહી દીધું હતું કે હું લગ્ન કરી અન્ય ગૃહે ચાલી જાઉં, તે કરતાં સદાને માટે હું કુંવારી રહીને માતાપિતાની સેવા કરૂં તો જ મેં મારી ફરજ અદા કરી ગણાય. કારણ કે હું જો પરણીને સાસરે ચાલી જાઉં તો પછી મારાં વૃદ્ધ માતા-પિતાનું કોણ? જુઓને અન્નપૂર્ણા બેનનાં લગ્ન થયા પછી, તે માંડ બે વખત જ અહીં આવી શક્યાં છે. તેમના દિલમાં અહીં આવવાની ઘણી ઇચ્છા થાય છે, પણ જળોજથામાંથી નિકળી જ શકતાં નથી.'

'એ વાત સાચી. પરંતુ જો તારૂં લગ્ન આ જ ગામમાં થાય તો તું તારાં માતા-પિતાની સંભાળ પણ રાખી શકે.'

હેમલતા બોલી: 'હા. એમ બને ખરૂં. પરંતુ લગ્ન કરીને પસ્તાવાનો સમય આવે તે કરતાં તો જીવનપર્યંત કુંવારા રહેવું તે જ વધારે સારૂં છે.'

'શું આપણા સમાજમાં કોઇ પણ સ્ત્રી સદાને માટે કુંવારી રહી છે ખરી?'

'પુરાણ અને ઇતિહાસોમાં કોઇ કોઇ દાખલા મળી આવે છે. સરસ્વતી સદાને માટે કુંવારાં જ રહ્યાં હતાં. મીરાંબાઇએ કુંભા રાણાની સાથે બાહ્યતઃ લગ્ન કરેલું હોવા છતાં પણ તે તેમના અંતરથી તો કુંવારાં જ હતાં.'

'સરસ્વતી કુંવારી હતી, એ કલ્પિત કથા છે.' કપિલરાયે કહ્યું: 'અને મીરાંબાઇને કુંવારાં તો ન કહી શકાય. ભલે તેના બાહ્ય દૃષ્ટિએ ગણાતા પતિ કુંભા રાણાનો ત્યાગ કરીને તે ચાલ્યાં ગયાં. છતાં પણ તે પોતાના દિલથી તો કૃષ્ણ ભગવાનને પતિ તરીકે માની જ ચૂક્યાં હતાં.'

'વારૂ, ત્યારે અત્યારનો દાખલો આપું. મોટીબેનનાં નાનપણમાં લગ્ન થએલાં. ત્યારપછી તે વિધવા થયાં. આપણી જ્ઞાતિમાં પુનઃલગ્ન થઇ શકે છે, છતાં પણ તેમણે લગ્ન કરવાને બદલે પોતાના પિતાની સેવા કરવાનું અને પોતાના નાના ભાઇને ઉછેરવાનું પસંદ કર્યું. કહો, તે પણ અત્યારે કુંવારી અવસ્થામાં જ પોતાનું જીવન વિતાવે છે કે નહિ ?'

કપિલરાય ક્ષણભર મૌન રહ્યો—હેમલતાની સામે જોઇ રહ્યો, છેવટે બોલ્યો: 'હેમલતા ! હું તારી સાથે દલીલ કરવા નથી માગતો. હું તને એક સીધો અને અને સાદો પ્રશ્ન કરૂં છું. એક વાર તેં મને કહ્યું હતું કે તારો મારી ઉપર પ્રેમ છે. એ પ્રેમની ધારા હજી પણ અખંડ રીતે વહે છે કે પ્રેમપ્રવાહ સુકાઇ ગયો છે ?'

'મારી પાસેથી આ પ્રશ્નનો ઉત્તર મેળવવામાં તમારો હેતુ શો છે ?' હેમલતાએ પૂછ્યું.

'મારો હેતુ એ છે કે જો એ પ્રેમપ્રવાહ સુકાઇ ગયો ન હોય તો હું તને મારી કરવા ચાહું છું.'

'પરંતુ એક વાર તો તમે એમ કહેતા હતા કે આપણી વચ્ચે ભાઇ-બેનનો પ્રેમ સદાને માટે રહેશે.'

'એ સમય અને સંયોગો જુદા હતા. અત્યારે તે પલટાયા છે અને મેં લગ્ન કરવાનો વિચાર કર્યો છે, પરંતુ તે તારી જ સાથે. બીજી કોઇની સાથે નહિં.'

'એક વાર તો લગ્ન કરીને પસ્તાવાનો સમય આવ્યો. બીજી વાર એવું નહિ બને એમ તમે માની શકો છો ?'

'હા, તારે માટે મારી સંપૂર્ણ ખાતરી છે. જો ઈંદિરાનું મૃત્યુ ન થયું હોત તો કદાચ આ પ્રસ્તાવ તારી પાસે મેં ન મૂકયો હોત, પરંતુ ઈંદિરાનું મૃત્યુ થયાના સમાચાર જાણ્યા પછી હવે મારે ફરીથી લગ્ન કરવું કે નહિ, એ વિચાર મારા દિલમાં ઘોળાયા કરતો હતો. છેવટે હું એવા નિર્ણયપર આવ્યો છું કે મારા જીવનને સુખી બનાવવાને માટે લગ્ન કરવાની જરૂર છે. અને તે પણ તારી સાથે જ! જો તારી સાથે મારૂં લગ્ન થાય, આપણે એક બનીએ તો જ મારૂં જીવન સુખી થઇ શકે. કહે, મને એક વાર નિખાલસપણે કહે, તારા દિલમાં મારે માટેના પ્રેમનો અંકુર જીવન્ત રહ્યો છે કે નહિ?'

'શું હજી પણ તમે સમજી શકતા નથી? પુરૂષો પ્રેમપ્રસંગમાં આટલા બધા અજ્ઞાન હોય છે, એવું તો મેં આજે જ જાણ્યું.'

'એટલે?'

'એટલે એ કે આજ સુધી હું કુંવારી રહી છું તેનું કારણ શું? જ્યારે મારા પ્રેમમાં મને નિષ્ફળતા મળી, મેં મારા હૃદયના સિંહાસને જેને સ્થાપ્યો હતો, તેણે મારી ઉપેક્ષા કરી, ત્યારથી જ મેં તેના સિવાય બીજા કોઇની પણ સાથે લગ્નગ્રંથીથી નહિ જોડવાનો નિશ્ચય કરી નાંખ્યો હતો. જગતનું કોઇ પણ માનવી મારા એ નિશ્ચયથી મને ચળાવી શકે તેમ ન હતું. હવે તો તમે સમજી શકો છો ને?'

'હું સમજ્યો. વહાલી હેમલતા! હું બરાબર સમજ્યો. જો મેં એક વાર ભૂલ ન કરી હોત તો આપણું જીવન સુખી હોત. વારૂ, બનવાનું હતું તે બની ગયું. હવે હું રાવબહાદુરની પાસે મારો પ્રસ્તાવ મૂકીશ. તેઓ તેમાં સંમત થશે જ એવી મને આશા છે.' અને એ વખતે મોટર વરંડા પાસે આવીને ઉભી રહી. ડ્રાઇવરે ભુંગળું વગાડયું. તેઓ બહાર નિકળ્યાં. મોટરમાં જોડાજોડ બેઠાં અને મોટર ઉપડી.

અત્યારે હેમલતાના આનંદનો પાર ન હતો. ઉછળતી મોટરની ધ્રુજારીથી કપિલરાયના દેહનો સ્પર્શ થતાં તેનું આખુંય શરીર

એક અપૂર્વ રોમાંચ અનુભવતું હતું. જેને તે પોતાનો પ્રિયતમ માનતી હતી, તેને પ્રાપ્ત કરવાને તે આખરે ભાગ્યશાળી બની હતી.

ઇંદિરાએ કપિલરાયના જીવનને ક્લેશપૂર્ણ બનાવી દીધું હતું. પરંતુ પોતે તેની સાથે લગ્ન કરીને, તેને પરમ સુખી બનાવશે, એવી ભાવના, ઉછળતી અને દોડતી મોટરની માફક જ તેના દિલમાં ઉછળવા અને દોડવા લાગી હતી.

કપિલરાય કોઇ કોઇ વાર તીરછી નજરે હેમલતાની સામે જોતો અને હવે જ પોતાનું ભાગ્ય ખીલ્યું છે, એમ એ વખતે તેના દિલને થતું.

## પ્રકરણ ૩૪મું

### ગંગાબેન જાય છે

બે ત્રણ દિવસ પસાર થઇ ગયા. તે દરમ્યાન એક દિવસ સવારે કપિલરાય રાવબહાદુર મુનશીને મળ્યો. તેમની સમક્ષ પોતાનો પુનઃ લગ્ન કરવાનો ઇરાદો જાહેર કર્યો અને અને તે માટે હેમલતાની માગણી કરી.

રાવબહાદુરે કહ્યું: 'હેમલતા તમારી સાથે લગ્નગ્રંથીથી જોડાય એ હું પણ પસંદ કરૂં છું. કેટલાક વખતથી તેના સ્વભાવમાં ફેર પડી ગયો છે. એક બે વખત તેના વેવીશાળ માટે મેં તજવીજ કરેલી. પરંતુ તેની બા મારફત મારા જાણવામાં આવ્યું કે તે લગ્ન કરવા ઇચ્છતી જ નથી. અને તે લાયક ઉમરની હોઇ, તેની ઇચ્છા વિરૂદ્ધ હું તમને કશું ચોક્કસ કહી શકું નહિ.'

'હું પણ એ સમજુ છું અને તેથી આપની પાસે મારો પ્રસ્તાવ મૂકતા પહેલાં મેં હેમલતાને મારો ઇરાદો જણાવ્યો હતો.

તેમાં તેણે સંમતિ આપી છે. હવે તો તેમાં માત્ર આપના અને દીવાળીમાશીના આશીર્વાદની જ જરૂર છે.'

'જો હેમલતા સંમત હોય તો અમારો બેઉનો આશીર્વાદ છે જ. ઘણાં વરસો પહેલાં તમારી માશીએ હેમલતાનું વેવીશાળ તમારી સાથે કરવાની ઇચ્છા મારી પાસે વ્યક્ત કરી હતી. પરંતુ એ વખતે હેમલતા બહુ નાની ઉમરની હોઇ, મેં એ વિષયને મુલતવી રાખવાનું જણાવ્યું હતું. આખરે તેની ઇચ્છા બર આવી છે અને હું માનું છું કે તમે બેઉ જણાં લગ્નથી જોડાઇને પરમ સુખી થશો. રહો, હું હેમલતાની બાને બોલાવી, આ આનંદના સમાચાર તેને પણ જણાવું.'

અને રાવબહાદુરે દીવાળીબાને બોલાવ્યાં, તેમને આ વાત કહી. દીવાળીબાના આનંદનો પાર ન રહ્યો. દીકરી સદાને માટે કુંવારી રહે એ કઇ માતાને ગમે? તેમણે કહ્યું: 'તો પછી હવે આપણે સારૂં મુહૂર્ત જોવડાવીને શુભ કાર્ય ઉકેલી લઇએ.'

'પણ તેં હેમલતાને પૂછ્યું છે?' રાવબહાદુર બોલ્યા.

'એમાં વળી એને શું પૂછવું હતું? કપિલરાય શું જૂઠું બોલે છે?'

'એમ નહિ. કપિલરાયની સાથે લગ્ન કરવાને હેમલતા સંમત થઇ છે એ વાત સાચી છે, છતાં પણ આપણે તેને પૂછવું તો જોઇએ.'

'વારૂ, વારૂ, આ વાત હું તેને કરીશ. પરંતુ હવે તમે ગોરને બોલાવી લગ્નનું મુહૂર્ત નક્કી કરો.'

કપિલરાય બોલ્યો: 'ત્યારે હવે હું રજા લઇશ. મુહૂર્ત નક્કી કરીને મને જણાવજો.' તે ઉભો થયો, તેને અટકાવીને રાવબહાદુરે કહ્યું: 'એમ ન ચાલે. દીવાળી! અમારે માટે ચહા લાવ અને થોડો નાસ્તો પણ લાવ. કપિલરાયને મીઠું મોઢું કરાવીએ.'

ચહા—નાસ્તો આવ્યાં. તેને ન્યાય આપીને કપિલરાય વિદાય થયો.

તે દિવસે સાંજે રાત્રિભોજન લીધા પછી ગંગાબેન તેમના ખંડમાં તુલસીકૃત રામાયણ વાંચતી હતી, તેની પાસે કપિલરાય

ગયો અને બોલ્યો : 'મોટીબેન! મેં પુનઃ લગ્ન કરવાનું નક્કી કર્યું છે.'

તેના એ શબ્દો સાંભળીને ગંગાબેન તેની સામે જોઇ રહી. છેવટે તે બોલી : 'તેં શું કહ્યું? હું સમજી નહિ.'

કપિલરાયે પુનઃ ઉચ્ચાર્યું : 'મને લાગે છે કે અત્યારની સ્થિતિમાં મારૂં જીવન વિતાવવું તે બરાબર નથી. એટલે ફરીથી લગ્ન કરવાનો મેં નિર્ણય કર્યો છે.'

'નિર્ણય તો બહુ સારો કર્યો! એક લગ્નથી તું કેવો સુખી થયો, તે જાણવા છતાં ફરીથી વળી કોઇ બીજીની સાથે પનારૂં પાડવાને તૈયાર થયો છે!'

'મોટીબેન! તમે તમારા દૃષ્ટિબિંદુથી જુઓ છો, જ્યારે હું મારી રીતે વિચારૂં છું. આ બાબતમાં દલીલ કરવાની જરૂર નથી. મેં નિશ્ચય કરી લીધો છે, તે હવે ફરવાનો નથી.'

'ભલે ભાઇ! મારો એમાં કશો વાંધો નથી. પણ લગ્નને માટે કોઇ છોકરી નક્કી કરી છે કે મારે એ છોકરી તને શોધી આપવાની છે?'

'ના, તમારે તકલીફ લેવાની જરૂર નથી. કોની સાથે લગ્ન કરવું, એ પણ મેં નક્કી કરી લીધું છે.'

'એવું કઇ છોકરીનું ભાગ્ય ખીલ્યું છે?' ગંગાબેને પૂછ્યું.

'હું હેમલતા સાથે લગ્ન કરવાનો છું.'

'કોની સાથે?'

'ગંગાબેન! હું માનું છું કે હજી તમારા કાને બહેરાશ આવી નથી.'

'એ ખરૂં, પણ દીવાળીમાશી તો કહેતાં હતાં કે હેમલતાને મીરાંબાઇ થવું છે!'

'હા, કારણ કે દીવાળીમાશી તથા રાવબહાદુર મુનશી તેને માટે કોઇ કુંભારાણો શોધતાં હતાં, એ તેને રૂચતું ન હતું.'

'ત્યારે શું હેમલતા તને કૃષ્ણ ભગવાન માનશે?'

'મને આશા છે કે તે મારી સાથે લગ્ન કરવાને સંમત થશે.' કપિલરાય બોલ્યોઃ 'અને મોટીબેન ! આ લગ્નથી તમારી ઇચ્છા પણ પાર પડશે. એક વાર તમે પોતે જ હેમલતાનું મારી સાથે લગ્ન કરવા બાબત દીવાળીમાશી પાસે માગણી કરી હતી ને ?'

'એને તો જુગ વીતી ગયો. ભલે હું દીવાળીમાશીને કહીશ અને લગ્નનું મુહૂર્ત જોવડાવીશ.'

કપિલરાય ક્ષણભર વિચારગ્રસ્ત રહ્યા પછી બોલ્યોઃ 'હવે આપણે મુદ્દાની વાત પર આવીએ.'

'શું હજી કોઈ બીજો મુદ્દો રહી જાય છે ?'

'હા. હું લગ્ન કરીશ એટલે પછી તમે અહીં રહી નહિ શકો. તમારે આપણા ગામના મકાનમાં રહેવાને જવું જોઇશે.'

'મારે અહીંથી શા માટે જવું પડે ? શું હું કંઇ અહીં તમને ભારે પડવાની છું ?'

'ભારે પડવાનો પ્રશ્ન છે જ નહિ. ખર્ચ તો અહીં અને ત્યાં બેઉ સ્થળે થવાનું જ છે. પણ તમે જાણો છો કે એક મિયાનમાં બે તલવાર ન સમાય.'

'મને તારી એ સૂચના બરાબર લાગતી નથી. હું નથી માનતી કે મારા અહીં રહેવા સામે હેમલતા વાંધો ઉઠાવે.'

'એને વાંધો હોય કે ન હોય, છતાં પણ હું ઇચ્છું છું કે તમે બે એક જ સ્થળે સાથે ન રહો તે જ વધારે સારૂં છે.' કપિલરાય બોલ્યો : 'મોટીબેન ! તમને તે રાત્રિની વાત યાદ હશે. જ્યારે ઇંદિરા ચાલી ગઇ, તે રાત્રિએ જમના શું બોલી હતી ? તે સાચું હોય યા ખોટું પણ હોય. તથાપિ એવો પ્રસંગ ઉપસ્થિત થવા ન પામે એવી મારી ઇચ્છા છે.'

'એટલે તારૂં એમ કહેવું છે કે મારા અહીં રહેવાથી હેમલતા પણ ઇંદિરાની માફક ગૃહત્યાગ કરીને ચાલી જશે ?'

'હું એમ નથી કહેતો. પરંતુ તમારા સ્વભાવનો મને અનુભવ છે અને પ્રાણુ ને પ્રકૃતિ તો સાથે જ જવાનાં. એટલે તમે બેઉ એક જ સ્થળે રહેતાં હો તો ઝીણી ઝીણી બાબતોમાં પણ બેઉની વચ્ચે મતભેદ ઉભો થવા પામે. તેનું પરિણામ સારૂં ન જ આવે, તમારી વચ્ચે અત્યારે જે હેત છે તે ન જ રહે.'

મોટીબેન કશું બોલી નહિ. તેના દિલને પણ ઇંદિરાનો બનાવ ડંખ્યા કરતો હતો જ. અને તેને લાગ્યું કે હેમલતાની સાથે મત-ભેદના પરિણામે મનદુઃખ ઉભું થાય એ સારૂં નહિ. માત્ર બે ચૂલે બમણો વરો થાય, એ વસ્તુ તેને ખુંચતી હતી. છતાં તેણે કશી વધુ દલીલ નહિ કરતાં કપિલરાયનો પ્રસ્તાવ સ્વીકારી લેવાનું મનથી નક્કી કર્યું. કપિલરાયે પણ હવે એ વિષયને આથી વિશેષ છેડવાની જરૂર ન જોઇ.

બીજે દિવસે જમના તેની પાસે આવી અને બોલી: 'કપિલભાઇ! મેં સાંભળ્યું છે કે તમે હેમલતાબેનની સાથે લગ્ન કરવાનાં છો અને એ લગ્ન થતાં મોટીબેન પાછાં ગામમાં રહેવાને માટે જવાનાં છે. એ વાત સાચી છે?'

'હા. અમે એ પ્રમાણે નક્કી કર્યું છે.'

'તો મારી તમને એક વિનતિ છે, હું આશા રાખું છું કે તમે તેનો અસ્વીકાર નહિ કરો.'

'તારે શું કહેવાનું છે?'

'કપિલભાઇ! ઇન્દિરાબાઇ ચાલ્યાં ગયાં, તે પહેલાં તેમણે મારી પાસે એક માગણી કરી હતી.'

'શી માગણી કરી હતી?'

'તેમણે મને એમ કહ્યું હતું કે 'હું અહીં ન હોઉં તો તું મારાં બાળકોને સાચવજે. તેમની પાસે જ તું રહેજે. તેમને છોડીને કયાંય પણ ન જઇશ.''

'એ બરાબર છે. તારે અહીં જ રહેવું જોઇએ. બાળકો તારી સાથે હળી ગયાં છે, અને બીજા કોઇ કરતાં તું તેમની સારી સંભાળ લઇ શકે એ પણ દેખીતું છે.'

'પરંતુ મોટીબેન મને તેમની સાથે આવવાનું કહેશે તો ?'

'હું મોટીબેનને કહીશ. એ વિષયમાં તારે કશી ચિંતા કરવાની નથી; અને હેમલતા પણ તું અહીં રહે તે સામે કશો વાંધો નહિ ઉઠાવે. એટલું જ નહિ પણ ઉલટી તે તો વધુ ખુશ થશે.'

## પ્રકરણ ૩૫મું

### લગ્ન થયું

આજે રાવ બહાદુર મુનશીને ત્યાં ભારે ધામધૂમ થઇ રહી છે. કપિલરાયે પહેલું લગ્ન તો બિલકુલ સાદાઇથી ઉકેલ્યું હતું. પરંતુ આ લગ્નમાં એવી સાદાઇ ન હતી. રાવબહાદુરને ત્યાં મંડપારોપણ કરવામાં આવ્યું હતું. માંડવો શણગાર્યો હતો. દીવાળીબાના ઉત્સાહનો પાર ન હતો. રાવબહાદુર પણ ખુશમિજાજમાં હતા. તેમને તો એમ જ હતું કે આ તેમને ત્યાં છેલ્લું શુભ કાર્ય છે. એટલે તેમણે ખૂબ ધામધૂમ કરી હતી.

સાંજે જાન આવી. વરકન્યાનો હસ્તમિલાપ થયો. બેઉને ચોરીમાં પધરાવ્યાં, તેમની વતી ગોર સપ્તપદીના મંત્રો બોલી ગયો, લગ્નકાર્ય પતી ગયું, અને પછી રાવબહાદુર તરફથી પાર્ટી રાખવામાં આવેલી ત્યાં સહુ મહેમાનો ગયાં. તેમના મનોરંજન માટે વસંતરામ શાસ્ત્રીને પણ બોલાવવામાં આવ્યો હતો. એ સર્વ વિધી રાત્રિના લગભગ એક વાગ્યા સુધી ચાલ્યો.

બીજે દિવસે વરકન્યાને વિદાય આપવામાં આવી. રાવબહાદુરે પોતાની સ્થિતિને અનુસરીને દીકરીને દાયજો આપ્યો, વરરાજાને પહેરામણી કરી, અને વાજતેગાજતે વરકન્યા ઇંદિરાભવનમાં ગયાં.

અગાઉથી કરેલી ગોઠવણ પ્રમાણે તે જ દિવસે બપોર પછી મોટીબેન ગામમાં તેમના મકાને રહેવાને માટે ગયાં.

રાત્રે કપિલરાય તથા હેમલતા તેમના શયનગૃહમાં બેઠાં હતાં. તે વખતે કપિલરાયે ઉચ્ચાર્યું: 'હેમલતા! ચોરી વખતે ગોર સપ્તપદીના જે શ્લોક બોલી ગયો હતો, તેમાં તને કાંઇ સમજણ પડી હતી ખરી ?'

'સંસ્કૃત ભાષાનો મારો અભ્યાસ બહુ ઓછો છે, એટલે એ તો હું સમજી ન હતી. પરંતુ સપ્તપદીમાં પતિ–પત્ની વચ્ચે પ્રતિજ્ઞા લેવાની હોય છે એટલું હું સમજુ છું.'

'અત્યારે એ જાતની પ્રતિજ્ઞા બેઉની વતી ગોર પોતે જ ભણી જાય છે, એમાં તને ફારસરૂપ નથી લાગતું ?'

'ફારસ તો ખરૂં ! પરંતુ જો પતિ–પત્ની બેઉ સમજુ હોય તો સપ્તપદીમાં લેવાતી પ્રતિજ્ઞા શી છે, તે જાણ્યા કે સમજ્યા સિવાય પણ પરસ્પર પ્રત્યે વફાદાર રહી શકે છે.'

'પ્રરસ્પર પ્રત્યેની વફાદારીના વિષયમાં તારો ખ્યાલ શો છે?'

'એ વિષયમાં મેં કોઇ ઉંડો અભ્યાસ કર્યો નથી, પરંતુ મને લાગે છે કે પતિ અને પત્નીનો અરસપરસ વિશુદ્ધ પ્રેમ હોય તો પછી તેમની વફાદારીને કશી આંચ આવી શકે નહિ.'

'એમ માનો કે પત્ની ચારિત્ર્યશીલ છે, પતિ પ્રત્યે તેના હૃદયમાં પૂર્ણ પ્રેમ છે, પતિને તે પ્રભુથી પણ અધિક માને છે; જ્યારે તેના પતિદેવ ચારિત્ર્યહીન, ભ્રષ્ટ મનોવૃત્તિના અને પરસ્ત્રીઓમાં તથા વેશ્યાઓમાં ફરનારા છે. તો શું પત્ની એવા પતિને વફાદાર રહી શકે ? એના પ્રત્યેના પોતાના પ્રેમને નિભાવી શકે ?'

'તમારો પ્રશ્ન વિલક્ષણ છે. અને સામાન્ય દૃષ્ટિથી જોતાં એવો પતિ પવિત્ર પત્નીનાં પ્રેમને પાત્ર નથી, એમ જ આપણને લાગે. પરંતુ મારી સમજ એવી છે કે જો પત્નીનો પ્રેમ વિશુદ્ધ હોય તો તે ગમે તેવા નિષ્ઠુર પતિને પણ પોતાની તરફ આકર્ષી શકે છે.'

'વારૂ, સપ્તપદીમાં એક એવી આજ્ઞા છે કે પત્નીએ પતિને પગલે પગલે ચાલવું, પતિના દરેક આજ્ઞાનો સ્વીકાર કરવો. હવે પતિ દારૂડીયો હોય, અને તે પત્નીને મદ્યપાન કરવાની આજ્ઞા કરે તો પત્નીએ શું કરવું જોઇએ? જો મદ્યપાન નથી કરતી તો પતિની આજ્ઞાનો ભંગ થાય છે, અને મદ્યપાન કરવાથી પોતાના ધર્મનો નાશ થાય છે.'

'તમારો આ પ્રશ્ન તો પ્રથમના કરતાં પણ વધારે મુંઝવણભર્યો છે. કેમ જાણે તમે મારી પરીક્ષા લેતા હો એમ જ લાગે છે. જો કે મારી તો ખાતરી જ છે કે તમે મને એવી આજ્ઞા કદી પણ કરવાના નહિ, કે જે આજ્ઞાનો ભંગ કરવાને માટે મારે તત્પર થવું પડે.'

'આ પ્રશ્ન આપણી વચ્ચેનો નથી. એ તો સપ્તપદીની પ્રતિજ્ઞાઓને લગતો છે અને તે લગ્નગ્રંથીથી જોડાનાર દરેક સ્ત્રીપુરૂષને લાગૂ પડે છે. અને તું એક સ્ત્રી હોઇ, સપ્તપદીની પ્રતિજ્ઞાઓના સંબંધમાં તારૂં માનસ જાણવાના ઇરાદાથી જ મેં આ પ્રશ્ન કર્યો છે.'

'જો એમ જ હોય તો હું નિખાલસપણે કહી દઉં છું કે સપ્તપદીની પ્રતિજ્ઞાઓ તૈયાર કરનાર પુરૂષો જ હોવા જોઇએ. જો તેમણે કોઇ વિદુષી બહેનનો આ વિષયમાં અભિપ્રાય લીધો હોત તો સપ્તપદીની પ્રતિજ્ઞાઓ આવી એકપક્ષી ન હોત.'

'એટલે તું શું એમ માને છે કે સપપ્તદીની પ્રતિજ્ઞાઓ પુરૂષોએ પોતાના લાભની જ અને પોતાનું મહત્ત્વ દર્શાવનારી બનાવી છે?'

'હા. એ પ્રતિજ્ઞાનું ગુજરાતી ભાષાંતર મેં વાંચ્યું છે. એ ઉપરથી મને લાગે છે કે અત્યારે જે જમાના અને વાતાવરણમાં આપણે વસીએ છીએ તેને અનુસરીને તેમાં યોગ્ય ફેરફાર થવાની જરૂર છે. પરંતુ અત્યારે આવા પ્રશ્નો તમે મને કરી રહ્યા છો, એમાં તમારો હેતુ શો છે?'

કપિલરાયે એકદમ જવાબ ન આપ્યો. તેને બોલતાં સંકોચ થતો હોય એમ લાગતું હતું.

'તમે શા વિચારમાં પડી ગયા છો?' હેમલતાએ પૂછ્યું.

'હેમલતા ! માઠું ન લગાડીશ. પરંતુ હું એમ જાણવા પ્રચ્છતો હતો કે તું મને પૂર્ણપણે વફાદાર રહીશ ને ?'

'વાહ ! આ કેવો પ્રશ્ન ? હજી પણ તમને મારા દિલની ખાતરી નથી થતી ?' હેમલતા બોલી : 'નહિ, હું ભુલું છું. દુધનો દાઝેલો છાશ પણ ફુંકી ફુંકીને પીએ, એ કહેવત કાંઇ અર્થ વગરની નથી. એટલે એક વખતના લગ્નનો અનુભવ આવો પ્રશ્ન કરવાને તમને પ્રેરે છે. અને જ્યારે તમારા દિલમાં મારે માટે આટલી પણ આશંકા ઉભી થાય છે ત્યારે તો મને એમ લાગે છે કે મારા અંતરમાં તમારે માટે જે પરિપૂર્ણ પ્રેમ હોવો જોઇએ, તેમાં કોઇ સ્થળે સહેજ પણ ઉણુપ રહેલી છે. એ ઉણુપ હવે રહેવા નહિ પામે. હું આપણા લગ્ન થયાં તે પહેલાં તમારી હતી, અત્યારે તમારી છું અને ચોક્કસ માનજો કે ભવિષ્યમાં પણ તમારી જ રહીશ.'

એમ બોલતાં તેણે કપિલરાયના. કંઠમાં બંને હસ્ત પરોવ્યા. કપિલરાયે તેને બાહુપાશમાં લીધી. હૃદયેહૃદય મળ્યાં, દષ્ટોદષ્ટ મળી, બંનેના ઓષ્ટ એકરૂપ બન્યા.

## પ્રકરણ ૩૬મું

### મંડુકેશ્વર

ઉત્તર હિંદુસ્તાનના પહાડી પ્રદેશમાં મંડુકેશ્વર નામનું એક નાનું તીર્થસ્થાન છે. જો તે કેવળ એક તીર્થસ્થાન હોત તો તેનું કોઇ વિશેષ મહત્ત્વ ન હોત. કારણ કે ત્યાં મંડુકેશ્વર નામના મહાદેવનું એક મંદિર અને બીજાં બે–ત્રણ નાનાં મંદિરો સિવાય યાત્રાળુઓને આકર્ષે તેવું કોઇ વિશિષ્ટ ધર્મસ્થાન નથી.

પરંતુ હવા ખાવાના સ્થળ તરીકે એ ગામનું મહત્ત્વ વિશેષ છે. મહાબલેશ્વર, માથેરાન અને આબુની માફક મંડુકેશ્વરમાં પણ અનેક શ્રીમંતોએ, કેટલાક રાજામહારાજાઓ અને તાલુકદારોએ પોતાને

માટે મોટા પ્રાસાદો બંધાવ્યા છે. અંગ્રેજી અને દેશી પદ્ધતિથી રહી શકાય તેવી હોટેલો છે. એક વિશાળ તળાવ છે. તેની બજાર પણ સરસ છે. તદુપરાંત મંડુકેશ્વરથી એક દોઢ માઇલ દૂર ઉના અને ઠંડા પાણીના કુંડો છે. જાતજાતના દર્દીઓને આ પાણીમાં સ્નાન કરવાની અને તેનું પાન કરવાની ડોકટરો ભલામણ કરે છે.

એટલે ઉનાળામાં તો અહીં પુષ્કળ ભીરદી રહે છે. દેશદેશાવર-માંથી શ્રીમંતો આવે છે, જુદા જુદા રોગવાળા દર્દીઓ આવે છે. યાત્રાળુઓ પણ એક પંથ અને દો કાજના ન્યાયે જાત્રાની જાત્રા અને હવાની હવા, એ બેઉનો લાભ મેળવે છે. તેમના મનોરંજનને માટે એક સિનેમા થીએટર પણ અહીં છે.

કપિલરાય અને હેમલતાના લગ્નમાં આપણે ભાગ લીધો. તે પછીના લગભગ પંદર સોળ મહિના એમ ને એમ વિતાવી દઇને આજે આપણે મંડુકેશ્વરમાં આવી પહોંચ્યા છીએ. આજે તો મંડુકેશ્વરની રંગત ઓર જામી છે. અહીં કેટલાંક ગુજરાતી કુટુંબો પણ ઉનાળો ગાળવાને આવ્યાં છે. કલકત્તાવાળા ચહાના મોટા વેપારી કંચનરાયે પોતાને માટે સરસ બંગલો બંધાવ્યો છે. તેમાં તેઓ અત્યારે પોતાની પત્ની કુસુમગૌરી તથા પુત્રી હરિણાક્ષીની સાથે રહે છે. હરિણાક્ષીને હિંદી, અંગ્રેજીનું અને સંગીતનું શિક્ષણ આપવાને માટે એક બાઇને શિક્ષિકા તરીકે રાખવામાં આવી છે, તે પણ તેમની સાથે જ છે.

હરિણાક્ષીની ઉમર પંદર વર્ષની છે. પરંતુ તેનું વેવીશાળ આજથી ત્રણ–ચાર વર્ષ પહેલાં થઇ ગયેલું હોઇ, વેવાઇ લગ્નને માટે ઉતાવળ કરી રહ્યા છે. આજસુધીમાં વેવાઇના ચાર પાંચ કાગળો આવી ગયા છે. આજે સવારે પણ ખાસ આગ્રહભર્યો પત્ર આવ્યો છે. કુસુમગૌરી પણ પુત્રીનું લગ્ન હવે વગરઢીલે કરી નાંખવાના મતનાં છે. અને તેથી કંચનરાયની અનિચ્છા હોવા છતાં પણ તેમને વેવાઇના આગ્રહને તથા પત્નીની ઇચ્છાને વશ થવું પડયું છે.

હવે થોડા સમયમાં જ હરિણાક્ષીનું લગ્ન કરવાનો નિર્ણય કરી, એ વિષેનો પત્ર તેમણે વેવાઇને લખી નાંખ્યો.

માતા પિતાની વચ્ચે આ વિષયમાં થએલ ચર્ચા તથા નિર્ણય હરિણાક્ષીના જાણવામાં આવી ગયાં. અને તુરત જ તે તેની શિક્ષિકા પાસે જઇને બોલી : 'બેન! હવે થોડા સમયમાં જ મારૂં લગ્ન થવાનું છે.'

'એટલી બધી ઉતાવળ શા માટે? હજી તો તમને માંડ માંડ પંદર વર્ષ થયાં હશે.' શિક્ષિકાએ કહ્યું.

'તે શું પંદર વર્ષની છોકરીનાં લગ્ન નહિ થતાં હોય? કલકત્તામાં મારી એક બેનપણી છે. તેનું તેરમે વરસે લગ્ન થયું હતું, તેને આજે બે વરસ થયાં અને બે મહિના પહેલાં તેને દીકરો પણ અવતર્યો!'

શિક્ષિકાએ સહેજ સ્મિત કર્યું અને તે બોલી: 'હરિણાક્ષીબેન! હજી તો તું બાળક કહેવાય, નાની ઉમરે લગ્ન થાય, બાળકન્યા પુત્રવતી બને, એનું પરિણામ માતા અને બાળક બેઉને માટે સારૂં નથી આવતું. હું તો એ મતની છું કે અઢાર વર્ષની કન્યા અને બાવીશ વર્ષનો કુમાર થયા સિવાય તેમનું લગ્ન થવું ન જોઇએ. જો આપણે આપણાં ભાવી સંતાનોનું કલ્યાણ ઇચ્છતાં હોઇએ તો પુખ્ત ઉમરે લગ્ન કરવું તે જ યોગ્ય છે.'

હરિણાક્ષી બોલી: 'બેન! તમે મારા બાપુજી પાસે આવી વાત ન કરશો. નહિતર તે પાછા મારા સાસરાને ના લખી મોકલશે.'

'ના ના, બેન! મારે શા માટે કહેવું પડે? હું તો માત્ર મારો સામાન્ય અભિપ્રાય દર્શાવું છું.' અને પછી તેમના શિક્ષણ-કાર્યનો આરંભ થયો.

આ શિક્ષિકાને વાચકો કદાચ પિછાની શક્યા હશે. જો તમે તેને નજરે જુઓ તો એકદમ ઓળખી નહિ શકો. કારણ કે તેના દેખાવમાં મોટો ફેરફાર થઇ ગયો છે. આપણે જાણીએ છીએ કે ઇન્દિરાને રેલ્વેઅકસ્માતમાં ઇજા થવા પામી હતી. ત્યારબાદ તેને હોસ્પિટલમાં રાખવામાં આવી હતી. ત્રણેક મહિનાની સારવાર પછી

તેને આરામ થયો. પરંતુ તેના શરીરમાં મોટો ફેરફાર થઇ ગયો. તે એક પગે સહેજ લંગડાતી ચાલતી હતી. તેના ગાલ પર જખમનો ડાઘ પડી રહ્યો હતો. તેની હડપચી જરીક આગળ આવી ગઇ હતી. એથી તેનો ચહેરો બેડોળ બની ગયો હતો. વળી તેના ત્રણચાર દાંત પડી ગયા હતા અને ડોક પર લાગેલી ચોટને લીધે શ્વાસ-નળીને પહોંચેલી અસરથી તેના અવાજમાં પણ ભારે ફેરફાર થઇ ગયો હતો. આ બાહ્ય પરિવર્તન ઉપરાંત વિશેષમાં તે આંખો પર કાળાં ચશ્માં ચડાવી રાખતી હતી. તેનો પોશાક પણ એક યુવતીને નહિ, કિન્તુ એક પ્રૌઢા અથવા વૃદ્ધ વયની સ્ત્રીને છાજે તેવો હતો. એટલે તેને જોતાં કોઇ પણ માણસ માની લે કે તેનું વય ચાલીશથી વધારે વર્ષનું હશે.

એક વાર કંચનરાય કલકત્તાથી ધંધાને લગતા કામપ્રસંગે અલ્હાબાદ આવેલા. જે હોસ્પિટલમાં ઇન્દિરા સારવાર પામતી હતી, તે હોસ્પિટલના આસીસ્ટંટ ડોકટર તેમના મિત્ર હોઇ, તેમને ત્યાંજ ઉતર્યા હતા. તેમની સાથે હોસ્પિટલમાં જતાં આ બાઇને તેમણે જોઇ હતી. અને પ્રસંગોપાત ડોકટરની સાથે વાત થતાં પોતાની પુત્રી હરિણાક્ષીની શિક્ષિકા તરીકે આ અસહાય અવસ્થામાં આવી પડેલી બાઇને રાખી લેવાનો તેમણે ઇરાદો દર્શાવ્યો. ડોકટરને પણ એ ઠીક લાગ્યું. તેણે એ વિષે ઇન્દિરાને પૂછી જોયું. તેને કોઇ નોકરીની જરૂર તો હતી જ. એટલે તે હોસ્પિટલમાંથી નિકળીને કલકત્તા ગઇ, અને તેના સરલ તથા મળતાવડા સ્વભાવથી કંચનરાયની પત્ની અને પુત્રીનો પ્રેમ તેણે સંપાદન કરી લીધો.

હોસ્પિટલમાં તેણે પોતાનું નામ વિદ્યાગૌરી વિલોચનરાય આપ્યું હતું. અહીં પણ તેને એ જ નામથી બધાં ઓળખતાં હતાં.

હમણાં હમણાં તેના દિલમાં એક વાંચ્છના જાગી હતી. તે પોતાનાં બાળકોને ભૂલી શકી ન હતી. તેમને મળવાની, તેમને જોવાની ઇચ્છા તેના મનમાં રહ્યા જ કરતી હતી. તેઓ શું કરતાં હશે ? સુખી હશે

કે દુઃખી ? તેમના શિક્ષણને માટે યોગ્ય વ્યવસ્થા કરવામાં આવી હશે ? જમના તેમની સાથે જ હશે ? તેઓ પોતાને સંભારતાં હશે કે ભૂલી ગયાં હશે ? એવા અનેક વિચારો તેના મનમાં ઉદ્‌ભવતા હતા. 'એક વાર મારાં બાળકોને હું જોઉં, તેમને છાતીસરસાં ચાંપું, તેમને ચુંબનોથી નહવરાવી દઉં.' એવો વિચાર તેના દિલમાં ઉદ્‌ભવતો. બીજી જ પળે તેનો અંતરાત્મા તેને કહેતો : 'નહિ, તેં તારો એ અધિકાર ગુમાવ્યો છે. જો તારાં બાળકો ઉપર તારો સાચો પ્રેમ હતો તો પછી તું તેમનો ત્યાગ કરીને શા માટે ચાલી ગઇ ? તારો પતિ બીજી સ્ત્રીને ચાહતો હતો, ભલે ચાહતો હોય, નર તો ભ્રમર છે. તે ગમે તેટલાં પુષ્પોપરથી રસ ચૂસી શકે છે. પરંતુ તું—તું તેનો ત્યાગ કરીને—એક અધમ માનવીની મોહજાળમાં ફસાઇને શા માટે ચાલી નિકળી ? તારૂં એ પાપકૃત્ય અક્ષમ્ય છે, અને તેનું ફળ તારે ભોગવવું જ જોઇએ.'

એ પ્રકારનું વિચારદ્વંદ્વ તેના મનમાં ખળભળાટ મચાવતું હતું.

આજે સાંજે તે એકલી ફરવાને માટે ગઇ હતી. કુસુમગૌરી અને હરિણાક્ષી કંચનરાયની સાથે તેમના એક મિત્રને ત્યાં પાર્ટીમાં ગએલાં હોઇ, વિદ્યાગૌરી (હવે આપણે ઇંદિરાને વિદ્યાગૌરીના નામથી ઓળખીશું) એકલી જ ફરવાને માટે ગઇ અને તળાવના કિનારા પર થોડે થોડે અંતરે બાંકડા રાખેલા હતા, તેમાંથી એક ખાલી બાંકડા પર જઇને બેઠી.

થોડી વારે વીણા એ બાજુ ફરતી ફરતી આવી. પણ વીણા અહીં ક્યાંથી ? વાચકને કદાચ આશ્ચર્ય થશે. એટલે વીણાની હિલચાલના સંબંધમાં થોડો ખુલાસો અહીં કરી દેવો જોઇએ. તેના પિતાનું ખૂન થયું અને ત્યારપછી તે મોહનપુરનો ત્યાગ કરીને ચાલી નિકળી. એ પછી જુદે જુદે સ્થળે અનેક કુટુંબોમાં તે નોકર તરીકે રહી હતી. તેણે જમનાને કહેલું તે ઉપરથી આપણે જાણીએ છીએ કે ઇંદિરાની કાકી વનલીલાની પાસે પણ થોડો સમય તે રહી હતી. પરંતુ

વનલીલાનો સ્વભાવ તેને ફાવ્યો નહિ. એટલે તેને ત્યાંથી નિકળી ગઈ અને અમદાવાદના એક મીલમાલિક લલિતકુમારની પત્ની લીલાવતીની પાસે પરિચારીકા તરીકે દાખલ થઇ ગઇ. એકાદ વરસથી તે તેમની પાસે હતી. અને પતિ–પત્ની બેઉ ગ્રીષ્મઋતુ પસાર કરવાને માટે અહીં મંડુકેશ્વરમાં આવેલાં હોઇ, વીણા પણ તેમની સાથે આવી હતી. તેણે થોડા સમયમાં જ અહીં રહેતાં ગુજરાતી કુટુંબો અને તે કુટુંબોમાં કામ કરતાં માનવીઓનો પરિચય મેળવી લીધો હતો. વિદ્યાગૌરીની સાથે તેનો સાધો પરિચય ન હતો. તથાપિ તે કુસુમગૌરીબેનની પુત્રી હરિણાક્ષીની શિક્ષિકા છે, એવું તેના જાણવામાં આવ્યું હતું. એટલે વિદ્યાગૌરીને તળાવ પર એકલી બેઠેલી જોઇને તે પણ તેની પાસે આવીને બેસી ગઈ અને બોલી : ' વિદ્યાગૌરીબેન ! આજે એકલાં કેમ છો ? '

વિદ્યાગૌરી તેની સામે જોઈ રહી. વીણા બોલી : ' તમે મને ઓળખતાં નથી લાગતાં ! અમદાવાદવાળા લલિતકુમાર શેઠ અહીં રહે છે તેમને તો તમે ઓળખતાં હશો.'

વિદ્યાગૌરીએ હકારદર્શક મસ્તક હલાવ્યું.

' તેમનાં પત્ની લીલાવતીબેનની પરિચારિકા તરીકે હું નોકરી કરૂં છું. લીલાવતીબેનનું પીયર મોહનપુરમાં છે અને મારૂં વતન પણ મોહનપુર છે. '

' તમે મોહનપુરનાં વતની છો ? '

' હા, બેન ! '

' ત્યારે તો ત્યાં ઇન્દિરાભવન છે એ તમે જોયું હશે ? '

' કેમ ન જોયું હોય ? મારા કાકાની દીકરી જમના કપિલરાયને ત્યાં નોકરી કરે છે, એટલે હું મોહનપુરમાં હોઉં છું, ત્યારે જમનાને મળવાને માટે ઇન્દિરાભવનમાં પણ જાઉં છું. '

' કપિલરાયને ત્રણ બાળકો છે, ખરૂં ને ? '

' હા, પણ તેમાંથી એક તો ક્ષયરોગને માર્ગે ચડી ચૂકેલ છે. '

'ક્ષયરોગ ! કોને ક્ષય થયો છે ?'

'બે દીકરાઓમાં જે મોટો છે તેને. જમના કહેતી હતી કે તેનું શરીર જ તેની માતાના જેવું ફીકું છે. પરંતુ હું એ નથી માનતી. મેં તો જમનાને સ્પષ્ટ કહી દીધું હતું કે આવા નાના બાળકને અવારનવાર ઉધરસ રહ્યા કરે, તાવ આવી જાય, શરીર ફીકું અને એકવડીયું રહે, એ ચોકખી ક્ષયની નિશાની સમજી લેવી.'

'અને નાનો છોકરો અનિલકુમાર કેવો છે ?'

'બરાબર તેના બાપના જેવો જ. તંદુરસ્ત, તોફાની અને તરવરીયો.' વીણા બોલી : 'પરંતુ તમે તેમને કયાંથી ઓળખો ?'

'મારો તેમની સાથે કોઇ સીધો પરિચય તો નથી, પણ અગાઉ હું કપિલરાયના એક સગાને ત્યાં નોકરી કરતી હતી, તે વખતે કપિલરાયનાં કુટુંબનો મને પરિચય થએલો.' વિદ્યાગૌરીએ અડાવ્યું અને પૂછ્યું : 'કપિલરાય એ બાળકો ઉપર પ્રેમ તો કરતા જ હશે, અને તેમની સંભાળ પણ બરાબર લેવામાં આવતી હશે.'

'હાસ્તો. કપિલરાયની મોટીબેન જુદાં થયાં અને ગામમાં રહેવાને માટે ગયાં, તો પણ કપિલરાયે જમનાને તો ઇન્દિરાભવનમાં જ તેમનાં બાળકોને સાચવવાને માટે રાખી છે.'

'મોટીબેન શા કારણથી ગામમાં રહેવા ગયાં ?'

'કપિલરાયે ફરીથી લગ્ન કર્યું તેથી.'

'ફરીથી લગ્ન કર્યું ? કોની-હેમલતાની સાથે ?' વિદ્યાગૌરીએ પ્રશ્ન કર્યો.

'હાસ્તો વળી ! કપિલરાયે ઇંદિરાગૌરી સાથે લગ્ન કરેલું, તે પહેલાંનો હેમલતા અને તેમની વચ્ચે પ્રેમ હતો, અને મોહનપુરના લોકો તો એમ જ માનતા હતા કે કપિલરાય હેમલતાની સાથે લગ્ન કરશે. પરંતુ ગમે તે કારણે તેમણે પેલા જાગીરદારની દીકરી ઇંદિરાગૌરી સાથે લગ્ન કર્યું ! અને તેનું પરિણામ કેવું આવ્યું એ તો તમે જાણતાં જ હશો.'

વિદ્યાગૌરીએ દીર્ઘ નિઃશ્વાસ મૂક્યો. તેનું હૃદય ભરાઇ આવ્યું હતું. છતાં પણ મન ઉપર કાબૂ રાખીને તેણે પૂછ્યું: 'હેમલતા પણ કપિલરાયની પહેલી સ્ત્રીનાં બાળકો ઉપર પ્રેમ રાખતી જ હશે ?'

'આ જમાનો કેવો છે એ તો તમે જાણો જ છો ને ?' હેમલતાને ત્રણ મહિનાનો દીકરો છે. તેની સારવાર, સંભાળ અને કાળજીમાં તેનો સમય પસાર થાય છે. પછી શોકનાં છોકરાં ઉપર પ્રેમ કેવો હોય ? હા, એટલું ખરૂં કે તે તેમનો તિરસ્કાર કરતી નથી. તેમના શિક્ષણને માટે પણ મધુરિકા નામની એક બાઇને રાખવામાં આવી છે. મોટી દીકરી લક્ષ્મીદેવી કન્યાશાળામાં જાય છે, છતાં તેને ઘરમાં પણ શિક્ષણ મળે તેમ જ વીરેન્દ્ર અને અનિલકુમારને યોગ્ય શિક્ષણ આપી શકાય, એ માટે મધુરિકાને રાખવામાં આવી છે. પરંતુ તેનાં લગ્ન થવાનાં હોઇ તે હવે થોડા જ સમયમાં છૂટી થવાની છે.' વીણાએ કહ્યું : 'કેમ તમે ઉભાં થયાં ? બેસોને, હજી તો ઘણો સમય છે.'

પરંતુ વિદ્યાગૌરી પોતાના મન ઉપર વધારે કાબૂ રાખી શકે તેમ ન હતું. એટલે પોતાનાથી કદાચ રડી જવાશે અને આ બાઇને વહેમ આવશે, એવા વિચારથી તે ઉઠીને ચાલતી થઇ ગઇ.

બીજે દિવસે સવારે કુસુમગૌરીએ તેને પોતાની પાસે બોલાવીને કહ્યું: 'વિદ્યાબેન ! હરિણાક્ષીનાં હવે થોડા સમયમાં જ લગ્ન થવાનાં છે. એટલે લગ્ન થયા પછી તે તેને સાસરે જશે, અને પછી અમારે તમને છૂટાં કરવાં પડશે.'

'ભલે. તમે જ્યારે મને છૂટી કરવા માગતાં હો ત્યારે ખુશીની સાથે કહેજો. હું બીજે કોઇ ઠેકાણે નોકરીની તજવીજ કરી લઇશ.'

'જો તમારે નોકરી કરવી હોય તો ગુજરાતમાં એક સારૂં સ્થાન છે. લીલાવતીબેન મને કહેતાં હતાં.'

એ જ વેળાએ લીલાવતીએ દીવાનખાનામાં પ્રવેશ કર્યો. તેને જોઇ કુસુમગૌરી બોલી: 'અહો ! લીલાવતીબેન ! અત્યારમાં તમે ક્યાંથી ?'

'આજે નિર્જળા એકાદશી છે, એટલે હું મંડુકેશ્વરનાં દર્શન કરવા જતી હતી. મને થયું કે કુસુમબેન આવે તો તેમને પણ લેતી જાઉં.'

'હા. સારૂં કર્યું.' કુસુમ બોલી: 'હમણાં અમે તમારી જ વાત કરતાં હતાં.'

'શી વાત હતી ?'

'મારી દીકરીનાં લગ્ન થવાનાં હોઈ, લગ્ન પછી તે સાસરે જાય એટલે વિદ્યાબેન છૂટાં થવાનાં. એથી મેં તેમને કહ્યું કે જો તેમને બીજે નોકરી કરવી હોય તો એક સારૂં સ્થાન છે અને તે લીલાવતી-બેનના હાથમાં છે.'

'હા, સ્થાન તો ઘણું જ સારૂં છે: ખાનદાન કુટુંબનાં માણસો છે, સ્વભાવે પણ માયાળુ છે, અને ત્યાંની આબોહવા પણ સારી.'

વિદ્યાગૌરીએ પુછ્યું : 'કયે સ્થળે અને શું કામ કરવાનું છે ?'

લીલાવતીએ જવાબ આપ્યો : 'કામ તો તમારે લાયકનું શિક્ષિ-કાનું જ છે. હું અમદાવાદથી મારા પીયર મોહનપુર ગઇ હતી, તે વખતે ત્યાં હેમલતાબેનને મળવાને માટે ગઇ હતી. તેમના પતિ કપિલ-રાય પ્રતિષ્ઠિત ધારાશાસ્ત્રી છે અને તેઓ ઇન્દિરાભવનમાં રહે છે. એ કપિલરાયની પ્રથમ પત્નીનાં ત્રણ બાળકો છે: એક દીકરી અને બે દીકરા. તેમના ગૃહશિક્ષણને માટે મધુરિકા નામની એક બાઇને રાખેલી છે. પરંતુ તેનું લગ્ન થવાનું હોઇ તે છૂટી થવાની છે. એટલે હેમલતાબેને મને કોઇ સારી શિક્ષિકા હોય તો નજરમાં રાખવાનું કહ્યું હતું. એ શિક્ષિકાને ગુજરાતી ઉપરાંત હિંદી અને અંગ્રેજીનું જ્ઞાન હોવું જોઇએ. તેમ જ તે સંગીતનું પણ શિક્ષણ આપી શકે એવી તેની લાયકાત હોવી જોઇએ. તમે એ દરેક રીતે યોગ્ય છો. વળી કુસુમગૌરી-બેન સાથે લાંબા વખતથી રહેલાં છો. એટલે હેમલતાબેન તમને જરૂર રાખી લેશે. જો તમારી મરજી હોય તો હું તેમને પત્ર લખું.'

કેવો અદ્‌ભુત જોગાનજોગ ! ઇન્દિરાભવનમાં પોતાનાં જ બાળકોની શિક્ષિકા તરીકે જવાનું ! એથી એ બાળકોનું સતત સાનિધ્ય મળી શકે ખરૂં. પરંતુ કદાચ ઓળખાઇ જવાય તો ? એ પ્રકારના વિચારો તેના મનમાં ઉદ્‌ભવવા લાગ્યા. છેવટે તેણે કહ્યું : 'હું આવતી કાલે સવારે નક્કી કરીને તમને જણાવીશ.'

આખી રાત્રિ તેને નિદ્રા ન આવી. તેનું મન તેનાં બાળકોને મળવાને તલસી રહ્યું હતું. તેના મનને એમ થતું હતું કે જાણે કુદરતે જ તેનાં બાળકોને મળવાની આ તક તેની સમક્ષ રજૂ કરી હતી. અને વળી એવો વિચાર પણ ઉદ્‌ભવતો હતો કે પોતે એક ભયંકર છેતરપીંડી રમવાને તત્પર બની રહી છે! જે સ્થળે પોતે હવે પુનઃ કદી પણ ન જવું જોઇએ, તે સ્થળે જવાનો વિચાર કરવામાં પણ એક ભારે જોખમ ખેડી રહી છે !

આ પ્રમાણે પરસ્પરના વિરોધી વિચારો તેના દિલમાં ઉદ્‌ભવતા હતા. પરંતુ તે તેનાં બાળકોને મળવાનો, તેમને છાતી સરસાં ચાંપવાનો મોહ તજી શકી નહિ અને છેવટે તેણે મોહનપુર જવાનો નિર્ણય કર્યો.

બીજે દિવસે સવારે પોતાનો એ નિર્ણય તેણે કુસુમગૌરીને તથા લીલાવતીને જણાવ્યો.

લીલાવતીએ તુરત જ હેમલતા ઉપર ભલામણપત્ર લખ્યો. એ પત્ર હેમલતાને મળતાં તેણે તેના પતિને વંચાવ્યો. તેમાં આ શિક્ષિકાની શિક્ષણ વિષયક યોગ્યતા ઉપરાંત તેના દેખાવનું પણ વર્ણન કરવામાં આવ્યું હતું.

એ વર્ણન વાંચીને કપિલરાય સ્મિત કરતો બોલ્યોઃ 'જો કોઇને તેના દેખાવ ઉપરથી શિક્ષિકા તરીકે રાખવાનું નક્કી કરવાનું હોય તો આ વિદ્યાગૌરી ભાગ્યે જ પસંદગી પામી શકે. આપણને તો તેના દેખાવની નહિ, પરંતુ તેની શિક્ષણ વિષયક લાયકાતની જરૂર છે. એટલે એવી કેળવાએલી શિક્ષિકા મળતી હોય તો કાંઇ ખોટું નથી.'

'હા, અને વળી જુવાન તથા દેખાવડી શિક્ષિકા હોય તો કાંઇક જોખમ પણ ખરૂં ! તમે જ કહેતા હતા કે જ્યારે તમે મારા ભાઇની સાથે એકાંતમાં વાતો કરતા હતા ત્યારે મોટીબેને તમારી ઉપર મધુરિકા સાથે પ્રેમગોષ્ટી કરવાનો આક્ષેપ મૂકયો હતો !' અને હેમલતાએ પણ સહેજ હાસ્ય કર્યું.

'હું આશા રાખું છું કે તને તો મારી ઉપર એવી કુશંકા કદી પણ આવશે નહિ.'

અને બેઉ હસી પડયાં.

વિદ્યાગૌરીને શિક્ષિકા તરીકે રાખવાનું નક્કી થયું. એ બાબતનો પત્ર હેમલતાએ લીલાવતીને લખી મોકલ્યો. લીલાવતીએ વિદ્યાગૌરીને એ પત્ર વંચાવ્યો, અને વિદ્યાગૌરી તેની શેઠાણી કુસુમગૌરીની રજા લઇને મોહનપુર જવાને માટે વિદાય થઇ.

સાંજના સાત વાગ્યા હતા. મોહનપુરના સ્ટેશનપર વિદ્યાગૌરી ઉતરી. તેની સાથે બે બેગ અને એક બિસ્ત્રા સિવાય વધુ સામાન ન હતો. અગાઉથી ખબર આપેલી હોઇ તેને લેવાને માટે કપિલરાયનો નોકર પુરૂષોત્તમ મોટર લઇને આવ્યો હતો. તે મોટરમાં બેઠી. મોટર ઇન્દિરાભવન તરફ જવા લાગી. એક વાર પુનઃ પોતાને પરિચિત દશ્યો વિદ્યાગૌરી એટલે કે ઇન્દિરાની નજરે પડવા લાગ્યાં. તેનું હૃદય ઉછાળા મારી રહ્યું હતું. કદાચ ઇન્દિરાભવનના વરંડા પર તેનો એક વારનો પતિ કપિલરાય ઉભો હશે. તે તેને લેવાને માટે આવશે, મોટરનું બારણું ઉઘાડશે, તેને નીચે ઉતરવાનું કહેશે ! એ વખતે પોતે તેની સામે કેવી રીતે જોઇ શકશે ? પોતાની બાજી ઉઘાડી પડી નહિ જાય ? નહિ, હવે તો મનને મજબૂત બનાવી જે વેશ ધારણ કર્યો છે, તેને બરાબર ભજવવો એ જ કર્તવ્ય હતું.

## પ્રકરણ ૩૭મું

## અગ્નિપરીક્ષા

મોટર ઇન્દિરાભવનની પાસે આવી પહોંચી. બે નોકરો વરંડા ઉપર ઉભા હતા. તેઓ નીચે દોડી આવ્યા. પુરૂષોત્તમ આગલી બેઠકમાંથી નીચે ઉતર્યો. તેણે પાછલી બેઠકનું બારણું ઉઘાડયું. વિદ્યાગૌરી નીચે ઉતરી. નોકરોએ તેનો સામાન ઉપાડી લીધો. તે પગથીયાં પર ચડીને વરંડા પર આવી. સામેના હોલમાંથી જમના બહાર આવીને બોલી: 'આપ તો વિદ્યાગૌરીબેન ને?'

'હા.' વિદ્યાગૌરીના નામથી એક વારના પોતાના જ મકાનમાં પ્રવેશેલી ઇન્દિરાએ એકાક્ષરી જવાબ આપ્યો. જમના પોતાને ઓળખી જશે તો? એવી બીતિથી તેનું હૃદય ઉછળી રહ્યું હતું.

જમનાએ કહ્યું: 'મારી સાથે ચાલો. તમારે માટે નક્કી કરેલા ખંડમાં હું તમને લઇ જાઉં.'

અને વિદ્યાગૌરી જમનાની પાછળ જવા લાગી. તેઓ ઉપલા માળે ગયાં. એક પછી એક ખંડ પાસેથી પસાર થતાં આગળ ચાલ્યાં. એક વારનું તેનું શયનગૃહ, તેનું વસ્ત્રાગાર, તેના સંગીતવાદનને માટે રાખવામાં આવેલો ઓરડો, એ બધાં તેની દૃષ્ટિએ પડયાં. અત્યારે તો તેનો ઉપભોગ કપિલરાયની નવી પત્ની હેમલતા જ કરતી હશે. હવે પોતે તેની માલિકણ છે, એવી કલ્પના પણ શા માટે કરવી જોઇએ? અને વિદ્યાગૌરી આગળ ચાલી. નીચે ઉતરવાનો બીજો દાદર આવતો હતો. તેની બાજુના એક ઓરડામાં જમના તેને લઇ ગઇ. અહીં આગળ અને પાછળ બે ખંડ હતા. પાછળનો ખંડ શયનગૃહ તરીકે અને આગલો ખંડ દીવાનખાના તરીકે તેણે ઉપયોગમાં લેવાનો હતો.

એ દીવાનખાનામાં આવીને વિદ્યાગૌરી એક ખુરસી પર બેઠી. જમનાએ કહ્યું: 'જમવાનું તૈયાર છે, પરંતુ તમે થાકી ગયાં હશો. એટલે જો કહો તો તમારે માટે ચહા લાવું.'

'ના ના, અત્યારે ચહાની જરૂર નથી. જમવાનો સમય થાય ત્યારે મને બોલાવજો. તે દરમ્યાન હું વસ્ત્રો બદલાવી લઉં.'

જમના ગઇ. નોકરોએ વિદ્યાગૌરીનો સામાન શયનગૃહમાં લાવીને મૂકી દીધો હતો. અંદરના ખંડમાં ચોકડી હતી, ત્યાં જઇને વિદ્યાગૌરીએ હાથ, મ્હોં સાફ કર્યાં, માથાના વાળ સરખા કર્યા અને ક્ષણભર તે ચશ્માં વગરની આંખે અરીસાની સામે જોઇ રહી. તેને લાગ્યું કે તેના દેખાવ ઉપરથી તો તેને કોઇ ઓળખી શકે તેમ નથી. પરંતુ આ સ્થાન તેને માટે કપરૂં હતું. અહીં સાચોસાચ તેની અગ્નિપરીક્ષા હતી. ડગલે ને પગલે તેનું સાચું સ્વરૂપ ઓળખાઇ જવાની ભીતિ હતી. અવાજ ભલે બદલાયો હોય, ચહેરામાં પણ તદ્દન પરિવર્તન થઇ ગયું છે, પરંતુ વાતચીતમાં જો એકાદ ભૂલ થઇ ગઇ તો ? એટલે ઝીણી ઝીણી બાબતોમાં પણ તેણે સંભાળપૂર્વક વર્તવું જોઇએ, ઉર્મી કે આવેશને તેના હૃદયમાં લેશ પણ સ્થાન મળવું ન જોઇએ.

એ પ્રમાણે વિચારતી તે અરીસા પાસેથી ખસી ગઇ. બેગમાંથી કાઢીને બીજાં વસ્ત્રો બદલાવ્યાં અને ચશ્માં પુનઃ આંખો પર ચડાવી દીધાં.

પછી તે આગલા ખંડમાં આવીને ત્યાં પડેલા સોફા ઉપર આડે પડખે થઇ. પાંચેક મીનીટ બાદ એક કામ કરનારી આવી. તેણે કહ્યું : 'વિદ્યાગૌરીબેન ! જમવાનું તૈયાર છે. જમનાબેન તમને બોલાવે છે.'

અને તે એ બાઇની સાથે નીચે ભોજનગૃહમાં ગઇ. જમના અને તે બેઉ સાથે જમવા બેઠી. જમતાં જમતાં જમનાએ કહ્યું: 'તમે જમી રહો એ પછી બાઇસાહેબ તમને મળવા ઇચ્છે છે.'

'ભલે, તેમણે તો જમી લીધું હશે ?'

'હા, કપિલભાઇ અને તેમણે બેઉએ જમી લીધું છે. અત્યારે બાઇસાહેબ દીવાનખાનામાં બેઠાં છે. તમારી રાહ જુએ છે.'

તેમણે ભોજન કરી લીધું. હાથ ધોયા પછી જમના બોલી : ' ચાલો, હું તમને બાઇસાહેબ પાસે લઇ જઉં.'

' તમારે અહીં કામ હોય તો રોકાઓ. હું જઇશ. મેં દીવાનખાનું જોયું છે ! '

અને બોલવામાં પોતાની થએલી ભૂલ તુરત જ વિદ્યાગૌરી બનેલી એક વખતની ઇન્દિરાને સમજાઇ. આ ભવ્ય મકાનનો ખૂણેખૂણો તેનો પરિચિત હતો, એ વાત સાચી, પરંતુ તેને તત્કાળ ખ્યાલ આવી ગયો કે આવી રીતે પોતાનું જ્ઞાન પ્રગટ કરવામાં તેણે મોટી ભૂલ કરી છે. એ ભૂલ સુધારવાને માટે તે બોલી : ' હું જ્યારે મોટરમાંથી ઉતરીને વરંડા ઉપર આવી ત્યારે વચ્ચેના હોલની બાજુનો ખૂલ્લો ખંડ મારા જોવામાં આવેલો. તેની અંદરના ફરનીચર ઉપરથી મેં કલ્પના કરેલી કે તે દીવાનખાનું હોવું જોઇએ. '

'તમારી કલ્પના બરાબર છે. ભલે, ત્યારે બાઇસાહેબ પાસે જાઓ.'

વિદ્યાગૌરી મંદ ગતિએ દીવાનખાના તરફ જવા લાગી. એક અગ્નિપરીક્ષામાંથી તો તે પાર ઉતરી ગઇ. હવે હેમલતાને મળવાનું હતું. તેની સાથે કેવી રીતે વાત કરવી ? તે મનમાં ને મનમાં પ્રભુને પ્રાર્થના કરતી હતી કે પોતાને આ અગ્નિપરીક્ષામાંથી પૂર્ણપણે પાર ઉતારે.

દીવાનખાનાનું દ્વાર ખાલી બંધ હતું. એની ઉપર તેણે અવાજ કર્યો.

' અંદર આવો. ' અંદરથી અવાજ આવ્યો.

દ્વાર ઉઘાડીને વિદ્યાગૌરી અંદર ગઇ. પોતે અહીં હતી તે સમય કરતાં અત્યારે દીવાનખાનાની રચના વધારે સુંદર લાગતી હતી. ફરનીચર રોનકદાર હતું, ગોઠવણી પણ સરસ હતી. મધ્યમાં એક ગોળ ટેબલ હતું. તે ટેબલના ફરતી, ટેબલથી વિરૂદ્ધ દિશામાં મુખ રહે એવી રીતે સ્પ્રિંગની ચામડાથી મઢેલી ગાદીવાળી ખુરસીઓ ગોઠવેલી હતી. તે ખુરસીઓને ખાખી રંગના કપડાંથી મઢી લીધી

હતી. તે માંહેની વચલી ખુરસી પર પ્રવેશદ્વાર તરફ નજર રાખીને હેમલતા બેઠી હતી.

ઇંદિરાએ તેને અગાઉ જોએલી એ કરતાં અત્યારે તે વિશેષ સ્વરૂપવાન અને મોહક લાગતી હતી. અત્યારે તે એક સ્ત્રીવિષયક માસિક વાંચતી હતી. આંગતુકને જોઈને તે બોલી : 'કોણ ! વિદ્યાગૌરીબેન કે ?'

'હા જી.'

'આવો, આ સોફા પર બેસો.'

જે ગૃહમાં પોતાનો બીજાંનું સ્વાગત કરવાનો અધિકાર હતો, તે ગૃહમાં પોતે અત્યારે અન્યનું સ્વાગત અનુભવી રહી હતી: એ વિચાર આવતાં વિદ્યાગૌરી એક નિઃશ્વાસ મૂકીને સોફા ઉપર બેઠી.

'લાંબી મુસાફરી કંટાળાભરેલી તો ખરી.' હેમલતા બોલી.

'એવું તો ખાસ કાંઈ નથી.' વિદ્યાગૌરીએ અતિ મંદ સ્વરે જવાબ આપ્યો.

'કેમ કાંઈ તબિયત નરમ છે ?'

'ના ના, તબિયત સારી છે, માત્ર પ્રવાસનો થાક લાગ્યો છે.'

'આજે રાત્રે આરામ લેશો એટલે થાક ઉતરી જશે.' હેમલતાએ કહ્યું: 'લીલાબેને તમને જણાવ્યું તો હશે જ કે તમારે અહીં ત્રણ બાળકોને શિક્ષણ આપવાનું છે. એ બાળકો મારાં નથી, પરંતુ મારા પતિની પ્રથમ પત્ની ઇન્દિરાનાં છે.'

'ઇન્દિરાબાઈ તો મરી ગયાં છે, એમ મેં સાંભળ્યું છે.' વિદ્યાગૌરીએ વાતના પ્રવાહને બદલાવવાનો વિચાર કર્યો.

પરંતુ હેમલતાએ તો પોતાને જે કહેવાનું હતું, તે ચાલૂ જ રાખ્યું : 'મારા પતિએ અહીંના પ્રતિષ્ઠિત જાગીરદાર મનમોહનરાય દેસાઈજીની દીકરી ઇન્દિરાની સાથે લગ્ન કર્યું હતું. તેને ત્રણ બાળકો થયાં હતાં. મારા પતિનો ઇન્દિરા ઉપર પૂરો પ્રેમ હતો. પરંતુ એ પ્રેમની તેણે કદર ન કરી અને તે પતિનો ત્યાગ કરીને એક અધમ

માણસની સાથે ચાલી ગઇ—પોતાનાં બાળકો ઉપર એ પ્રકારનું કલંક મૂકતી ગઇ.'

'અત્યંત દિલગીર થવા જેવું.'

'હા. તેનાં ત્રણ બાળકોમાં મોટી દીકરી અને એથી નાના બે દીકરા છે. તેમને તમારે શિક્ષણ આપવાનું છે. એટલું ખ્યાલમાં રાખજો કે તેમને તેમની માતાનું સ્મરણ થવું ન જોઇએ. મારા પતિની પણ એ જ ઇચ્છા છે. મોટી છોકરી લક્ષ્મીદેવી જરીક ચબરાક છે. વીજળી કહેતી હતી કે તે અવારનવાર તેની માતાના સંબંધમાં જાતભાતના પ્રશ્નો કરે છે. તેના બાલમાનસ ઉપર તેની માતાની કલંકવાર્તા અસર ન કરે, એ માટે ખાસ કાળજી રાખજો.'

'વારૂ, બાઇસાહેબ! ત્રણે બાળકો છે તો કુશળ ને?'

'હા, ત્રણેની તબિયત સારી છે. ગયા ફાગણ મહિનામાં તેમને ઓરી નિકળ્યાં હતાં. તેમાંથી વીરેન્દ્રને સહેજ ખાંસી જેવું વરતાય છે.'

'એમાંથી ક્ષય થવાનો સંભવ તો નથી ને?'

'ક્ષય! ના ના. એવું કશું નથી. તેમનાં માતાપિતાનાં વડીલોમાં એવો કોઇ અસાધ્ય રોગ હતો જ નહિ. એટલે તેમને વારસામાં એ રોગ ઉતરવાનો છે જ નહિ.'

'લક્ષ્મીબેન કન્યાશાળામાં તો જતાં હશે?'

'હા. બીજા ધોરણમાં અભ્યાસ કરે છે. વીરેન્દ્રનું શરીર સહેજ નબળું હોઇ, તેને હજી શાળામાં દાખલ કર્યો નથી. અનિલ તો હજી નાનો છે. એ છોકરો જરીક તોફાની ખરો.'

એ વખતે વીજળી હેમલતાના બાળકને લઇને આવી અને બોલી: 'હેમલતાબેન! બટુક ઉંઘમાં આવ્યો છે. તેને ધવરાવી લેશો.'

'હા, લાવ મારી પાસે.' અને હેમલતાએ માતૃપ્રેમથી ઉભરાતા વાત્સલ્યપૂર્વક વીજળીની પાસેથી બટુકને પોતાના ખોળામાં લીધો. તેને સ્તનપાન કરાવવા લાગી. તે ટગર ટગર ચોતરફ આંખો ફેરવતો હતો. વિદ્યાગૌરીની સામે જોઇને તેનું મુખ મલક્યું અને વિદ્યાગૌરી બોલી: 'બટુક હસમુખો લાગે છે.'

'હા, તે જનમ્યો ત્યારથી અત્યારસુધીમાં એક વાર પણ મેં તેને રડતો સાંભળ્યો નથી.' બટુકનાં મસ્તકપર વહાલભર્યો હાથ ફેરવતી હેમલતા બોલી.

એ વખતે કપિલરાય અંદર આવ્યો. હેમલતાએ કહ્યું: 'આ વિદ્યાગૌરીબેન! મંડુકેશ્વરથી આવ્યાં છે.'

'હા, પુરૂષોત્તમે મને વાત કરી હતી.' કપિલરાય તેની સામે જોઇને બોલ્યો: 'અહીં તમને કોઇ અગવડ તો નથી ને? આ મકાનને તમારે પોતાનું ઘર જ સમજવાનું છે. જો કોઇ પણ અગવડ જણાય તો હેમલતાને કહેજો.'

'સાહેબ! બધી સગવડ બરાબર છે. આપ જેવા માયાળુ સજ્જનના કુટુંબમાં મને શિક્ષિકા તરીકેનું સ્થાન મળ્યું છે, એ હું મારૂં અહોભાગ્ય સમજુ છું.' વિદ્યાગૌરી બોલી. જો કે તે જમીન તરફ જ જોઇ રહી હતી.

'વિદ્યાબેન! હવે તમે જાઓ. થાકયાંપાકયાં હશો. આરામ લો.' હેમલતાએ સૂચવ્યું.

વિદ્યાગૌરી ચાલી ગઇ. વીજળી પણ બટુકને લઇને સુવાડવાને માટે ગઇ.

કપિલરાયે કહ્યું: 'આ બાઇનો દેખાવ બહુ જ કદરૂપો લાગે છે.'

હેમલતાએ કહ્યું: 'પુરૂષોને તો સ્ત્રીઓના દેખાવની જ પડી હોય છે. તેના ગુણ કેવા છે, એનો તેઓ ઝાઝો વિચાર કરતા હોતા નથી.'

'શું મને તું એવો પુરૂષ માને છે?'

'હું વ્યક્તિગત નહિ, પણ સામાન્ય રીતે બધા પુરૂષો માટે કહું છું. જો એમ ન હોય તો મારા ભાઇ સૂર્યકાન્તની આ દશા થાત ખરી?' એમ બોલતાં હેમલતાએ એક દીર્ઘ નિઃશ્વાસ મૂકયો અને પુનઃ ઉચ્ચાર્યું: 'શું તેને જીવનપર્યંત પરદેશવાસ વેઠવો પડશે?'

'તું ચિંતા શા માટે કરે છે? પ્રભુ સત્યનો બેલી છે.'

# પ્રકરણ ૩૮મું

## ઇન્દિરાનો હૃદયભંગ

બીજી સવારે નિત્યકર્મથી પરવારી વિદ્યાગૌરી નીચે આવી. એ વખતે પાંચ વર્ષનો અનિલ હાથમાં સાવરણી લઇને દોડતો આવતો દેખાયો. અનિલનું શરીર હૃષ્ટપુષ્ટ હતું. આજે લાંબા સમયે પોતાના બાળકને જોતાં ઈંદિરાનું હૃદય ભરાઇ આવ્યું. તેણે એકદમ અનિલને ઉપાડી લીધો અને છાતીમાં ઘાલી એક બાંકડો પડયો હતો, તેની ઉપર બેસી ગઇ. અનિલના કપોલપ્રદેશપર ચુંબનો વર્ષાવવા લાગી. એ વખતે કાળાં ચશ્માંની તળે છુપાએલી તેની આંખોમાંથી ખરખર અશ્રુ વહેતાં હતાં. એ અશ્રુની અંદર હર્ષ, ઉર્મિ અને શોકનો આવેગ સમાયો હતો.

એ પ્રમાણે ચુંબન કરતાં તેણે ઉંચી દૃષ્ટિ કરી તો વીજળી તેની સામે ઉભેલી નજરે પડી. તે ચમકી અને અશ્રુને ખાળતી બોલી: 'હું જ્યારે કોઇ પણ નાના બાળકને જોઉં છું ત્યારે મને મારૂં બાળક યાદ આવી જાય છે!'

વીજળી તેના હાથમાંથી અનિલકુમારને લઇને તેને ઉદ્દેશીને બોલી: 'અનિલ! તું મોટો થતો જાય છે તેમ તારૂં તોફાન વધતું જાય છે. આ સાવરણી લઇને ક્યાં જતો હતો? જો બહુ તોફાન કરીશ તો હું તને ઓરડામાં જ પૂરી દઇશ. ચાલ જમનાબેન રાહ જુએ છે. તને ભુખ લાગી છે કે નહિ?' એમ કહી તે ઇંદિરાને ઉદ્દેશીને બોલી: 'વિદ્યાગૌરીબેન! ચાલો. ચહાનાસ્તો તૈયાર છે. હું તમને બોલાવવા જ આવતી હતી.'

તેઓ ભોજનગૃહની બાજુના ખંડમાં ગયાં. ત્યાં એક ટેબલની આસપાસ ચાર ખુરશીઓ ગોઠવેલી હતી. લક્ષ્મી, વીરેન્દ્ર અને

જમના ત્યાં એ ખંડમાં હતાં. વિદ્યાગૌરી અનિલને લઈને એ ખંડમાં આવી. વીજળી તેના કામે ચાલી ગઈ અને જમનાએ કહ્યું: 'વિદ્યાગૌરીબેન! આ ત્રણે બાળકો હવે તમને સુપ્રત થાય છે. તમારે માટે ચાહનાસ્તો તૈયાર છે. હું હવે જાઉં છું. કામ હોય તો બોલાવજો.' જમના પણ ગઈ. હવે ઈંદિરા અને તેનાં ત્રણ બાળકો આ ખંડમાં એકલાં રહ્યાં. ઇન્દિરા બોલીઃ 'તમે ચહા નથી પીતાં ખરું?'

'ના.' લક્ષ્મીએ કહ્યું: 'જમનાબેન કહે છે કે નાનાં બાળકોએ ચહા ન પીવી જોઈએ. મંગાફઈબા પણ એમ જ કહેતાં. એટલે અમે સ્હવારે નાસ્તામાં ભાખરી કે પૂરી અને દુધ જ લઈએ છીએ.'

'મને મીઠાઈ ભાવે છે, પણ જમનાબેન મગજનો લાડુ મને નથી આપતી.' વીરેન્દ્રે કહ્યું.

'વધારે ગળપણ નહિ સારું.' ઇન્દિરા બોલી.

'હું નાની હતી ત્યારે મારી બા તો મને ચહા આપતી, અને કોઈવાર મગજ અથવા મોહનથાળ પણ આપતી.'

'અને મારા બાપુજી સાથે અમે નાસ્તો કરતાં ત્યારે તે પણ કોઈ કોઈ વાર અમને મગજ આપતા.' વીરેન્દ્ર બોલ્યો.

'ત્યારે શું હવે તમે તમારા બાપુજી સાથે નાસ્તો નથી લેતાં?'

લક્ષ્મીએ કહ્યું: 'ના, જ્યારથી મારી આ બા આવ્યાં છે, ત્યારથી તે તથા મારા બાપુજી એકલાં જ નાસ્તો કરે છે અને અમે મધુરિકાબેનની સાથે સવારે નાસ્તો લેતાં હતાં. હવે તમે આવ્યાં એટલે તમારી સાથે લેવાનાં.'

લક્ષ્મીના શબ્દોથી ઇન્દિરાનું હૃદય ભરાઈ આવ્યું. શું હેમલતાએ તેના પતિને એટલો બધો વશ બનાવી દીધો છે કે તે પોતાનાં બાળકો પ્રત્યે આટલો બેદરકાર બની ગયો છે?

તેણે પૂછ્યું: 'તમારી બાનો સ્વભાવ કેવો છે? એ તમને ગમતાં તો હશે જ.'

'સાચું કહું: મારી બા મને જેટલી ગમતી હતી, તેટલી આ બા ગમતી નથી. પણ જમનાબેન મને કહે છે કે મારે મારી બાને કોઈ દિવસ પણ સંભારવી નહિ.' લક્ષ્મીએ કહ્યું.

'કેમ? તમારી બાને સંભારવાની એ ના શા માટે પાડે છે?'

'મારા બાપુજીએ પણ જમનાબેનને કહી રાખ્યું હતું કે તેણે અથવા ઘરના કોઇ પણ માણસે મારી બાનું નામ પણ લેવું નહિ.'

'એમ કહેવાનું કાંઇ કારણ તો હશે ને?' ઇન્દિરાએ પૂછ્યું.

લક્ષ્મીએ જવાબ આપ્યો: 'હા. જમનાબેન કહેતી હતી કે એક રાત્રે એક માણસ મારી બાનું હરણ કરી ગયો હતો. જેમ રાવણ સીતાનું હરણ કરી ગયો, તેમ આ માણસ મારી બાને ઉપાડી ગયો. રાવણ બાવા રૂપે રામને ત્યાં આવ્યો હતો. આ માણસ મારા બાપુજીનો મિત્ર બનીને અમારે ત્યાં આવ્યો હતો. જમનાબેને આ વાત અમને કરી હતી. મને કોઇ કોઇ વાર મારી બા સાંભરે છે અને રડવું આવી જાય છે. એવો વિચાર થાય છે કે એ માણસ મારી બાને કેદમાં પૂરી રાખતો હશે, ખૂબ મારતો હશે, અને એથી જ તે બિચારી મરી ગઇ હશે.'

વીરેન્દ્ર બોલ્યો: 'એક વાર મને તાવ આવ્યો હતો. હું ઉંઘી ગયો હતો. મને સ્વપ્નું આવ્યું. મારી બા મારા ઓરડામાં આવીને ખાટલા પર બેસી ગઇ અને મને કહેવા લાગી: 'વીરેન્દ્ર! હું સ્વર્ગમાંથી આવી છું. તને અહીં ગમે છે? જો ન ગમતું હોય તો મારી સાથે ચાલ. સ્વર્ગમાં ખૂબ મજા આવશે. ત્યાં રમતગમતનાં અનેક સાધનો છે, વિમાનોમાં ફરવાનું છે. નાટકશાળાઓમાં સરસ ખેલ થાય છે. એવું એવું જોવાનું છે કે એ જોતાં તું ધરાઇશ જ નહિ.'

'મેં કહ્યું: 'મને તમારી સાથે આવવું ગમે છે. પણ લક્ષ્મી-બેન અને અનિલભાઇને મૂકીને આવવું મને ગમતું નથી.' એવામાં અચાનક મારી આંખો ઉઘડી ગઇ.'

ઇન્દિરાએ કહ્યું : ' હું પણ માનું છું કે તમારી બા જ્યાં હશે ત્યાં તે તમને રોજ યાદ કરતી હશે. વારૂ, હવે આપણે તમારા શિક્ષણની શરૂઆત કરીએ. '

' અમારા અભ્યાસ માટેનો ખંડ તો મેડી ઉપર છે. '

' ચાલો ત્યારે આપણે ઉપર જઇએ. '

તેઓ ઉપર ગયાં. ત્રણે બાળકો અભ્યાસગૃહમાં દાખલ થઇને તેમનાં પુસ્તકો શોધવા લાગ્યાં. ઇન્દિરા રવેશમાં કઠેડાને અઢેલીને સહજ ઉભી હતી ત્યાં તેણે કપિલને બહાર જતો જોયો. તેની સાથે વાત કરતી હેમલતા પણ થોડે સુધી જતી દેખાઇ, અને ઇન્દિરાનું દિલ પ્રજ્વલી ઉઠ્યું: ' મારી એક જ ભુલ અને એનું આ પરિણામ!'

તે આંખો લૂછતી શિક્ષણગૃહમાં ગઇ અને બાળકોની સાથે તેમના અભ્યાસને લગતી વાતોમાં પરોવાઇ.

આખો દિવસ પસાર થઇ ગયો. સાંજે બગીચામાં ફરી આવીને ઇન્દિરા તથા ત્રણે બાળકો તેમના ભોજનને માટે નિયત કરેલા ખંડમાં જમવાને માટે ગયાં. જમી રહ્યા પછી છેલ્લે કોગળે અંતરસ જવાથી કે કોઇ બીજા કારણે વીરેન્દ્રને અચાનક ઉધરસ ઉપડી અને તે ખૂબ ખોંખોં કરવા લાગ્યો. તેને ઉધરસ ખાતો સાંભળીને કપિલરાય એ ખંડમાં આવ્યો. લક્ષ્મી તથા અનિલ તો જમીને બહાર ચાલ્યાં ગયાં હતાં અને વરંડા પર દોડતાં હતાં.

અહીં ઇન્દિરા વીરેન્દ્રને પોતાના ખોળામાં બેસારીને તેની પીઠ પર હાથ ફેરવતી હતી, પરંતુ તેની ઉધરસ શમતી ન હતી.

' આ ઉધરસ ઉંટાટીયા જેવી હોય, એમ તમને લાગે છે ખરૂં ?' કપિલરાયે ઇન્દિરાને એટલે કે વિદ્યાગૌરીને પ્રશ્ન કર્યો.

વિદ્યાગૌરી બોલી : ' ઉંટાટીયો તો કદાચ નહિ હોય, પરંતુ વીરેન્દ્રભાઇનાં ફેફસાં નબળાં પડી ગયાં હોય એમ લાગે છે. એટલે એની બરાબર સંભાળ લેવાની જરૂર છે. રાત્રે તો ખાસ સંભાળ રાખવી

જોઇએ. જો તમારી સંમતિ હોય તો રાત્રે તેને મારા ખંડમાં સુવાડવાની વ્યવસ્થા કરીએ.'

'ના ના, તમને એવી તકલીફ શા માટે આપવી જોઇએ? તમારી તબિયત તમારા દેખાવ પરથી બહુ સારી લાગતી નથી. એટલે વળી ઉજાગરો થાય તો માંદા પડી જાઓ. વીરેન્દ્રની સ્થિતિ એટલી બધી ગંભીર હોય એમ મને નથી લાગતું અને જો કદાચ એવું હશે તો જમના તથા વીજળી ક્યાં નથી! તેઓ તેની સંભાળ લેશે. તમારે તકલીફ ન લેવી.'

કપિલરાયનો આ નિર્ણય છેવટનો હતો, અને તેમાં વિદ્યાગૌરી પ્રત્યેની લાગણી પણ સમાયેલી હતી. પરંતુ વિદ્યાગૌરી બનેલી ઇન્દિરાને તો કપિલરાયના એ નિર્ણયથી અત્યંત મનઃદુઃખ થયું.

જો પોતે વીરેન્દ્રની માતા તરીકે વીરેન્દ્રના પિતાની પાસે આવી માગણી મૂકી હોત તો તેનો પિતા ના કહી શકત ખરો? પરંતુ માતા તરીકેનો અધિકાર તેણે ગુમાવ્યો હતો અને તેથી તે અહીં રહે ત્યાંસુધી આવી તો અનેક આત્મવેદનાઓ તેને સહન કરવાની હતી.

કપિલરાયે જમનાને બોલાવી. જમના કપિલરાયની સૂચનાથી વીરેન્દ્રને મેડી ઉપર તેના સૂવાના ઓરડામાં લઇ ગઇ. હવે તેની ઉધરસ ઓછી થઇ ગઇ હતી.

ઇન્દિરા કશું પણ બોલ્યા વગર પોતાના ખંડમાં ચાલી ગઇ અને બારણું અંદરથી બંધ કરી ખાટલા પર પડીને તેના ભરાએલા હૃદયને ખાલી કરવા લાગી. મોકળા મને રડી શકાય તેમ પણ ન હતું. કોઇ સાંભળી જાય તો? આ કેટલી કષ્ટપૂર્ણ મનોયાતના? શું તે આ પ્રકારની મનોયાતના–હૃદયભંગ વેઠવાને અહીં આવી છે? શું આ રીતે તે પોતે કરેલા ભીષણ પાપનું પ્રાયશ્ચિત્ત કરી રહી છે?

## પ્રકરણ ૩૯મું

### પ્રેમનો ભરતી ઓટ

ચાર્‌રેક દિવસો પસાર થઇ ગયા. આજે સવારે રાવબહાદુર મુનશી તેમના મિત્ર બિહારીલાલની સાથે અમદાવાદ ગયા છે. એકાદ બે દિવસ ત્યાં રોકાવું પડશે એમ દીવાળીબાને કહેતા ગયા છે.

કપિલરાય સવારે ઓફીસમાં જતો હતો ત્યારે રાવબહાદુર તેને મળેલા અને પોતે અમદાવાદ જતા હોવાનું તથા ત્યાં બે દિવસ રોકાવાનું તેમણે કપિલરાયને પણ જણાવેલું.

ઓફીસમાંથી ઘેર આવીને તેણે હેમલતાને એ વાત કહેલી. એટલે બપોર પછી હેમલતા મોટરને તૈયાર કરાવીને તેની માતા પાસે ગઇ, અને બાપુજી બે દિવસ અમદાવાદમાં રોકાવાના હોઇ, તે પાછા આવે ત્યાંસુધી તેની માતાને ઇંદિરાભવનમાં રહેવાનો આગ્રહ કરીને તેડી લાવી. તેણે માતાને કહ્યું : 'આવતી કાલે એમનો જન્મદિવસ છે. એટલે મોટીબેન પણ આજે સાંજે અમારે ત્યાં આવવવાનાં છે. એમની સાથે તમને ઠીક પડશે.'

દીવાળીબાને એ ઠીક લાગ્યું અને તે પુત્રીની સાથે તેના પતિના ગૃહે ગયાં.

હેમલતાએ વિદ્યાગૌરીની સાથે તેમનો પરિચય કરાવ્યો. થોડી વાર પછી તે ઉઠીને આવતી કાલ માટેની વ્યવસ્થા કરવાને જમના તથા વીજળીને સૂચના આપવાને ગઇ. અહીં દીવાળીબા તથા વિદ્યાગૌરી એકલાં પડયાં.

વાતમાં વાત નિકળતાં દીવાળીબાએ કહ્યું: 'વિદ્યાબેન! તમારા ચહેરા ઉપર શું સદાને માટે આવી ઉદાસીનતા છવાએલી રહે છે?'

'એવું તો કાંઇ નહિ. પરંતુ મારૂં જીવન જ એ રીતે પસાર થયું છે કે એથી મારા મનની ઉદ્વિગ્નતા દૂર થઇ શકતી નથી.'

'હા, હેમલતા મને કહેતી હતી કે તમે તમારા પતિને ગુમાવ્યો છે, બાળકોને ગુમાવ્યાં છે અને જેને તમે તમારૂં કહી શકો એવું કોઈ પણ રહ્યું નથી.'

'પ્રભુએ મારા નસીબમાં એવું માંડેલું હશે, તે મારે ભોગવવું જ જોઇએ ને?'

'હાસ્તો! પરંતુ નાનાં બાળકો આપણી પાસેથી ચાલ્યા જાય એ દુઃખદાયક તો ખરૂં.'

'દુઃખ અને સુખ તો સંસારમાં જન્મ ધારણ કરનાર દરેક માનવીના પ્રારબ્ધમાં લખાએલાં જ છે.' ઈંદિરાગૌરી બોલી.

'ખરૂં છે, હું પણ તમારા જેવી તો નહિ, પરંતુ એક જુદા જ પ્રકારની મનોયાતના વેઠી રહી છું.' અને દીવાળીબાએ પોતાના પુત્ર સૂર્યકાન્ત ઉપર આવેલા આરોપની તથા એ કારણે તે ગૃહત્યાગી બનીને પરદેશવાસ વેઠતો હોવાની હકીકત વિદ્યાગૌરીને જણાવી

વિદ્યાગૌરી બનેલી ઇન્દિરાને તેના કાકા રણજીતરાય પાસેથી સૂર્યકાન્ત ઉપર મુકાએલા ખૂનના આરોપને લગતી માહિતી મળી હતી. પરંતુ વિદ્યાગૌરીના સ્વાંગમાં તો તેણે એ વિષયમાં પોતાની તદ્દન અજ્ઞાનતા જ બતાવવી જોઇએ. એટલે એ હકીકત સાંભળીને આશ્ચર્યમિશ્ર દિલસોજીના ભાવપૂર્વક તે બોલીઃ 'ખરેખર દીવાળીબા! તમારૂં દુઃખ કાંઇ ઓછું ન ગણાય. સાચું છેઃ જગતનાં બધાં માનવીને કોઇને કોઇ દુઃખાપત્તિ સહન કરવાની હોય જ છે. હા, પરભવમાં જેણે મહાપુન્ય કર્યાં હોય તે જ સમગ્ર રીતે સુખોપભોગ કરી શકે છે. અને તેના દૃષ્ટાંત તરીકે શ્રીમાન કપિલરાય તથા હેમલતાબેનને મૂકી શકાય.'

'બરાબર છે. હેમલતા અત્યારે પરમ સુખી છે, એ તમારી વાતને હું સ્વીકારૂં છું. પરંતુ કપિલરાય તો એક વાર તેમના જીવનમાં દુઃખાનુભવ કરી ચૂક્યા છે. કદાચ તમારા જાણવામાં આવ્યું હશે કે તેમણે પહેલી વાર અહીંના જાગીરદારની પુત્રી સાથે લગ્ન કર્યું હતું. તેમનો ઇન્દિરા ઉપર પૂરો પ્રેમ હતો. પરંતુ કોઇ

કાળચોઘડીયે ઇન્દિરાના દિલનું પરિવર્તન થયું અને તે તેની કાકીના ભત્રિજાની સાથે ગૃહત્યાગ કરીને ચાલી ગઇ. એ માણસ અધમ અને કેવળ વિષયલોલુપ હતો. એટલે તેની સાથે ચાલી જવાથી પણ ઇન્દિરા સુખ તો ન જ પામી. માત્ર કપિલરાયના દિલ પર તેણે પોતાના એ વર્તનથી ભારે આઘાત પહોંચાડયો !'

ઇન્દિરા આ હકીકત સાંભળી રહી હતી. એ વખતે તેના મનમાં જુદા જુદા ભાવ ઉભરાતા હતા, પરંતુ એ ભાવને પ્રગટ કરવાની તેની ઇચ્છા ન હતી. એટલે તે મૌન જ રહી અને દીવાળીબાએ આગળ ચલાવ્યું: 'પાછળથી સાંભળવામાં આવ્યું કે ઇન્દિરા રેલ્વે-અકસ્માતમાં મરણ પામી હતી. તેના જેવી આશાભરી યુવતીનું અકાળે મોત નીપજે એ દુઃખદાયક તો ખરૂ જ. પરંતુ એક રીતે કહું તો મારી હેમલતાને માટે એ ઘટના આનંદદાયક બની !'

'એ કેવી રીતે ?'

'જો ઇન્દિરા જીવતી હોત તો કપિલરાય હેમલતાની સાથે લગ્ન ન કરત, અને હેમલતા કપિલરાય સિવાય બીજા કોઇની પણ સાથે લગ્ન નહિ કરવાની પ્રતિજ્ઞા લઇ બેઠી હતી.'

'શું હેમલતાબેનનો શેઠસાહેબ ઉપર પ્રથમથી જ એવો અદ્‌ભુત અને અપૂર્વ પ્રેમ હતો ?'

'હા, તેઓ નાનાં હતાં ત્યારથી એકબીજાના પરિચયમાં આવતાં અને તે પરિચયે હેમલતાના દિલમાં કપિલની પ્રત્યે પ્રેમનો પ્રાદુર્ભાવ કરેલો.'

'ત્યારે તો કપિલરાયનો પણ તેમની ઉપર પ્રેમ હોવો જ જોઇએ.'

'ના, એ હું નથી માનતી. જો કપિલનો હેમલતા ઉપર પ્રથમથી જ પ્રેમ હોત તો મારી ખાતરી છે કે તેણે ઇન્દિરાની સાથે કદી પણ લગ્ન કર્યું ન હોત. એટલું માત્ર ખરૂં કે કપિલનો હેમલતા ઉપર એક ભાઇનો બેન પ્રત્યે હોવો જોઇએ તેવો પ્રેમ તો જરૂર હતો.'

'વારૂ દીવાળીબા ! તમારે માટે ચહા મંગાવું ?' એમ કહીને તે ઉભી થઇ. જમનાને બે કપ ચહા લાવવાનું કહી આવી.

ચહાપાન કર્યા પછી બેઉ જણીઓ બગીચામાં ફરવાને માટે ગઈ. ફરતાં ફરતાં તેમની વચ્ચે બાળકોના અભ્યાસને લગતી પ્રાસ્તાવિક વાતો ચાલતી હતી. વચ્ચે વચ્ચે વિદ્યાગૌરીના પૂર્વજીવન વિષે પણ દીવાળીબા તેને પ્રશ્નો કરતાં હતાં. વિદ્યાગૌરી તેના ગોળગોળ જવાબ આપતી હતી. એમ કરતાં સાન્ધ્યકાળ થવા આવ્યો. દીવાળીબાને થાક લાગ્યો હતો. એટલે તે એક બાંકડા પર બેસી ગયાં અને બોલ્યાં: 'હવે તો મને લાગે છે કે કપિલરાય આવી ગયા હશે, અને હેમલતા પણ કામકાજમાંથી નવરી પડી હશે.'

'તમે અહીં બેસીને આરામ લ્યો. હું બંગલામાં જઈને ખબર કાઢી આવું.' વિદ્યાગૌરી બંગલામાં ગઈ. દીવાનખાનાનું દ્વાર ખુલ્લું હતું. તેમાં કોઈ ન હતું. પરંતુ તેની બાજુના ખંડમાંથી હારમોનીયમનો અવાજ આવતો હતો, અને તેની સાથે કોઈ ગાતું હોય એવો મધુર રવ પણ સંભળાતો હતો.

'પ્રેમ તણા પંથને ઉજાળો,
હો પ્રેમદા...પ્રેમ તણા પંથને ઉજાળો.
પ્રેમ ક્ષીરસાગરમાં, હૈયાની હોડીપર,
સ્નેહીનો સાથ છે સુખાળો—હો પ્રેમદા૦
પ્રેમના પ્રકાશ વિના, સૂર્યનો ઉજાશ ભલે,
સાચું સૌંદર્ય ના નિહાળો—હો પ્રેમદા૦
ચંદ્રમાં કલંક તદા, ઝરતું અમૃત સદા,
વરસાવે રવિરાય ઝાળો—હો પ્રેમદા૦
આત્માની એકતામાં, પ્રેમ-રેણુ દૃઢ બને,
તેને કદાપિ ના પ્રજાળો..............
હો પ્રેમદા...પ્રેમ તણા પંથને ઉજાળો.'

એ જ ગીત. કપિલરાયનું પ્રિય ગીત. અગાઉ પોતે અનેક વાર તેને હારમોનીયમ પર સંભળાવેલું, એ જ ગીત હેમલતા અત્યારે ગાઈ રહી હતી. તે એકલી જ ગાય છે કે કપિલરાય તેની પાસે છે,

એ જાણવાની લાલચને વશ બની, વિદ્યાગૌરી અવાજ ન થાય તેમ ધીમે પગલે બીજા ખંડનું બારણું દીવાનખાનામાં પડતું હતું તેની નજીક ગઇ. તેણે ધીમેથી બારણાને અધખોલું કર્યું અને એ ખંડનું દશ્ય તેની નજરે પડયું.

હેમલતા હારમોનીયમ પાસે ખુરસી પર બેસીને વાજીંત્રના પાસા પર આંગળીઓ ફેરવતી ગીત ગાઇ રહી હતી. કપિલરાય ખુરસીની બાજુમાં ઉભો હતો. તેનો એક હસ્ત હેમલતાના ખભા ઉપર અને બીજો હસ્ત ખુરસીના હાથા ઉપર હતો. આ બારણા તરફ તેમની પીઠ હોવાથી પોતાને કોઇ જોઇ રહ્યું છે, એવો તો તેમને ખ્યાલ જ ન હતો.

ગાતાં ગાતાં હેમલતાએ ઉંચી દૃષ્ટિ કરીને પતિની સામે જોયું અને તે જ પળે કપિલરાયે તેના ઓષ્ટને ચુંબનથી અંકિત કરી દીધા.

હવે આ દશ્ય વધુ વાર વિદ્યાગૌરીથી જોઇ ન શકાયું. તેણે ધીમેથી દ્વાર બંધ કરી દીધું અને ઉતાવળે પગલે તે દિવાનખાનામાંથી બહાર નિકળી. પગથીયાં પરથી ઉતરીને જે બાજુએ દીવાળીબા બેઠાં હતાં એ તરફ જતી હતી ત્યાં પગથીયાની પાસે જ મોટીબેન તેને મળ્યાં.

'કોણ! તમે વિદ્યાબેન તો નહિ?' તેને જોઇને મોટીબેને ઉચ્ચાર્યું.

ઇન્દિરા વિદ્યાગૌરી તરીકે અહીં આવી ત્યારબાદ પહેલી વાર જ મોટીબેન આવ્યાં હતાં. જો કે વિદ્યાગૌરી નામની એક શિક્ષિકા બહાર-ગામથી આવી છે અને તે આખો વખત આંખોને કાળાં ચશ્માંથી ઢાંકેલી રાખે છે, તેનો ચહેરો બેડોળ છે અને સહેજ લંગડાતી ચાલે છે, એવું તેમણે સાંભળ્યું હતું ખરૂં. અને તેથી જ તેમણે એને જોઇને તેમના સ્વભાવ પ્રમાણે પ્રસ્તુત ઉચ્ચાર કર્યો હતો.

વિદ્યાગૌરી તેનો જવાબ આપવાને રોકાઇ નહિ. અત્યારે તેનું હૃદય અત્યંત વિદગ્ધ બની ગયું હતું. જે સ્થાન પોતાનું હતું તે અન્ય સ્ત્રીએ પચાવી પાડયું હતું. એક પછી એક બનતા બનાવો તેના દિલને વધુ ને વધુ અશાંત બનાવી રહ્યા હતા. તેને અહીં

આવવાનો વિચાર જ કેમ થયો? તે શા માટે અહીં આવી? પોતાના બાળકોનું સાનિધ્ય પ્રાપ્ત કરવાને માટે તે અહીં આવી હતી. એથી પોતાના મનને શાંતિ મળશે એવી તેને આશા હતી. પરંતુ અહીં તો અશાંતિનો પ્રવાહ જ વહી રહ્યો હતો.

તે મનોગત બોલીઃ 'અહીં આવવામાં મેં મોટી ભૂલ કરી છે. જો અત્યારે હું અહીં ન હોત તો આ બધું જોઇને મનને વિદગ્ધ બનવાનો પ્રસંગ ન આવત. પણ હવે શું થાય? પાપનું પાયશ્ચિત્ત કરવું જ જોઇએ.' અને તે દીવાળીબા પાસે ચાલી ગઇ.

## પ્રકરણ ૪૦મું

### ધારાસભામાં ઉમેદવારી

ધારાસભાના ઉમેદવારોની ચુંટણી થયાને એક વર્ષ થઇ ગયું હતું. એ વખતે મોહનપુર તાલુકા તરફથી મીસ્તર અગ્નિકુમાર નામના એક ગૃહસ્થ ધારાસભાના સભ્ય તરીકે ચુંટાયા હતા. કેટલોક સમય થયા તેમની તબિયત નરમ રહેતી હોવાથી, ડોકટરોએ તેમના મગજ ઉપરનો તમામ બોજો દૂર કરીને લાંબા સમયને માટે કોઇ સુકી હવાવાળા પ્રદેશમાં જઇ, સંપૂર્ણ આરામ લેવાની તેમને ભલામણ કરેલી. તેમણે સભ્યપદનું રાજીનામું આપ્યું. તેમની જગ્યા ખાલી પડી. એ જગ્યા માટે બીજો ઉમેદવાર ઉભો કરવાની મોહન-પુર તાલુકાની જનતામાં ચર્ચા શરૂ થઇ. બધાને લાગ્યું કે કપિલરાય વકીલ મોહનપુર તાલુકાનું પૂરેપૂરૂં પ્રતિનિધિત્વ જાળવી શકશે. એથી મોહનપુરના શહેરીઓની એક સભા બોલાવવામાં આવી. ધારાસભાના સભ્યપદ માટે ઉમેદવારી કરવાની, કપિલરાયને આગ્રહ-પૂર્વક વિનતિ કરવાનો ઠરાવ એ સભાએ પસાર કર્યો. અને એ ઠરાવ પહોંચાડવા માટે સભાનું એક પ્રતિનિધિમંડળ કપિલરાયની પાસે જાય તથા તેને રૂબરૂમાં પણ આગ્રહ કરે એમ ઠરાવ્યું.

એ મંડળમાં તાલુકાના પ્રતિષ્ઠિત શહેરીઓની પસંદગી કરવામાં આવી. બીજે દિવસે તેઓ કપિલરાયની પાસે ગયા. તેમણે વસ્તુસ્થિતિ સમજાવી, શહેરીઓની સભાએ સર્વાનુમતે પસાર કરેલો ઠરાવ તેની સામે રજૂ કર્યો, અને આગ્રહપૂર્વક તેને ઉમેદવારી કરવાની વિનતિ કરી. તેમની તમામ હકીકત સાંભળ્યા પછી કપિલરાયે કહ્યું: ' જો અત્યારે ને અત્યારે જ તમને મારો જવાબ જોઇતો હોય તો હું તમને હકારમાં જવાબ આપી શકીશ નહિ.'

' પરંતુ એમાં વાંધો શો છે? અને આવી બાબતમાં વળી વિચાર કરવાનું પણ શું હોય? આખા તાલુકામાં એવો એક પણ મતદાર નહિ હોય કે જે તમને મત આપવાને માટે આનાકાની કરે.' પ્રતિનિધિમંડળનો એક સભ્ય બોલ્યો.

' આપની વાત સાચી છે અને સહુ ભાઇઓની લાગણી માટે હું હૃદયપૂર્વક આભાર માનું છું. પરંતુ મને વિચાર કરવાનો સમય આપો. વધુ સમય નથી માગતો. આજ સાંજસુધીમાં વિચાર કરીને આવતી કાલે હું મારો નિર્ણય આપને જણાવીશ.'

કપિલરાયનું કથન સહુને યોગ્ય લાગ્યું. તેઓ વિદાય થયા. કપિલરાયના મનમાં એક વાર ધારાસભામાં ઉમેદવારી કરવાની ઉંડી ઉંડી ઇચ્છા તો હતી જ. તેની પેઢીમાં તેના પિતાના સમયથી વકીલાતનું કામ ચાલતું હતું. તે ઉપરાંત તેઓ અમુ જાગીરદારો અને શ્રીમંત વેપારીઓની સ્થાવર મિલકતના વહીવટને લગતું કામકાજ પણ કરતા હતા. હમણાં કપિલરાયનો એક સ્નેહીનો દીકરો એડવોકેટની પરીક્ષા પસાર કરીને આવેલો, તે કપિલરાયની સાથે રહીને જ વકીલાત કરતો હતો. કપિલરાયની આર્થિક સ્થિતિ સારી હતી. તેણે અમુક જમીન અને મકાનોમાં નાણાં રોક્યાં હતાં. એટલે આવકની દૃષ્ટિએ તેને કશી ચિંતા કરવા જેવું ન હતું. વળી ધારાસભામાં જઇ, પોતાના દેશબંધુઓની સેવા બજાવવાનો ઉમંગ પણ તેના દિલમાં હતો.

તે સાંજે ઓફીસેથી ઘેર જવાને માટે નિકળ્યો, એ વખતે આ જ વિષયમાં તેનું મન વિચાર કરી રહ્યું હતું. છેવટે તેણે ધારાસભાના સભ્યપદ માટે ઉમેદવારી કરવાનો નિર્ણય કરી લીધો.

તે ઇન્દિરાભવનમાં પહોંચ્યો. હેમલતા તેની રાહ જોતી હતી.

'આજે તો કાંઇક આનંદમાં જણાઓ છો ?' પતિના વદન પર વિલસતું સ્મિત જોઇને હેમલતા બોલી.

'હા, એક આનંદના સમાચાર તને આપવા છે.'

કપિલરાય તેનો હાથ પકડી તેને દીવાનખાનામાં લઇ ગયો. બેઉ જણાં બારી પાસે ઉભાં રહ્યાં અને તેના અંગ ફરતા હસ્ત વિંટાળીને તેની સામે જોઇ મુખ મલકાવતો કપિલરાય બોલ્યો : 'તારો પતિ ધારાસભાનો સભ્ય બને એ તને પસંદ પડે ખરૂં ?'

'ધારાસભાના સભ્ય ! શું તમે ઉમેદવારી કરવાના છો ?'

'હા, મોહનપુર તાલુકાના શહેરીઓ તરફથી એ વિષયમાં મારી સમક્ષ પ્રસ્તાવ મૂકવામાં આવ્યો છે. આવતી કાલે મારે તેમને મારો નિર્ણય જણાવવાનો છે.'

'જરૂર ઉમેદવારી કરો. તમે ધારાસભાના સભ્ય થાઓ, એ મને કેમ ન ગમે વારૂ ?'

'એનું કારણ માત્ર એક જ છે. હું જો ધારાસભાનો સભ્ય થાઉં તો તેની બેઠક શરૂ થઇને પૂરી થાય ત્યાંસુધી મારે મુંબઇમાં રહેવું પડશે. એવી રીતે વર્ષમાં બે કે ત્રણ વખત ઓછામાં ઓછુ બે અઢી મહિના મારે મુંબઇ રહેવાનું બનશે. તે દરમ્યાન તારે મારો વિયોગ સહન કરવો પડશે.'

'તમારો વિયોગ શા માટે સહન કરવો પડે ? શું હું પણ તમારી સાથે મુંબઇ ન આવી શકું ?'

'પરંતુ મુંબઇમાં તને ગમશે ખરૂં ? ત્યાંની આબોહવા તને અનુકૂળ આવશે ખરી ?'

'મારા પતિને જે વસ્તુ અનુકૂળ હોય તે મને પણ અનુકૂળ થવી જ જોઇએ. મુંબઇ જોવાનું દિલ મને ઘણા વખતથી થયા કરે

છે. માટે તમે જરૂર ઉમેદવારી કરો, અને ધારાસભાના સભ્ય બનો ? એ બહાને મને પણ મુંબઈ બતાવો.' હેમલતા બોલી : 'કેમ, બતાવશો ને ? તમે મને એકલી અહીં મૂકીને તો નહિ જાઓ ને ?'

તેનાં નેત્રોમાં પ્રેમ હતો, આશા હતી, ઉત્કંઠા હતી. એ પ્રેમથી પરિપૂર્ણ બનેલાં નેત્રોની સામે જોતો કપિલરાય બોલ્યો : 'હું તને જરૂર મુંબઇ બતાવીશ. મેં ઉમેદવારી કરવાનો નિર્ણય તો કર્યો જ છે. છતાં તારી મુંબઇ જોવાની માગણી પછી, મારો એ નિર્ણય વધારે દઢ બન્યો છે.'

એમ કહેતાંની સાથે તેનું મુખ નીચું નમ્યું, તેના ઓષ્ટ હેમલતાના ઓષ્ટ પાસે પહોંચ્યા.

એ જ વખતે દીવાનખાનાના દ્વાર ઉપર અવાજ થયો. ખાલી બંધ કરેલું દ્વાર ખૂલ્લું થયું અને વિદ્યાગૌરી બનેલી ઇન્દિરાએ દીવાનખાનામાં પ્રવેશ કર્યો.

હેમલતા એકદમ પતિના પાસામાંથી દૂર ખસી ગઇ. કપિલરાય વિદ્યાગૌરીની સામે ફર્યો. તેણે પૂછ્યું : 'કેમ વિદ્યાબેન ! શું કાંઇ કામ છે ?'

વિદ્યાગૌરી અહીં આવ્યાને છ માસ થઇ ગયા હતા. તે દરમ્યાન કોઇ તેને ઓળખી શક્યું ન હતું. હવે તો એ વિષયમાં તે પણ નિશ્ચિંત બની ગઇ હતી. પોતાનાં બાળકોના શિક્ષણકાર્યમાં તે ખૂબ રસ લેતી હતી. બાળકો પણ તેને ખૂબ ચાહતાં હતાં. તેનાથી જરીકે છૂટાં પડવાનું તેમને દિલ થતું ન હતું. અને એમાં આશ્ચર્ય પણ શું હતું ? ભલે એ બાળકો જાણતાં ન હતાં, તો પણ તે તેમની માતા હતી ને !

વીરેન્દ્રની તબિયત વચ્ચે ઠીક થઇ ગઇ હતી. પરંતુ હમણાં એકાદ માસથી તે નરમ પડી ગયો હતો. તેને ખાંસી આવતી હતી. ઝીણો તાવ પણ રહેતો હતો. સાંજે બગીચામાં ફરી આવીને તેઓ તેમને માટેના ભોજનખંડમાં આવતાં અને એ વખતે ત્રણે બાળકો ગરમ કરેલું દૂધ લેતાં. ત્યારપછી એકાદ કલાક બાદ રાત્રિભોજન કરતાં.

હમણાં હમણાં વીરેન્દ્રને એવી ટેવ પડી ગઇ હતી કે તે અત્યારે દૂધ પીને આ ખંડમાં જમીન પર બિછાવેલી સાદડી પર આડેપડખે સૂઇ જતો. તેને નિદ્રા પણ આવી જતી.

વિદ્યાગૌરી તેને કહેતી: ' વીરૂભાઇ ! જમીન ઉપર સૂવાને બદલે આ સોફા પર સૂઓ તો વધારે સારૂં. પરન્તુ વીરેન્દ્ર જમીન પર સૂવાની હઠ કરતો. એ રીતે આજે પણ તે જમીન પર પાથરેલા સાદડી પર સૂઇ રહ્યો હતો. વિદ્યાગૌરીને સહેજ શરદી જેવું હોવાથી તેણે ગરમ મસાલાવાળો ચહા પોતાને માટે તૈયાર કરવાનું કહ્યું હતું. લક્ષ્મી તથા અનિલ બહાર વરંડા પર રમતાં હતાં. તે વીરેન્દ્ર પાસે બેઠી હતી. એ વખતે સુનંદા તેની પાસે ચહાનો કપ લઇને આવી અને એ કપ વિદ્યાગૌરીની પાસે મૂકતી બોલી: ' જુઓને, કેવો ચાલાક છોકરો છે ? ઉંઘમાં પણ મ્હોં કેવું હસતું લાગે છે ? પરંતુ મને નથી લાગતું કે એ હવે લાંબો વખત કાઢે. '

' ચૂપ ચૂપ ! ' વિદ્યાગૌરીએ વીરેન્દ્રની સામે જોયું. તેનાં નેત્રો બંધ હતાં: ' વીરૂભાઇ ! વીરૂભાઇ ! ' પરંતુ વીરેન્દ્રે કશો જવાબ આપ્યો નહિ. પછી તેણે સુનંદાને કહ્યું: ' વીરેન્દ્રની હાજરીમાં આવું ન બોલવું જોઇએ. કદાચ તે જાગતો હોય તો ? '

' ના ના, વિદ્યાબેન ! હું કાંઇ એવી મૂરખ છું ! વીરૂભાઇ સૂઇ ગયા છે એ હું જાણું છું, એટલે જ મેં કહ્યું. '

વિદ્યાગૌરીએ ચહા પીતાં સવાલ કર્યો: ' એ લાંબો સમય નહિ કાઢે એમ તું શા ઉપરથી કહે છે ? '

' આવા એક બે કેસ મારા જોવામાં આવ્યા છે. જ્યારે દીવો ઓલવાઇ જવાનો હોય છે ત્યારે તે વધારે જોરથી પ્રકાશે છે અને પછી ઓલવાઇ જાય છે. તેમ અત્યારે જુઓ ને ? તે આટલો બધો નબળો હોવા છતાં તેનું વદન કેવું ચમકી રહ્યું છે ? એ જ તેના અવસાનની આગાહી છે. '

'એ તો તારી નકામી શંકા છે. તે નબળો પડી ગયો છે. એ વાત સાચી, પરંતુ ખાંસી ઓછી થઇ જશે એટલે તેનું શરીર પાછું ઠેકાણે આવી જશે.'

'હા બા, હુંય ઇચ્છું છું કે તે સો વરસનો થાય. પરંતુ એ કાંઇ આપણા હાથની વાત થોડી છે?'

એ વખતે લક્ષ્મી અંદર આવી અને આ વાત બંધ રહી. વિદ્યાગૌરીએ ચહા પી લીધી હતી, એટલે સુનંદા ચહાનો ખાલી કપ લઇને ચાલી ગઇ.

વિદ્યાગૌરી વીરેન્દ્રની સામે એકી ટસે જોઇ રહી: 'શું મારો બાળ નહિ બચે? આટલી નાની ઉમરમાં જ તે ચાલ્યો જશે?' તેનું હૃદય જોરથી ઉછળવા લાગ્યું. તેના કલેજામાં ફડફડાટ પેદા થયો.

તેણે વિચાર્યું: 'કપિલરાય ઓફીસેથી આવ્યા હશે. એટલે હું તેમની પાસે જાઉં અને વીરેન્દ્રની હકીકત તેમને જણાવું.'

કોઇ વાચક પ્રશ્ન કરશે કે ખરી રીતે તો તેણે કપિલરાયની પત્ની હેમલતાની પાસે જવું જોઇએ અને તેને જ વીરેન્દ્રની તબિયતની ગંભીરતા વિષે જણાવવું જોઇએ. પછી હેમલતા કપિલરાયને કહે અને કપિલરાય એ વિષયમાં યોગ્ય વ્યવસ્થા કરે, તે બરાબર ગણાય.

શિષ્ટતા અને શિસ્તપાલનની દૃષ્ટિએ આ નવલકથાનો લેખક પણ વાચકના એ મુદ્દાનો ઇન્કાર કરી શકતો નથી. જો ઇન્દિરાને બદલે કોઇ બીજી શિક્ષિકા હોત તો તેણે એમ જ કર્યું હોત. અથવા તો એ વિષયમાં કશો વિચાર પણ કર્યો ન હોત. તેની જવાબદારી કપિલરાયના બાળકોને સારામાં સારૂં શિક્ષણ આપવા પૂરતી જ તે માનત. પરંતુ ઇંદિરા માત્ર શિક્ષિકા નથી, તે આ બાળકોની માતા પણ છે, અને પોતાના માંદા બાળકની કાળજી અને સારવાર કરવાનો હેમલતાનો હક્ક તેનું હૃદય સ્વીકારતું ન હતું. એથી સ્વાભાવિક રીતે જ તે વીરેન્દ્રના પિતા પાસે જવાને તત્પર બની.

કપિલરાય અને હેમલતાના ઓષ્ટેઓષ્ટ મળવાની તૈયારીમાં હતા તે જ વખતે વિદ્યાગૌરીએ દીવાનખાનામાં પ્રવેશ કર્યો હતો.

અને કપિલરાયે કરેલા પ્રશ્નનો ઉત્તર આપતાં તેણે કહ્યું: 'વીરેન્દ્રની તબિયત બરાબર લાગતી નથી.'

'શું તેને વધારે તાવ આવ્યો છે?'

'ના, તાવ તો વધારે નથી આવ્યો. પરંતુ અત્યારે સુનંદા કહેતી હતી કે તે હવે વધુ વખત કાઢે તેમ નથી. નબળો તો બહુ જ પડી ગયો છે.'

'ચાલો આપણે તેને જોઈએ.'

તેઓ દીવાનખાનામાંથી બહાર નિકળ્યાં. હેમલતા પણ તેમની સાથે ગઈ. બાળકો માટેના ભોજનખંડમાં આવીને કપિલે જોયું તો વીરેન્દ્ર ચટાઈ પર સૂતો હતો. તે બોલ્યો: 'વીરૂભાઈ! ચટાઈ પર કેમ સૂતો છે?'

'એને ચટાઈ પર જ સૂવું ગમે છે. હું તેને સોફા પર સૂવાનુ કહું છું છતાં તે હઠ કરીને નીચે સૂઈ જાય છે.

'રોજ આ પ્રમાણે કરે છે?'

'હાજી. અમે બગીચામાં અરધો કલાક ફરીએ છીએ. તે દરમ્યાન તે થાકી જતો હોય એમ લાગે છે. એટલે અહીં આવી, દૂધ પીને તુરત ચટાઈ પર પડે છે. અને અહીં તેને ઉંઘ પણ એકદમ આવી જાય છે.'

કપિલરાય તેની પાસે બેઠો. તેની નાડી જોઈ. કપાળ પર હાથ ફેરવ્યો. વીરેન્દ્ર તો ઉંઘતો જ હતો. પછી તેણે ઉભા થઈને હેમલતાને પૂછ્યું: 'ડોકટર નાણાવટી રોજ વીરૂને જોવા માટે તો આવે છે ને? તેમનો શો મત છે?'

'ડોકટર નાણાવટી આવે છે, એ વખતે તેઓ બધાં શિક્ષણ-ગૃહમાં હોય છે. એટલે ત્યાં જ વીરૂની તબિયત તપાસીને ચાલ્યા જતા હોવાથી મને મળતા નથી. પરંતુ વિદ્યાબેનને મળતા હશે અને તેમને પોતાનો અભિપ્રાય જણાવતા હશે.'

'વારૂ, ચાલો વિદ્યાબેન! આપણે દીવાનખાનામાં જઈને વાતો કરીએ.' કપિલરાયે કહ્યું.

તેઓ પુનઃ દીવાનખાનામાં ગયાં અને વિદ્યાગૌરી બોલી : ' ડૉકટર સાહેબ રોજ આવે છે, તબિયત તપાસી દવા પણ આપે છે. તેમણે વીરૂભાઈની સ્થિતિ ગંભીર હોય એવું કશું કહ્યું નથી. પરંતુ તમે જોયું ને ? તે કેટલો બધો નંખાઈ ગયો છે ! બહુ જ નબળો પડી ગયો છે એટલે મને ભીતિ રહે છે કે આમ ને આમ શરીર ઘસાતું ચાલે તે ચિહ્ન સારૂં નહિ. શું આપણે તેને પુનઃ સંપૂર્ણ સાજોતાજો ન બનાવી શકીએ. '

એમ બોલતાં તેના બે હાથનાં આંગળાં પરસ્પર ભીડાયાં. અત્યારે તે પોતાના પતિની પાસે નહિ, પરંતુ પોતાના એક શેઠની પાસે અને પોતાના પુત્રની નહિ, પરંતુ શેઠના પુત્રની તબિયતના સંબંધમાં વાત કરી રહી છે, એ ઈંદિરા ભૂલી ગઈ હતી. તેના દિલમાં હેમલતા ઉપર ઝાળઝાળ રોષ સળગી રહ્યો હતો. હેમલતા કશું પણ બોલતી ન હતી, એનો અર્થ ઇન્દિરા એવો કરતી હતી કે શોકના છોકરા પર એને પ્રેમ શાનો હોય ? અને તેથી જ તેનું હૃદય સળગી રહ્યું હતું. પરંતુ તે સમજતી હતી કે પોતે અહીં એક નોકર તરીકે આવી છે. જો પોતાને અહીં રહેવું હોય તો તેણે એ સ્વાંગ બરાબર ભજવવો જ જોઈએ.

કપિલરાયે કહ્યું : ' મને બહુ ચિંતા જેવું લાગતું નથી. આવતી કાલે હું ડૉકટર નાણાવટીને મળીશ, અને જો તેમની સલાહ પડશે તો અમદાવાદથી કોઈ નિષ્ણાત ડૉકટરને પણ બોલાવીશું. '

' એ વખતે બહારથી અવાજ આવ્યો. ' કપિલભાઈ ક્યાં ગયો ? '

' કોણ મોટીબેન ! આવો આવો ! તેઓ અહીં જ છે.' હેમલતા બોલી અને ઉભી થઈને મોટીબેનને લેવા માટે દીવાનખાનાના દ્વાર સુધી ગઈ.

મોટીબેન અંદર આવ્યાં અને વિદ્યાગૌરી ચાલી ગઈ.

' શું મેં સાંભળ્યું છે એ વાત સાચી છે ? તું ધારાસભાનો મેમ્બર થવાનો છે ? '

'આપણા ગામના શહેરીઓ મેમ્બર તરીકે ઉમેદવારી કરવાની વિનતિ કરવાને માટે મારી પાસે આવ્યા હતા.'

'અને પછી તેં શો જવાબ આપ્યો?' મોટીબેનને પૂછ્યું: 'હું માનું છું કે તેં તેમની વિનતિનો ઇન્કાર જ કર્યો હશે.'

'એ વખતે તો મેં તેમને કશો જવાબ આપ્યો નથી, પરંતુ ઉમેદવારી કરવી એવો નિર્ણય મેં કરી લીધો છે.'

'શું કહ્યું? તું ઉમેદવારી કરવાનો છે? અરે ગાંડા ભાઇ! જરી વિચાર તો કર. ધારાસભાના ઉમેદવારને કેટલું બધું ખર્ચ કરવું પડે છે, એ તું નથી જાણતો?'

'હું એ જાણું છું. જો કોઇ હરીફ સામે ન હોય, તો તો વિશેષ ખર્ચ થવાનો પ્રશ્ન નથી. પરંતુ બીજો કોઇ મારી હરીફાઈ કરે તો–'

'તો પાંચ સાત હજારનું પાણી થઇ જશે, એ તો તું જાણે છે ને? અને વળી તું મેમ્બર થાય, તો તારે વારંવાર ધારાસભાની બેઠકમાં હાજરી આપવાને મુંબઇ જવું પડે. એમાં સમયનો ભોગ આપવો પડે અને ચાલુ ધંધો ખોરવાઇ જાય, એ પણ તું સમજે છે કે નહિ?'

'મોટીબેન! ખરચનો સવાલ બાજુએ રાખો. પાંચ સાત હજાર એ કાંઇ મોટી રકમ નથી. બાકી આપણો ધંધો ખોરવાઇ જાય, એ વિષેની તો ચિંતા કરશો જ નહિ. મારી ગેરહાજરીમાં કોર્ટનું કામ સંભાળી શકે, તેવો વકીલ મારો ભાગીદાર છે. વળી આપણો ડાહ્યાભાઇ એટલો કુશળ છે કે હું બે ત્રણ વરસ પરદેશ જઇ આવું તો પણ અહીંના કામકાજને કશો પણ વાંધો આવવા ન દે.'

'એ બધી વાતો નકામી છે. મને લાગે છે કે હેમલતાએ તને ચડાવ્યો હશે. તેને નામદાર કપિલરાયની નામદારણ પત્ની થવાની મહત્ત્વાકાંક્ષા જાગી હશે.'

કપિલરાયે કહ્યું: 'એવું કાંઇ નથી. તેની સંમતિ છે એ વાત સાચી, પરંતુ નિર્ણય તો એ પહેલાંથી જ મેં કરી લીધો હતો.'

'ભલે જેવી તારી મરજી. મારે શું? બાપનો બધો ય પૈસો આમ ને આમ ઉડાડી નાંખ અને છેવટે ભટકતો ભિખારી થઇ જા, તોય તને કોણ પૂછવાનું છે?' મોટીબેન ઉભાં થયાં અને રોષમાં ને રોષમાં જવા લાગ્યાં.

'મોટીબેન! તમે અત્યારે આવ્યાં છો ત્યારે અહીં જમીને જ જાઓ. ભોજનનો સમય પણ થઇ ગયો છે.'

'તેં મને હમણાં જે ભોજન કરાવ્યું તે જ બસ છે. હું તો હવે ધરાઇ રહી છું.'

'પરંતુ જો તમે રોકાઓ તો જમ્યા પછી આપણે વાતો કરીએ, અને ઉમેદવારી કરવાનો મારો નિર્ણય માત્ર આપણને જ નહિ, પરંતુ આપણા દેશબાંધવોને પણ કેટલો હિતકારી છે, તે હું તમને સમજાવું.'

'મારે એ નથી સમજવું. ઘર બાળીને તીરથ કરવામાં હું નથી માનતી. જે પોતાનું ઘર સાજું રાખીને દેશસેવા કરી શકે તેને જ હું તો સાચો દેશસેવક સમજું છું.'

'આમાં આપણને આર્થિક નુકસાન વેઠવું પડે તેવું નથી.'

'તારી વાત હું ન માનું. ધારાસભાના મેમ્બર થયા પછી, દેવાળાં કાઢનારા માણસોની વાતો મેં સાંભળી છે. હવે બસ, તને સૂઝે તે કર.' એમ કહીને રોષમાં ને રોષમાં તે ચાલ્યાં ગયાં.

ત્રીજે દિવસે શહેરીઓની જાહેર સભામાં કપિલરાયે આપેલું ભાષણ અને ઉમેદવારી કરવાનો જણાવેલો નિર્ણય અમદાવાદનાં અખબારોમાં છપાયાં, અને દીવાલો પર મોટા પોસ્ટરપેપરો ચોટી ગયા: 'કપિલરાયને મત આપો.' 'તમારા મતના ખરા હક્કદાર કપિલરાય જ છે.' 'એક કપિલરાય જ આપણા સાચા પ્રતિનિધિ છે.' દૂરથી પણ વાંચી શકાય તેવા મોટા અક્ષરો એ પોસ્ટરો પર નજરે પડતા હતા.

# પ્રકરણ ૪૧મું

## સર મન્મથરાયની માંદગી !

મન્મથરાયને તેના માતામહ પ્રમોદરાયના મૃત્યુ પછી તેમણે તેમના વસીયતનામામાં કરેલી ગોઠવણ મુજબ 'સર'ની પદવી મળી, તે બેરોનેટ બન્યો, માતામહની મિલકત પણ મળી. તેને આજે લગભગ અઢી ત્રણ વરસ થવા આવ્યાં છે. તે દરમ્યાન માતામહની લગભગ તમામ મિલકત તેણે ખલાસ કરી દીધી છે. ઉપરાંત પુષ્કળ કરજ પણ થયું છે. છતાં તેના ખર્ચાળ સ્વભાવમાં કશો ફેર પડયો નથી. તે મુંબઈમાં ચોપાટી પર સી ફેઇસ ઉપર આવેલા એક બંગલામાં રહે છે. તેને નિર્વાહનું એક સાધન મળી આવ્યું છે. મુંબઇમાં હરિદાસ નામના એક ગર્ભશ્રીમંત ગૃહસ્થ છે, તેમની મીલો છે. કાપડની દુકાનો છે, શરાફી પેઢી પણ છે. એ હરિદાસ શેઠને પોતાની એક મીલમાં ડાયરેકટરની જરૂર હતી. તે માણસ એવો હોવો જોઇએ કે જેની ઉપર પોતાની સંપૂર્ણ લાગવગ ચાલી શકે, તેમ જ તેનું નામ જાહેર જનતાની દૃષ્ટિએ પ્રતિષ્ઠિત પણ હોવું જોઇએ.

હરિદાસ શેઠ બધી બાબતમાં કુશળ હતા. કોઇ પણ રીતે વધુમાં વધુ લાભ કેવી રીતે મેળવવો, અને પૈસો એકઠો કરવો એ જ તેમનું દૃષ્ટિબિન્દુ હતું. તેમનાં છૂપાં કાર્યોમાં સહાયક અને વિશ્વાસુ માધવપ્રસાદ નામનો એક માણસ હતો. એ માધવપ્રસાદે હરિદાસ શેઠનો સર મન્મથરાયની સાથે પરિચય કરાવ્યો હતો. માધવપ્રસાદ અને મન્મથરાયનો પરિચય તો ઘણા વખતનો જૂનો હતો. તેઓ એકબીજાના જીવજાન દોસ્ત જેવા હતા. એટલે એકબીજાની નબળી કડીઓ પણ જાણતા હતા. એથી માધવપ્રસાદને એમ લાગતું હતું કે હરિદાસની સાથે સર મન્મથરાયનો સંબંધ બંધાય તો તે પોતાને પણ હિતકર્તા નીવડશે.

હરિદાસે તેમના વહીવટ તળે ચાલતી બે-ત્રણ મીલોમાં સર મન્મથરાયને ડિરેક્ટર તરીકે સ્થાન અપાવ્યું, એજન્ટ તરીકેના કમીશનમાં પણ તેને અમુક ભાગ આપવાનું જણાવ્યું, અને એ રીતે સર મન્મથરાયનું ગાડું ચાલવા લાગ્યું.

છતાં તેની આર્થિક મુંઝવણ તો કાયમને માટે જેવી ને તેવી જ રહેતી. કારણ કે હમણાં તો તેણે સટ્ટો પણ ધૂમ ખેલવા માંડયો હતો. અને આવા શ્રીમંત તથા બહારથી પ્રતિષ્ઠિત દેખાતા મોટા માણસોની ખાનગી કલબોમાં રમાતો જુગાર મન્મથને પણ તેના પંજામાં ઝડપી લીધા વિના કેમ રહે? આગળ પાછળની ચિંતા કરવાનું તો મન્મથરાયના સ્વભાવમાં હતું જ નહિ. કોઇ તેને ધીરનાર અથવા પૈસા આપનાર મળવો જોઇએ. પછી ગમે તેટલું ખર્ચ કરવામાં તે પાછી પાની કરતો નહિ.

હમણાં તે તેની પત્ની સાથે મુંબઇમાં જ રહેતો હતો. દીવાનખાનામાં તેની પત્ની તેના નાના બાળકને રમાડતી બેઠી હતી. એ વખતે મન્મથરાયે તેની પાસે જઇને કહ્યું: 'મારે માટે એક કપ ચહા બનાવવાનું કહે.'

તેની પત્ની ઉઠી, રસોડામાં ગઇ અને ભટ્ટને ચહા બનાવવાનું કહીને પાછી દીવાનખામાં આવી.

મન્મથરાય નાના બાળકને ઉચકીને રમાડતો હતો. તેને ઉદ્દેશીને તે બોલી: 'આજે મારે થોડીક કાપડની ખરીદી કરવી છે. સોએક રૂપીઆની જરૂર છે.'

'પૈસાની જરૂર તો મને પણ છે, પરંતુ પૈસા જ કયાં છે?'

'જ્યારે હોય ત્યારે તમે આવો જ જવાબ આપો છો. આટલા આટલા પૈસા આવે છે છતાં જાય છે કયાં?'

'તું જાણે છે ને, શાસ્ત્રકારોએ લક્ષ્મીને ચળ ગણાવી છે. તે કોઇ દિવસ એક સ્થળે રહેતી જ નથી. સમુદ્રનું જળ જેમ સ્થિર

રહી શકતું નથી, તેમ સાગરપુત્રી લક્ષ્મી પણ એક સ્થાને રહી શકતી નથી.'

'તમે આવી વાતો ન બનાવો. આજે તો મારે પૈસા જોઇશે જ. તમારી પાસે ન હોય તો હરિદાસ શેઠને ચીઠ્ઠી લખીને પણ મગાવી આપો.'

'હરિદાસ શેઠ પણ અહીં નથી. ત્રણ દિવસથી દિલ્હી ગયા છે.'

'તો કોઇ બીજી વ્યવસ્થા કરો, પણ મને પૈસા લાવી આપો. હું એક મોટા બેરોનેટની પત્ની. બહાર મને બધાં લેડી મન્મથરાય કહીને માન આપે અને ઘરમાં મારે પચીશ–પચાશ રૂપીયાને માટે ટળવળવું પડે! એ માટે જેટલી શરમ મને લાગે છે, તેના કરતાં તમને વધારે શરમ લાગવી જોઇએ.'

મન્મથરાય તેનો જવાબ આપવા જતો હતો, તે વખતે નોકર આવ્યો: 'સાહેબ! માધવપ્રસાદભાઇ આવ્યા છે અને આપને મળવા માગે છે. તે કહે છે કે સર મન્મથરાય સાજા હોય કે માંદા હોય. તો પણ તેમને મળ્યા સિવાય હું પાછો જવાનો નથી. ખાસ જરૂરી કામ બાબત વાત કરવાની છે, એમ પણ તેમણે કહ્યું છે.'

'વારૂ, તેમને નીચેના દીવાનખાનામાં બેસાર. હું આવું છું.' નોકર ગયો. મન્મથરાયે તેની પત્નીને કહ્યું: 'થોડી ઘણી સગવડ થઇ શકે તો હું જોઉં છું.' એમ કહીને તે નીચે ગયો.

હકીકત એવી હતી કે હમણાં હમણાં તેના લેણદારોએ ખૂબ તગાદો કરવા માંડ્યો હતો. હરિદાસ શેઠ બહારગામ ગયા હતા. તેની પાસે પૈસા બિલકુલ ન હતા. એટલે લેણદારોના મનનું સમાધાન કરવાને માટે પૈસા બાબતની કાંઇક ગોઠવણ કરવાના વિચારમાં તે પડયો હતો. તે દરમ્યાન તેની તબિયત બહુ જ નરમ છે અને

તેણે કોઇને પણ મળવું નહિ, એવી ડોકટરે સૂચના કરી છે, એમ પોતાને મળવા આવનારને કહેવાનું તેણે તેના નોકરને સૂચવી રાખ્યું હતું. એમ કરવામાં તેના લેણદારો આવીને તેને પજવે નહિ, એ જ તેનો હેતુ હતો.

તે નીચે દીવાનખાનામાં ગયો. તેને જોઇને માધવપ્રસાદ બોલ્યો: ‘ સર મન્મથરાય ! શું તમારી તબિયત બહુ જ નરમ થઇ ગઇ હતી ? ’

મન્મથરાય હસ્યો: ‘ માણસની તબિયત ત્રણ પ્રકારની હોય છે, શારીરિક, માનસિક અને આર્થિક. તેમાં હમણાં ત્રીજા પ્રકારની મારી તબિયત અત્યંત નરમ બની ગઇ છે, અને તેણે બીજા પ્રકારની તબિયત ઉપર પણ થોડી ઘણી અસર કરી છે. ’

‘ સમજ્યો, સર મન્મથરાય ! તમારી પાસે જ્યારે ને ત્યારે પૈસા સંબંધીની મુંઝવણની વાતો હોય છે. મને લાગે છે કે જો તમને એક કરોડ રૂપીઆની વાર્ષિક આવક હોય તો પણ તમારી દશા આવી ને આવી જ રહેવાની. ’

‘ એ એક મારા સ્વભાવની જ ખામી છે. મારા જીવનમાં પૈસાને કેમ સાચવી રાખવા એ મને કોઇએ શીખવ્યું જ નથી. માત્ર પ્રભુની કૃપાથી મારૂં ગાડું અત્યારસુધી ચાલ્યા કર્યું છે. ’

‘ અને હવે પણ ચાલ્યા કરશે. ’ માધવપ્રસાદે વાકય પૂરૂં કર્યું: ‘ વારૂ, અત્યારે તમને કેટલી રકમની જરૂર છે ? ’

‘ હાલ તુરતને માટે પાંચ હજાર રૂપીઆ હોય તો મારૂં કામ નભી શકશે. ’

‘ પાંચ હજાર રૂપીઆ ! એ તો ઘણી મોટી રકમ કહેવાય. હું તો તમને વધુમાં વધુ એકાદ હજાર રૂપીઆ સુધીની સગવડ કરી

આપી શકું. હરિદાસ શેઠ બહારગામ ગયા છે, તે આવશે એટલે બીજી સગવડ થઇ શકશે.'

'હરિદાસ શેઠ કયારે આવવાના છે?'

'આજે તેમનો પત્ર છે. પરંતુ અહીં આવવા વિષે તેમણે કશું લખ્યું નથી. દિલ્હીથી કદાચ ઝરીઆ થઇને કલકત્તા પણ જાય અને અહીં આવતાં આઠ દશ દિવસ સહેજે થઇ જાય.'

'એ તો બહુ લાંબો ગાળો થયો. લેણદારો મને અહીં ખૂબ પજવી રહ્યા છે. એથી તો હું બહાર પણ નિકળી શકતો નથી.'

માધવપ્રસાદે કહ્યું: 'તમને લેણદારો પજવી ન શકે, એવો એક રસ્તો બતાવું. ખરૂં કહું તો એટલા માટે જ હું અહીં આવ્યો છું.'

'એવો શો રસ્તો છે?' મન્મથરાયે આશ્ચર્ય અને આતુરતા-ભર્યો પ્રશ્ન કર્યો.

'વર્તમાન પત્રો ઉપરથી તમારા જાણવામાં આવ્યું હશે કે ધારાસભાના મોહનપુર તાલુકા તરફના સભ્ય અગ્નિકુમારે તબિયતને અંગે રાજીનામું આપેલું હોઇ, એ જગ્યાને માટે ફરીથી ચુંટણી થવાની છે.'

'હા, એવું મારા વાંચવામાં આવ્યું હતું ખરૂં.'

'આજે હરિદાસ શેઠનો પત્ર છે. તેમની ઇચ્છા એવી છે કે ધારાસભામાં તેમના પક્ષના સભ્યોમાં બને તેટલો વધારો થવો જોઇએ. અને મોહનપુર તાલુકામાં ચંદનપુરમાં તમારી જાગીર હોઇ, એ તાલુકા તરફથી ઉમેદવારી નોંધાવો તો ધારાસભામાં દાખલ થવાનો તમારે માટે ચાન્સ છે. અને તમે જો ધારાસભામાં હો તો, તમારી લાગવગ હરિદાસ શેઠને અનેક રીતે ઉપયોગી થઇ પડે એ દેખીતું છે.'

'તમારી એ વાત સાચી છે. પરંતુ મોહનપુર તાલુકા તરફથી ઉમેદવારી કરવાની મારી ઇચ્છા થતી નથી.'

'સમજ્યો, પેલા કપિલરાયની સ્ત્રીને ગૃહત્યાગ કરાવી, તમે તમારી સાથે લઇ ગયા હતા. એથી તમને કદાચ ત્યાં જતાં સંકોચ થતો હશે.'

'હા, એમ છે ખરૂં.' મન્મથરાયે કહ્યું.

'અરે મારા સાહેબ! એવી બાબતથી ડરી જવાનું હોય? અને એમાં શરમાવા જેવું હોય તો તે કપિલરાયને છે. તમને શાની શરમ? તમે ઉમેદવારી નોંધાવો, મોહનપુર પહોંચી જાઓ, અને ત્યાં જઇને પ્રચારકાર્ય ચાલૂ કરો. હરિદાસ શેઠનો એ માટે ખાસ આગ્રહ છે. તેને માટે જે કાંઇ ખર્ચ થાય, તેની ચિંતા નહિ કરવાનું તેમણે કહેવરાવ્યું છે. જો તેમાં સફળતા મળશે તો ખર્ચની કુચ્છ પરવા નહિ.'

મન્મથરાય મોહનપુર જવાને ઇચ્છતો ન હતો, પરંતુ હરિદાસ શેઠને ના પણ કહી શકાય તેમ ન હતું. વળી તેમની ઇચ્છાને માન આપી, ઉમેદવારી નોંધાવવાથી પૈસાની પણ સગવડ થાય તેમ હતું. એટલે તે સંમત થયો અને બોલ્યો : 'વારૂ, હરિદાસ શેઠની એવી ઇચ્છા છે, ત્યારે હું જરૂર ઉમેદવારી નોંધાવીશ. પ્રાથમિક ખર્ચને માટે મને અત્યારે બે હજાર રૂપિયા આપો. બીજી રકમને માટે હરિદાસ શેઠ આવ્યા પછી વાત.'

માધવપ્રસાદ હરિદાસ શેઠને ત્યાં ગયો. તેમના સેક્રેટરી પાસેથી શેઠનો પત્ર બતાવીને બે હજાર રૂપિયાનો ચેક લઇ આવ્યો. એ ચેક તેણે સર મન્મથરાયને આપ્યો.

સર મન્મથરાયે આજે જ ઉમેદવારી નોંધાવી, બેંકમાં તેમના ચાલૂ ખાતામાં ચેક ભરી દીધો, એકસોને બદલે બસો રૂપીઆનો ચેક તેની પત્નીને આપ્યો અને તે જ દિવસે રાત્રે તે ગુજરાત મેલમાં અમદાવાદ તરફ જવાને માટે રવાના થયો.

# પ્રકરણ ૪૨મું

## ચશ્માંને અકસ્માત

સવારે કપિલરાય તથા હેમલતા ચહા પીતાં હતાં. તે વખતે અચાનક કપિલરાયનો મુખ્ય મુનીમ ડાહ્યાભાઇ ઇન્દિરાભવનમાં આવ્યો. કપિલરાયે તેને માટે ચહા લાવવાનું સુનંદાને કહ્યું.

ત્યાં તો તેની પાછળ રાવબહાદુર મુનશીજી ધસમસતા આવી પહોંચ્યા અને એકાદ મીનીટ થઇ હશે ત્યાં મોહનપુરના જાણીતા વેપારી અને રાવહાદુર મુનશીજીના ખાસ મિત્ર પરઘુભાઇ તથા તેમની પાછળ જગતપ્રસાદ પણ આવી પહોંચ્યા.

આ બધાને એકી સાથે અચાનક સવારના પહોરમાં આવેલા જોઇને કપિલરાયને આશ્ચર્ય થયું. તેણે બધાને માટે ચહા મગાવી અને પ્રશ્ન કર્યો: 'આપ સહુ અત્યારના પહોરમાં અચાનક આવી ચડયા છો, એ ઉપરથી લાગે છે કે ખાસ અગત્યનું કામ હોવું જોઇએ.' અને તેના પ્રશ્નના જવાબમાં તેમણે લગભગ એકી સાથે પોતાના આગમનનું કારણ જણાવ્યું.

કપિલરાય તેમના કથનનો ભાવાર્થ સમજી ગયો અને બોલ્યો: 'વારૂ, ધારાસભાની મારી ઉમેદવારી સામે એક હરીફ ઉભો થયો છે. ભલે થયો. એમાંથી કોણ પોતાની સેવા બજાવી શકે તેમ છે, તે મોહનપુર તાલુકો નક્કી કરી લેશે.'

'પરંતુ આ હરીફ કોણ છે એ તમે નહિ જાણતા હો !' ડાહ્યાભાઇએ કહ્યું.

'કોણે હરિફાઇ કરી છે? તે આપણા મોહનપુર ગામનો જ હશે ?'

'ના ના, પેલો હીચકારો બદમાશ.' રાવબહાદુર ગરજ્યાં: 'જેને ચંદનપુરના જાગીરદાર સર પ્રમોદરાયના મૃત્યુથી બેરોનેટની પદવી મળી છે, તે સર મન્મથરાય !'

કપિલરાય ક્ષણભર સ્તબ્ધ બનીને તેમની સામે જોઇ રહ્યો. તે કાંઇક વિચારમાં પડી ગયો હોય, એમ બધાને લાગ્યું.

પરધુભાઇએ કહ્યું : ' મીસ્તર કપિલરાય ! હું આશા રાખું છું કે આ માણસે હરીફાઈ કરેલી હોઇ, તમે તમારી ઉમેદવારી પાછી ખેંચી નહિ જ લ્યો. '

' પણ તેણે ઉમેદવારી કરી છે, એવું આપના જાણવામાં ક્યાંથી આવ્યું ?' કપિલરાયે સવાલ કર્યો.

જગતપ્રસાદે જવાબ આપ્યો : ' તે ગઇ કાલે રાત્રે અહીં આવ્યો છે. તેની સાથે અમદાવાદથી પેલો સન્મુખરાય પણ આવેલો છે. તેને તો તમે ઓળખો જ છો. તેનો ધંધો જ આ પ્રકારનો છે. અમદાવાદમાં પણ જ્યારે મ્યુનિસિપલ ચુંટણી થાય છે, ત્યારે તે કોઇ ને કોઇ ઉમેદવારની તરફથી તેને માટે મત મેળવવાનું કામ કરતો હોય છે, સરકારી નોકરોમાં પણ તે સારી લાગવગ ધરાવે છે. વળી મુંબઇથી પણ મન્મથરાયની સાથે એક માણસ આવેલો છે. તે ત્રણ જણા ઇન્દ્રભુવન હોટેલમાં ઉતર્યા છે અને અમદાવાદથી પોસ્ટર પેપર છપાવીને લાવ્યા છે, તે તેમણે દીવાલો પર ચોડી દીધા છે. '

' કપિલરાય !' રાવબહાદુર મુનશીએ કહ્યું : ' તમે બિલકુલ ચિંતા નહિ કરશો, તેમ જ એવી ખોટી શરમ પણ ન રાખશો. એ બદમાશનાં કૃત્યો બધા જાણે છે. એ માણસની સામે ઉભા રહેવાનું તમને દિલ ન થાય એ સમજી શકાય તેમ છે. છતાં પણ હવે તો તમારે ખોટી શરમને નેવે મૂકીને મક્કમ જ રહેવાનું છે. '

' મુરબ્બીશ્રી ! આપની સલાહનો હું પૂર્ણપણે સ્વીકાર કરૂં છું. હા, જો તેણે મારી પહેલાં ઉમેદવારી કરી હોત તો કદાચ હું તેની સામે મેદાનમાં પડવાનું પસંદ ન કરત. પરંતુ જ્યારે તે ચાહીચલાવીને મારો હરીફ બન્યો છે ત્યારે તો મારે મક્કમ રહેવું જ જોઇએ. વળી આપ સર્વ મહાનુભાવોની મને ઓથ છે, પછી મારે કશી પણ ચિંતા શા માટે કરવી જોઇએ ?'

'શાહબાશ!' 'વેલડન!' 'બ્રેવો!' જુદા જુદા ગૃહસ્થોના મુખમાંથી ઉદ્‌ગારો નિકળ્યા. તેમણે ચહાપાન કર્યું, મુખવાસ લીધો અને તેઓ રવાના થઇ ગયા.

તેમના ગયા પછી હેમલતા બોલી· 'એ મન્મથરાય શું જોઇને તમારી સામે ઉભો રહ્યો હશે?'

'એનો હેતુ તો ગમે તે હોય, પરંતુ એવા નફ્ટ માણુસોને કશી શરમ હોતી નથી. મને નવાઇ તો માત્ર એટલી જ લાગે છે કે મારી હરીફાઇ કરવામાં તેને સફળતા મળશે, એવી આશા તેણે કયા મુદ્દા ઉપર રાખી હશે?'

'હું પણ એ જ વિચાર કરી રહી છું. અહીં તો બધા તેને ઓળખે છે. તે મોટો બેરોનેટ થયો એથી શું થયું? કોઇ પણ સજ્જન એવા હિચકારા અને લફંગા માણુસને પોતાનો મત આપવાનું કદી પણ પસંદ ન જ કરે.'

'વારૂ, ચાલો આ પણ ઠીક થયું. હરીફાઇ વગરની ઉમેદવારીમાં બહુ રસ ન રહે, હવે તો બેમાં કોણ લાયક છે તે મોહનપુરના મતદારો નક્કી કરી આપશે.'

કપિલરાય તેની ઓફીસે ગયો. રસ્તામાં તેણે સર મન્મથરાયને મત આપવા માટેનાં છાપેલાં પોસ્ટરો જોયાં. જ્યાં જ્યાં તેનાં પોસ્ટરો ચોડવામાં આવ્યાં હતાં, તેની બાજુમાં જ સર મન્મથરાયનાં પોસ્ટરો હતાં.

ઓફીસમાં ગયા બાદ મોટીબેન તેની પાસે આવ્યાં અને બોલ્યાં: 'પેલા મન્મથરાયે પણ ઉમેદવારી નોંધાવી છે, એ તારા જાણુવામાં આવ્યું જ હશે?'

'હા, આજે સ્હવારમાં જ મુનશીજી તથા પરશુભાઇ વગેરે મારી પાસે આવ્યા હતા. તે ન આવ્યા હોત તો પણ ગામમાં ચોટેલાં પોસ્ટર ઉપરથી મારા જાણુવામાં આવી શક્યું હોત.'

'હવે તારો શો વિચાર છે? તું ઉમેદવારી પાછી ખેંચી લેવાનો તો નથી ને?'

'એવો પ્રશ્ન તમે શા માટે કરો છો, મોટીબેન?' કપિલરાયે કહ્યું: 'હું ઉમેદવારી ન કરૂં એવું તમે જ પોતે ઇચ્છતાં હતાં.'

'હા, એ વખતે હું તારી ઉમેદવારીની વિરૂદ્ધ હતી. પરંતુ આ માણસે ઉમેદવારી નોંધાવવાનું જાણ્યા પછી મારો વિચાર બદલાયો છે. હવે તો હું તને કહું છું કે તું જો મારો ભાઇ હોય તો મક્કમ રહેજે. ડાહ્યાભાઇ કહેતો હતો કે તારે માટે મત મેળવવાને અત્યારથી જ પ્રયત્ન થઇ રહ્યો છે, અને તું પણ એ માટે ખાસ મહેનત કરજે. કોઇ પણ રીતે એ નાલાયકને તો પાછો પાડવો જ જોઇએ!'

'મોટીબેન! તમે કશી ચિંતા ન કરો, હું પ્રયત્ન ન કરૂં તો પણ મોહનપુરને માટે મને પૂરતો વિશ્વાસ છે. એ નફટ માનવી હરીફાઇ ભલે કરે, તે સફળ તો નહિ જ થાય.'

એ દિવસ પસાર થઇ ગયો. આખા ગામમાં ચકચાર મચી રહી હતી. કપિલરાયનો પક્ષ મજબૂત હતો, તથાપિ મન્મથરાયને પણ કેટલાક પક્ષકારો મળ્યા હતા. ગામના અમુક માણસો તેની તરફથી કામ કરવાને માટે કટિબદ્ધ થયા હતા અને તેઓ તેમની રીતે પ્રચાર કરતા હતા. જો કે એ લોકોની ટોળીમાં કોઇ પ્રતિષ્ઠિત શહેરી જણાતો ન હતો.

બીજે દિવસે સવારે ચહા તથા ઉપાહાર લીધા પછી વિદ્યાગૌરી અને ત્રણે બાળકો નિત્યનિયમ મુજબ બગીચામાં ફરતાં હતાં. તે વખતે પ્રવેશદ્વાર તરફથી બે ગૃહસ્થો આવતા દેખાયા. એટલે કે એ બેમાં એક પ્રૌઢ ઉમરના ગૃહસ્થ હતા, જ્યારે તેમની બાજુમાં યુવાવસ્થાના આંગણે પહોંચેલો કુમાર હતો. આ બે જણા કોણ હતા? એક તો જાગીરદાર રણજીતરાય અને તેમની સાથે તેમનો દીકરો [illegible]ાદરાય હતો.

રણજીતરાયે અમદાવાદમાં અખબારોથી જાણેલું કે સર મન્મથરાયે પણ ઉમેદવારી કરી છે અને તેથી જ તે કપિલરાયને હિમ્મત આપવા તથા મક્કમ રહેવાનું કહેવા તેમના દીકરા વિનોદરાયની સાથે વહેલી ટ્રેનમાં અહીં આવ્યા હતા. તેમણે અગાઉથી ખબર આપેલી ન હોવાથી, તેઓ સ્ટેશનથી ચાલતા જ ઈંદિરાભવનમાં આવ્યા હતા.

'વીરૂભાઇ ! કાકાજી આવ્યા ! વિનોદમામા આવ્યા !' લક્ષ્મીદેવી બોલી. અને તે તથા વીરેન્દ્ર રણજીતરાયની સામે દોડયાં.

ઇન્દિરાએ રણજીતરાય કાકાને પોતાની તરફ આવતા જોયા. ક્ષણમાત્રમાં તેના મનમાં અનેક પ્રકારના વિચારો ઉભરાયા. પોતાને પિછાની તો નહિ લે ને ? એ શંકાથી તેનું હૃદય ઉછળવા લાગ્યું.

'આ અમારાં શિક્ષિકા વિદ્યાબેન છે.' લક્ષ્મીદેવીએ કાકાજીને શિક્ષિકાનો પરિચય કરાવ્યો.

રણજીતરાયે સ્વાભાવિક રીતે જ વિદ્યાગૌરી સામે જોઇને તેને સહજ નમન કર્યું. પરંતુ વિદ્યાગૌરી બનેલી ઇન્દિરા તેમની સામે વધુ વાર જોઇ ન શકી. તેણે કાંઇક કામને બહાને પોતાનું મુખ બીજી બાજુએ ફેરવી લીધું.

રણજીતરાય બોલ્યા : 'વીરૂભાઇ ! તમારા બાપુજી ઘેર જ છે ને ?'

'હા, કાકાજી ! ઘેર જ છે. ચાલો હું તમારી સાથે આવું.' તેમની આંગળી પકડીને વીરેન્દ્ર બંગલા તરફ ચાલ્યો. અનિલકુમાર પણ કાકાજીની બીજી આંગળીએ વળગ્યો.

વિનોદરાય લક્ષ્મીદેવી પાસે ઉભો રહ્યો અને બોલ્યો : 'લક્ષ્મી ! હવે તો તું મોટી થઇ ગઇ. વિદ્યાબેન ! આ લક્ષ્મીને તમે બરાબર શિક્ષણ આપજો, તેની બા જેવી હોંશિયાર બનાવજો.'

પછી તેણે લક્ષ્મીને કહ્યું : 'હમણાં તું જા. મારે વિદ્યાબેનની સાથે થોડી વાત કરવી છે. મારે માટે ચહા તૈયાર કરાવજે હો !'

લક્ષ્મીદેવી વિનોદમામાને માટે ચહા તૈયાર કરાવવા ઉપડી ગઇ. પછી વિનોદરાય વિદ્યાગૌરીને ઉદ્દેશીને બોલ્યો : 'કપિલરાયની સામે કોણે હરીફાઇ કરી છે, એ તમે જાણો છો ?'

'હાજી.' વિદ્યાગૌરીએ ટુંકો ઉત્તર આપ્યો.

'જો હું કપિલરાયની જગ્યાએ હોઉં તો એ મન્મથરાયને મારી મારીને અધમૂવો જ બનાવી દઉં. એ અમારા સગપણના હિસાબે મારો ભાઇ થાય છે, પરંતુ તેણે અમારા કુટુંબને એવી નાલાશી પહોંચાડી છે કે તેનું તો મ્હોં જોવાનું પણ મને ગમતું નથી.' ક્ષણભર થોભીને તે પુનઃ બોલ્યોઃ 'તમે ઇન્દિરાબેનને તો જાણતાં જ હશો.'

'હા—ના—હા.' ઇન્દિરાએ ઉદ્‌ગાર કાઢ્યા. પોતે શો જવાબ આપે છે, તેનો પણ બરાબર ખ્યાલ ન રહ્યો.

'ઇન્દિરાબેન કેવી સાલસ સ્વભાવની હતી ? મારી ઉપર તો તેને બહુ જ વહાલ હતું, અને મારા મનમાં પણ તેને માટે એટલો જ પ્રેમભાવ હતો. એ બિચારીનું અકાળે મોત નિપજાવ્યું હોય તો તે બદમાશ મન્મથરાયે. હું મોટો થાઉં ત્યારે તમે જોજો. મારી ઇન્દિરા-બેનનું વેર હું જરૂર લઇશ. એનું જીવન નષ્ટભ્રષ્ટ કરી નાંખીશ. અમારા કુળને કાલિમા લગાડી ! બદમાશ ! હીચકારો !'

ઇન્દિરા કશું પણ બોલી નહિ અને વિનોદ પણ પોતાના આવેશ-ભર્યા રોષને અહીંથી જ અટકાવી બંગલા તરફ ચાલ્યો ગયો.

જાગીરદાર રણજીતરાય અહીં આવ્યા પછી તો ગામમાં નવું જ ચૈતન્ય આવ્યું. તે રાત્રે તેમના પ્રમુખપણા નીચે જાહેર સભા રાખ-વામાં આવી. તેમાં રાવબહાદુર મુનશીજી, જગતપ્રસાદ વગેરેએ ભાષણો કર્યાં. કપિલરાયે પણ પોતાને મત આપીને મોહનપુર તાલુકાની સેવા બજાવવાને માટે તક આપવાની શહેરીઓને વિનતિ કરી. પ્રમુખે ઉપસંહારમાં કપિલરાયની યોગ્યતા અને ઉપયોગિતાના સંબંધમાં થોડું વિવેચન કર્યું અને છેવટેઃ 'કપિલરાયનો વિજય થાઓ !' 'કપિલરાયને જ તમારો કીમતી મત આપજો !' 'એક પણ મત તેમના હરિફને મળવો ન જોઇએ !' એવા પોકારો સાથે સભા બરખાસ્ત થઇ.

બીજે દિવસે બપોર પછી હેમલતા, લક્ષ્મીદેવી અને વિદ્યાગૌરીને લઇને ગામમાં જવાને માટે નિકળી. એક મોટરમાં કપિલરાય, રણજીતરાયની સાથે અમદાવાદ ગયો હતો, જ્યારે બીજી મોટરમાં થોડું સમારકામ કરવાનું હતું. અત્યારે તાપ પણ એટલો બધો સખત ન હતો. એટલે તેઓ ચાલતાં જ ગામમાં જવાને નિકળ્યાં.

તેઓ રાવબહાદુર મુનશીજીના મકાન પાસે આવ્યાં ત્યાં મોટીબેન એ મકાનના કમ્પાઉન્ડના દરવાજામાંથી બહાર નિકળ્યાં અને આ લોકોને જોઇને બોલ્યાં: 'હેમલતા! તમે અત્યારે કેની તરફ જાઓ છો?'

હેમલતાએ જવાબ આપ્યો: 'લક્ષ્મીને બંગડીઓ લેવી હતી, મારે પણ થોડીક પરચુરણ ખરીદી કરવાની હતી, વળી તમારી પાસે પણ આવવાનો વિચાર હતો. પણ તમે અત્યારે અહીં કયાંથી?'

'આજ સવારની દીવાળીબાની તબિયત બરાબર નથી. એમણે મને કહેરાવ્યું હતું એટલે હું તેમની પાસે આવીને કલાકેક બેઠી. હવે ઘેર જાઉં છું.'

'બાને શું હતું અને અત્યારે કેમ છે?'

'ખાસ તો એવું કાંઇ નથી. પરંતુ તું જાણે છે કે તેમને પેલું સ્વપ્નું આવે છે, તે દિવસે તે ખૂબ બેચેન બની જાય છે. ગઇ રાત્રે એ જ સ્વપ્નું તેમને આવેલું. એટલે આજે સવારથી જ તે ખૂબ બેચેન બની ગયાં હતાં. બીજું કશું નથી.'

'તમે તો અત્યારે હવે ઘેર જાઓ છો ને?' હેમલતાએ પૂછ્યું.

'હા, કંઇ કામ છે?'

'ત્યારે વિદ્યાબેન! તમે મોટીબેન સાથે જાઓ. તેમને ત્યાં રોકાજો. હું મારી બાને મળીને હમણાં આવું છું.'

લક્ષ્મી બોલી: 'બા! હું પણ મોટીબાને મળવાને તમારી સાથે આવીશ.'

અને તે હેમલતાની આંગળી પકડીને તેની સાથે ગઇ. મોટીબેન તથા વિદ્યાગૌરી ગામ તરફ ગયાં.

તેઓ થોડુંક ચાલ્યાં હશે ત્યાં એકાએક વંટોળીઓ આવ્યો, જોરથી પવન વિંઝાવા લાગ્યો, વિદ્યાગૌરીના માથેથી સાડીનો છેડો સરકી ગયો. સાડીને સરખી કરવા જતાં અચાનક તેના હાથની ઝપટ તેના ચશ્માને લાગી. ચશ્મા નાક પરથી સરકીને જમીન પર પડયાં. બેય કાચ તૂટી ગયા.

'અરે ! આ શું ? કેટલું બધું મળતાપણું ?' મોટીબેનના મુખમાંથી ઉદ્‌ગાર સરી પડયો.

એ સાંભળીને વિદ્યાગૌરી બનેલી ઇંદિરાને જમીન માર્ગ આપે તો તેમાં સમાઇ જવાનું મન થયું. તે નીચે બેસી ગઇ. જમીન પર પડેલું ચશ્માનું ઘરૂં તેણે લઇ લીધું. કાચ તો નકામા બની ગયા હતા. હવે શું કરવું ? એ પ્રમાણે વિચારતી તે ઉભી થવા લાગી.

ત્યાં અધુરામાં પૂરૂં સામેથી મન્મથરાય આવતો દેખાયોઃ 'આ વેશમાં એ મને ઓળખી જશે !' પ્રસ્તુત પ્રશ્ન વિદ્યાગૌરીના મનમાં ઉપસ્થિત થયો.

## પ્રકરણ ૪૩મું

### તળાવમાં ઝબોળ્યો

ઇંદિરાનાં ચશ્માં જમીન પર પડવાથી તેના બેઉ કાચ તૂટી ગયા હતા અને ચશ્માંની ફ્રેમ જમીન પર પડી હતી. તે લઇને તે ઉભી થઇ. ગંગાબેન તેની બાજુમાં ઉભી હતી. એ વખતે તેમણે બેઉએ સામેથી સર મન્મથરાયને આવતો જોયો. તેની સાથે સન્મુખરાય તથા બીજો એક માણસ હતો. તેમ જ સન્મુખરાયના કેટલાક મળતીયા જેઓ મન્મથરાયને માટે મત મેળવવાનો પ્રયાસ કરી રહ્યા હતા, તેમાંથી પણ સાત આઠ માણસો હતા.

આ બે જણીઓ ઉભી હતી, તેની નજીક સર મન્મથરાય અને તેના સાથીઓ આવ્યા. તેની દૃષ્ટિ ચશ્માવિહોણા પોતાના વદન ઉપર પડવા ન પામે, એ માટે ઈંદિરા ઉર્ફે વિદ્યાગૌરી બીજી બાજુએ જોઈ રહી હતી.

મન્મથરાય નજીક આવ્યો અને બે હાથ જોડી બોલ્યો : ‘ મોટીબેન ! વંદન કરૂં છું. ’

આ શબ્દો તેણે સભ્યતાના તરીકાથી ઉચ્ચાર્યા હોય, અથવા તો એ શબ્દોની પાછળ કોઇ વ્યંગ રહેલો હોય, એ કહી શકાય તેમ નથી, પરંતુ પોતાને વંદન કરતો જોઇને ગંગાબેન એકદમ ઉશ્કેરાઇ ગઇ, અને રોષપૂર્વક બોલી : ‘ તમે–મને–મને શું જોઇને વંદન કરી રહ્યા છો ? હું કોણ છું તે તમે નથી જાણતા ? હું–હું કપિલરાયની મોટીબેન ગંગા ! ’

‘ બરાબર છે, મોટીબેન ! જેણે એક વખત તમને જોયાં હોય, તે તમને કદી પણ ભૂલી શકે નહિ. ’ આ શબ્દો તો તેણે કટાક્ષમાંજ ઉચ્ચાર્યા હતા.

‘ એ સાંભળીને તેની આસપાસ આ ગામના કપિલરાયના પક્ષના કેટલાક માણસો ટોળે વળ્યા હતા, તેમાંથી કોઇ બોલ્યું : ‘ હીચકારો ! નાલાયક ! ’

અને બીજાએ ઉચ્ચાર્યું : ‘ બદમાશ, પાજી ! એને ઉપાડો, ઉચકો, પેલા તળાવમાં ફેંકી દો. ’

ત્રીજો બોલ્યો : ‘ હં મારો બાપો ! એમ જ કરો ! જો અહીં મોહનપુરમાં મત લેવા આવ્યો છે ! ’

ટોળાને મન આ એક ગમતની વાત હતી. મન્મથરાયના પક્ષના માત્ર થોડા જ માણસો હતા, અને તે પણ મન્મથરાયના બચાવમાં ઉભા રહેવાને તૈયાર ન હતા. તેઓ એક બાજુએ રહીને આ રંગત જોયા કરતા હતા.

કેટલાક માણસો મન્મથરાયની આસપાસ ફરી વળ્યા. તેમણે તેને ઉચકયો. સન્મુખરાય તથા તેની સાથેનો માણસ તેમને અટકાવવાને પ્રયત્ન કરતા હતા, બૂમો પાડતા હતા, પરંતુ તે બે જણાને બાજુએ હડસેલીને નજીકમાં જ નાની તળાવડી હતી, ત્યાં આ લોકો તરફડીયા મારતા મન્મથરાયને ઉચકીને લઇ ગયા. તળાવડીમાં પાણી ભરેલું હતું. તેની ઉપર લીલ બાઝી ગઇ હતી. આ લોકોએ તેને ફંગોળ્યો અને: ‘ વન–ટુ–થ્રી ! ’ કરતાંની સાથે મન્મથરાયને તળાવમાં ફેંકયો. ત્યારબાદ અર્ધી મીનીટની અંદર જ એ બધા પલાયન થઇ ગયા.

મોટીબેન આ દશ્ય જોઇ રહી હતી. ઉપરાંત તે અવારનવાર વિદ્યાગૌરીના ચહેરા સામે પણ જોતી હતી. તે બંને આગળ ચાલી.

રસ્તામાં ચાલતાં વિદ્યાગૌરી એક દુકાન તરફ વળી. તેને જોઇને મોટીબેને પૂછયું: ‘ તમે ક્યાં જાઓ છો, વિદ્યાબેન ? ’

‘ ચશ્માંના કાચ તૂટી ગયા છે, એટલે આ ચશ્માંવાળાની દુકાને જઈને નવા કાચ નંખાવી લાવું. ’

મોટીબેન પણ તેની સાથે દુકાનમાં ગઇ. તેને મનમાં એક અજબ શંકા ઉપજી હતી. વિદ્યાબેનનો ચહેરો ખાસ કરીને તેની આંખો આબાદ ઇન્દિરાવહુનાં જેવાં લાગતાં હતાં !

વિદ્યાગૌરીએ ફ્રેમમાં કાળા રંગના કાચ નાંખી આપવાનું દુકાનદારને કહ્યું અને તે તૈયાર થાય એ દરમ્યાન દુકાનદારની પાસે ચશ્માંની બીજી જોડ તૈયાર હોય તો ખરીદવાની માગણી કરી.

દુકાનદારની પાસે ધોળા કાચ તો પુષ્કળ હતા. કાળા રંગના કાચવાળાં ચશ્માં તૈયાર ન હતાં અને એ રંગના કાચ પણ અમદાવાદથી મગાવવા પડે તેમ હતા. માત્ર તેની પાસે એક લીલા કાચનાં ચશ્માંની જોડ પડી હતી. ઘણા સમય પહેલાં કોઇ ઘરાક ચશ્માનું સમારકામ કરવાને માટે આપી ગએલો, તે પાછો લઇ ગયો ન હતો.

વિદ્યાગૌરીએ એ બેડોળ દેખાવની ફ્રેમવાળા લીલા કાચનાં ચશ્માં પસંદ કર્યાં.

ગંગાબેને પૂછ્યું: 'વિદ્યાબેન! તમે ચશ્માં શા માટે પહેરો છો?'

'મારી આંખો નબળી છે.'

'આમ દેખાવમાં તો તમારી આંખો ખાસ નબળી લાગતી નથી.'

'એ વાત સાચી. પરંતુ સૂર્યના કિરણનો પ્રકાશ હું નરી આંખે ઝીલી શકતી નથી.'

'જો એમ હોય તો પણ રંગીન ચશ્માંની શી જરૂર છે? ધોળા રંગના ઠંડા પત્થરના ચશ્માંથી પણ એ હેતુ સરી શકે તેમ છે.'

'હું મૂળથી જ કાળાં ચશ્માં પહેરતી આવેલી હોઇ, ધોળાં મને માફક નથી આવતાં.' વિદ્યાગૌરીએ જણાવ્યું.

એ વખતે તેઓ દુકાનના ઓટલા ઉપર ઉભાં હતાં. એક તરફથી કપિલરાય, રણજીતરાય, તેમનો દીકરો તથા કપિલરાયના પક્ષના કેટલાક માણસો આવતા હતા. અત્યારે કપિલરાયના પક્ષકારોએ મેળવેલી સભા બરખાસ્ત થતાં તેમાંથી નિકળીને તેઓ આ બાજુએ આવતા હતા.

એ જ સમયે સામી બાજુએથી સર મન્મથરાય, સન્મુખરાય તેનો બીજો સાથી અને તેના થોડા પક્ષકારો આવતા જણાયા.

રણજીતરાય બોલ્યો: 'સામેથી સર મન્મથરાય આવતો દેખાય છે. પરંતુ તેનો આવો દેખાવ કેમ? તેનાં કપડાં ભીંજાએલાં અને લીલા રંગનાં બની ગયાં છે.'

ટોળામાંથી એક જણ બોલ્યો: 'અરે એ તો તેને પેલી તળાવડીમાં ઝબોળ્યો હતો. ધારાસભાની ઉમેદવારીના નામનું તેને સ્નાન કરાવ્યું ! ઠીક મજા આવી !'

બંને ટોળાં એકબીજાની સામે પણ જોયા વગર પરસ્પરથી વિરુદ્ધ દિશામાં પસાર થઇ ગયાં.

મોટીબેન ઇન્દિરાને ઉદ્દેશીને બોલી: 'વિદ્યાબેન! મારા ભાઇ કપિલને તો તમે ઓળખો છો. પેલા સર મન્મથરાયને પણ તમે જોયા હશે. કપિલની વહુ ઇન્દિરા કેટલી મૂર્ખ અને દુર્ભાગિની! આવા સોહામણા પતિનો ત્યાગ કરી, પેલા બદમાશ, અને પાજીની સાથે ચાલી નિકળી!'

ઇન્દિરાને એમ થયું કે અત્યારે પૃથ્વી માર્ગ આપે તો સમાઇ જાઉં. તેણે કશો પણ જવાબ ન આપ્યો. મોટીબેન આગળ કશું ન બોલ્યાં. બેઉ જણીઓ તેને ઘેર ગઇ. થોડી વાર પછી હેમલતા અને લક્ષ્મી તેમને ત્યાં આવ્યાં. મોટીબેને હેમલતાને મન્મથરાયના વિતકની વાત જણાવી.

એ સાંભળીને હેમલતા તથા લક્ષ્મી ખૂબ હસ્યાં. ચહા તૈયાર થયો. તે પીધા પછી હેમલતા, વિદ્યાગૌરી અને લક્ષ્મી બજારમાં ગયાં. વળતાં મોટીબેનને ત્યાં આવ્યાં અને હેમલતાના આગ્રહથી મોટીબેન પણ તેમની સાથે ઇન્દિરાભવનમાં ગઇ.

ત્યાં ગયા બાદ તેણે જમનાને એકાંતમાં બોલાવી અને પૂછ્યું: 'જમના! આ વિદ્યાગૌરીને જોતાં તને કોઇનું સ્મરણ થાય છે ખરું?'

'મોટીબેન! સાચું કહું? કોઇ કોઇ વાર જ્યારે હું તેમની સામે જોઉં છું ત્યારે તે અસલ ઇંદિરાબેન જેવાં લાગે છે. પરંતુ આ મકાનમાં ઇંદિરાબેનનું નામ તો લેવાય જ નહિ, એટલે હું મનમાં જ સમજી રહું છું.'

'તેં કદી પણ વિદ્યાગૌરીને ચશ્માં પહેર્યા વગરની જોઇ છે ખરી?'

'ના જી. પણ આવું મને કેમ પુછવું પડે છે?'

'આજે રસ્તામાં તેનાં ચશ્માં પડી જવાથી કાચ ફુટી ગયા, મેં તેને ચશ્મા વગરની જોઇ અને મને તો એમ જ લાગ્યું કે ઇંદિરાનું પ્રેત આપણે ત્યાં આવ્યું છે!'

'ના ના, મોટીબેન! એવું ન બોલો. કોઇ કોઇના ચહેરા મળતા આવતા હોય, એ બનવા જોગ છે.'

'હશે.' અને અહીંથી એ વાત બંધ થઇ ગઇ.

રાત્રે જમ્યા પછી રણજીતરાય, કપિલરાય, મોટીબેન વગેરે દીવાનખાનામાં બેઠાં હતાં. તે વખતે મોટીબેને રણજીતરાયને પૂછ્યું: 'કાકાસાહેબ! ઇન્દિરા રેલ્વેઅકસ્માતમાં મરણ પામ્યાની વાત સાચી છે?'

'આ વળી કેવો સવાલ! મારા અલ્હાબાદના એક મિત્રે જ તપાસ કરીને મને જણાવ્યું હતું કે ઇંદિરા રેલ્વેઅકસ્માતમાં મરણને શરણ બની છે.'

'તેણે બરાબર તપાસ કરી હતી?'

'હા હા. તે પૂરતી ચોક્કસાઇ અને કાળજીવાળો છે. તેની ખાતરી થયા વગર લખે જ નહિ. પરંતુ તમે આવો પ્રશ્ન અત્યારે શા કારણથી કરી રહ્યાં છો?'

'મને–મને–મારા મનમાં એમ થએલું કે કદાચ ચોક્કસ તપાસ કરી ન હોય અને ઇન્દિરા બચી જવા પામી હોય, એ બનવાજોગ છે.'

'એ બને જ નહિ. જો તે બચી જવા પામી હોત તો તેણે મને પત્ર લખ્યો હોત, ઉપરાંત સેન્ટ્રલ બેંકમાં જે રકમ મેં તેને માટે રાખી હતી, તેમાંથી પણ તે ઉપાડ કરતી હોત. એટલે એવી શંકા રાખવાનું કશું કારણ છે જ નહિ.'

અને હવે મોટીબેનના દિલમાં કશી શંકા ન રહી. તેને લાગ્યું કે કોઇ કોઇ વાર બની જાય છે તેમ, વિદ્યાગૌરીનો ચહેરો ઇન્દિરાના ચહેરાને મળતો હોવો જોઇએ. મરણ પામેલી ઇન્દિરાનું ભૂત વિદ્યાગૌરી નામ ધારણ કરીને અહીં આવે, એ કદી પણ સંભવિત નથી.

બીજે દિવસે સવારે ચહા તથા ઉપાહાર લીધા પછી રણજીત-રાયનો પુત્ર વિનોદરાય, વીરેન્દ્ર અને લક્ષ્મીદેવી બગીચામાં રમતાં હતાં. વિદ્યાગૌરી ઉપાહારગૃહમાં અનિલકુમારને તેના ખોળામાં બેસારી વહાલ કરતી હતી. માતાનું વત્સલ હૃદય કોઇ કોઇ વાર પોતાના બાળક પ્રત્યે કેટલું આર્દ્ર બની જાય છે તેનો સાચો ખ્યાલ વત્સલ માતા સિવાય બીજાને ભાગ્યે જ આવી શકે. ઇન્દિરા જાહેર રીતે તો આ બાળકો પોતાનાં છે એમ કહી શકે તેમ ન હતી. પરંતુ કોઇ કોઇ વાર તક મળતાં તે પોતાના હૃદયમાં ઉછળતા પ્રેમને તેમની ઉપર ઢાલવવાનું ચૂકતી નહિ.

એ વખતે કપિલરાય તેની પાસે આવીને બોલ્યો: 'વિદ્યાબેન! વીરેન્દ્રને હવે કેમ રહે છે?'

'હજી ખાસ ફરક પડયો નથી. સાધારણ રીતે ઠીક છે, પરંતુ રાત્રે ખૂબ ઉધરસ આવે છે.' વિદ્યાગૌરી બોલી: 'તમે કોઇ નિષ્ણાત ડોક્ટરની સલાહ લેવાનું અગાઉ કહેતા હતા ને?'

'હા. તેને અમદાવાદ લઇ જવાનો મારો વિચાર થાય છે. પરંતુ હમણાં તો હું એવી ધમાલમાં પડયો છું કે બિલકુલ સમય મળતો નથી, અને ક્યારે સમય મળશે તે પણ કહી શકાતું નથી.'

'આપ કહો તો હું વીરૂભાઇને અમદાવાદ લઇ જાઉં.'

'જો એમ કરો તો બહુ જ સારૂં. તમે મોટરમાં જાઓ. પુરૂષોત્તમ તમારી સાથે આવશે. ડોકટર મનહરરાયને ત્યાં જઇને તેમને તબિયત બતાવજો. તેમને કહેજો કે વીરેન્દ્રનો બાંધો પણ તેની માતાના જેવો જ નાજુક છે.'

'વારૂ એ પ્રમાણે કહીશ.'

'ત્યારે આજે બપોરે જ તમે જજો. હું પુરૂષોત્તમને સૂચના આપુ છું.' કપિલરાયે કહ્યું.

# પ્રકરણ ૪૪મું

## અર્જુનનો એકરાર

મોહનપુરમાં રોજ ભાષણો થતાં હતાં. બેઉ ઉમેદવારો પોતાના પક્ષમાં મતદારોને ખેંચવાને માટે અવારનવાર સભાઓ ભરીને પોતે ધારાસભામાં દાખલ થઇ જનતાની કેવી અને કેટલી સેવા બજાવી શકશે, એ વિષે જુસ્સાબંધ છટાદાર ભાષામાં પોતાના વિચારો વ્યકત કરતા હતા.

સભાને માટે બેઉએ જુદાં જુદાં સ્થાન પસંદ કર્યાં હતાં. કપિલરાયના પક્ષકારોની સભા ચાંદની ચોકમાં થતી હતી, અને મન્મથરાયના પક્ષકારોની સભા તેનાથી થોડે દૂર ક્રિકેટગ્રાઉન્ડથી ઓળખાતા મેદાનમાં ભરાતી હતી. તમાશાને તેડું ન હોય તેમ, આ બેઉ સભાઓમાં મતદારો ઉપરાંત, અન્ય માનવીઓની પણ પુષ્કળ મેદની ભરાતી.

સાંજના પાંચ વાગ્યાનો સમય હતો. એ વખતે ક્રિકેટગ્રાઉન્ડમાં એક ટેબલ ઉપર ઉભો રહીને સર મન્મથરાય શ્રોતાઓની સમક્ષ તેનું વકતવ્ય રજુ કરી રહ્યો હતો. લોકો પુષ્કળ ભરાયા હતા. કારણ કે હમણાં જ ચાંદની ચોકમાં મળેલી કપિલરાયવાળી સભા બરખારત થએલી હોઇ, ત્યાંથી છૂટેલા માણસોનાં ટોળાં અહીં આવી પૂગ્યાં હતાં.

અને તેથી ક્રિકેટગ્રાઉન્ડની બાજુનો રાજમાર્ગ પણ લોકમેદનીથી ચિકાર બની ગયો હતો.

એ વખતે ગામ તરફથી એક મોટર આવતી જોવામાં આવી. ડ્રાઇવર રસ્તો મેળવવાને માટે ભુંગળું વગાડતો હતો અને ધીમે ધીમે મોટરને હાંકતો હતો. એ મોટરમાં હેમલતા બેઠી હતી. તે ગામમાં તેની એક મૈત્રિણીને મળવાને માટે ગઇ હતી, ત્યાંથી ઇંદિરાભવન તરફ જતી હતી. અત્યારે સાંજનો વખત હોઇ, તડકો ન હતો. તેથી

મોટરના ઉપરના હૂડને ખુલ્લું કરી દેવામાં આવ્યું હતું. તેથી તેમાં બેઠેલી હેમલતા સહુની નજરે પડતી હતી. તેને જોઇને ટોળા-માંથી કોઇએ બૂમ મારીઃ 'કપિલરાયનો જય થાઓ!'

'તમારો મત મીસ્તર કપિલરાયને જ આપો!' બીજાએ ઉચ્ચાર્યું. ત્રીજો બોલ્યોઃ 'શ્રીમાન કપિલરાય અને શ્રીમતી હેમલતા-બેનનું જુગલ જોડું ઘણું જીવો!'

આ ઉદ્દગારો હેમલતાના દિલને પુલકિત બનાવનારા હતા, અને તે સાભારદૃષ્ટિથી ટોળાની સામે જોતી હતી. એ વખતે શ્રોતા-સમુદાયની વચ્ચે ટેબલ પર ઉભેલા સર મન્મથરાય તરફ તેની દૃષ્ટિ ગઇ. મન્મથરાયે પણ તેને જોઇ અને તેનો હાથ ઉંચો કરી હેમ-લતાને નમન કર્યું. બીજી જ ક્ષણે મન્મથરાયનો હાથ મસ્તક ઉપરના વાળને સંકોરવાને કાન પાસે ગયો, અને તેણે આંગળીમાં પહેરેલી વીંટીમાં જડેલા હીરાનો ચમકારો હેમલતાની નજરે પડ્યો.

તે જ ક્ષણે તેને ભૂતકાળનું સ્મરણ થયું. જે રાત્રે ઇંદિરા અહીંથી ચાલી ગઇ હતી, તે રાત્રે તેના ભાઇએ રઘુનાથના ખૂની દિનકરરાયને મોહન-પુરમાં જોયો હતો, અને કાન નજીકના માથાના વાળ સંકોરવાની તેની ટેવથી અંધારામાં પણ ઓળખી લીધો હતો. મન્મથરાયની પણ એ ટેવ હોવાનું હેમલતાના જોવામાં આવ્યું હતું. અને તે દિવસથી જ તેના મનમાં વહેમ હતો કે મન્મથરાય એ જ દિનકરરાય હોવો જોઇએ. પરંતુ બીજી વખત શિયાળામાં સૂર્યકાન્ત આવ્યો ત્યારે પોતે મુંબઇમાં સર મન્મથરાયની સાથે દિનકરરાયને જોએલો, એમ તેણે કહ્યું હતું, એ સાંભળીને હેમલતાના દિલની શંકાનું નિરસન થઇ ગયું હતું. આજે મન્મથરાયને વાળ સંકોરતો જોયો, તેની વીંટીમાં જડેલા હીરાનો ચમકારો જોયો અને હેમલતાના અંતરમાં ભારે ખળભળાટ મચી રહ્યો.

તેની માતાની તબિયત ગઇ કાલથી સહેજ નરમ થઇ ગઇ હતી. અત્યારે ગામમાંથી વળતાં તેમની પાસે જવાનો તેનો ઇરાદો હતો. પરંતુ એ વિચાર મુલતવી રાખીને તેણે ડ્રાઇવરને મોટર સીધી ઇન્દિરાભવન તરફ લેવાની સૂચના આપી.

મોટર ટોળાની વચ્ચેથી પસાર થઇ ગઇ અને ટોળું પાછું અગાઉની માફક ગીરદી મચાવતું સર મન્મથરાયના ટેબલની તરફ ધસવા લાગ્યું. એ ગીરદીમાંથી માર્ગ કરીને બે જણા રસ્તાની એક બાજુએ આવીને ઉભા રહ્યા. તેમાં એક તો કપિલરાય અને બીજો અર્જુનરાય નામનો માણસ હતો.

એનું નામ તેની ફોઇએ તો અરજણ પાડેલું, પરંતુ તે નાનો હતો ત્યારથી તેને તીરકામઠાંનો ભારે શોખ હતો, અને કામઠાની દોરી પર તીર ચડાવીને તે કુશળતાપૂર્વક નિશાનવેધ કરતો હતો. એ ઉપરથી તેના મિત્રોએ તેનું નામ અર્જુન પાડેલું. અરજણને બદલે એ નામ તેને ઠીક લાગ્યું, અને પછી તો તે પણ પોતાને અર્જુનરાયના નામથી ઓળખાવવા લાગ્યો.

અત્યારસુધીમાં તેણે ઘણાં હાંલ્લાં ફોડયાં હતાં. શરૂઆતમાં તે કપિલરાયને ત્યાં ડાહ્યાભાઇના હાથ નીચે કલાર્ક તરીકે રહ્યો હતો. થોડો વખત રહીને તે અમદાવાદ ઉપડી ગયો. ત્યાં એક નાટકમંડળી હતી તેમાં બજાર માસ્તર તરીકે દાખલ થયો. એ કામથી પણ તે કંટાળ્યો અને એક મીલમાં નોકરી પર લાગી ગયો. પરંતુ તેના સ્વભાવની અસ્થીરતાને લઇને મીલમાંથી નિકળી એક મોટર સર્વીસમાં હિસાબી કારકુન તરીકે દાખલ થયો. એ રીતે અનેક સ્થળે નોકરી ફેરવતો આખરે તે મોહનપુરમાં આવીને ત્યાંના વકીલ બિહારીલાલની ઓફીસમાં કારકુન તરીકે દાખલ થઇ ગયો. અત્યારે તે એ સ્થળે જ નોકરી કરતો હતો.

ડાહ્યાભાઇની સાથે તેને મિત્રતા જેવું તો ન હતું, પરંતુ બંનેનો સંબંધ સારો હતો. તેઓ કપિલરાયવાળી સભામાંથી નિકળીને મન્મથરાય શું બોલે છે, શ્રોતાજનો તેનો કેવો હુરીયો મચાવે છે, એ જોવા-જાણવાને માટે આ સ્થળે આવ્યા હતા.

તે બે જણા એક બાજુએ ઉભા હતા અને મન્મથરાયનું ભાષણ સાંભળતા હતા. વચ્ચે વચ્ચે શ્રોતા માંહેનો કોઇ માણસ ટીંખળ કરતો. બધા ખડખડાટ હસી પડતા અને ફાવે તેવા પોકારો મચાવતા હતા.

એ વખતે એકાએક અર્જુનરાયની નજર સ્ટેશન તરફથી આવતા રાજમાર્ગ ઉપર ગઇ અને તે બોલી ઉઠયો : ' ઓહો ! પેલો મોહન આવતો જણાય છે. '

ડાહ્યાભાઇ બોલ્યો: ' એ તો હમણાં બહારગામ ગયો હતો ને? અહીં ક્યારે આવ્યો ? '

' મેં પણ એને અત્યારે જ જોયો. '

અને મોહન તેમની લગોલગ આવી પહોંચ્યો. તેને ઉદ્દેશીને અર્જુન બોલ્યો: ' મોહનભાઇ ! આટલા દિવસ ક્યાં હતા? શું બદ્રિ-કેદારનાથની જાત્રાએ ગયા હતા ? '

' ના ના, એટલે બધે દૂર તો નહિ, પણ મથુરા અને કાશી સુધી જઇ આવ્યો. અત્યારે જ અમદાવાદથી લોકલમાં આવું છું. વારૂ, પણ આ ધમાલ શી મચી રહી છે? '

' તમને ખબર નથી? આપણા તાલુકા તરફથી મીસ્તર અગ્નિ-કુમાર ધારાસભામાં ગયા હતા, તેમની માંદગી સબબ ખાલી પડેલી જગ્યાને માટે બે જણાએ ઉમેદવારી કરી છે. ' અર્જુને કહ્યું.

' કોણે કોણે ઉમેદવારી કરી છે ? '

' એક તો આપણા જાણીતા ધારાશાસ્ત્રી શ્રીમાન કપિલરાયભાઇ, અને બીજા મરહુમ સર પ્રમોદરાયની દીકરીના દીકરા અને તેમના વારસ સર મન્મથરાય બેરોનેટ. ' અર્જુને ઉમેદવારોનાં નામ જણાવ્યાં અને કહ્યું: ' તેમના પ્રચારકાર્યને માટે ભાષણો થાય છે, તેની આ ધમાલ ચાલે છે '

' વારૂ, આ ભાષણ કરે છે તે કોણ છે? ' મોહને પૂછયું.

' તમે તેને નથી ઓળખતા ? એ જ સર મન્મથરાય ! ' ડાહ્યાભાઇએ કહ્યું.

મોહને ધારી ધારીને વ્યાખ્યાનકાર સામે દષ્ટિ કરી. તે બોલ્યો: ' ઓહ ! આ તો—' અને પછી તેણે હાથ ઉંચો કરી, સર મન્મ-થરાયને સલામ કરી.

સર મન્મથરાય મોહનને જોઇને ક્ષણભર તો સ્તબ્ધ બની ગયો. બીજી જ ક્ષણે તેની સામે કરડો દેખાવ કરીને જોઇ રહ્યો: જાણે 'તું મારી સાથે આવી છૂટ લેનારો કોણ છે?' એમ તે કહેવા માગતો હોય એવો તેની દૃષ્ટિનો ભાવ હતો. પરંતુ સાથોસાથ તેના ચહેરા પર એક ન સમજાય તેવી ચિંતાભરી ગ્લાનિ છવાઇ રહેલી દેખાઇ.

ડાહ્યાભાઇએ મોહનને પૂછ્યું: 'સર મન્મથરાયને તમે ઓળખતા લાગો છો.'

'ના–હા–ના. મેં તો આજે જ તેમને જોયા.'

અર્જુન બોલ્યો: 'વાહ રે મારા બિરાદર! શું તમે આજે પહેલવહેલા જ તેમને જુઓ છો? અગાઉ તમે–'

'અર્જુન! વધારે ન બોલ! નહિતર–' અને અર્જુનની સામે હવામાં મુક્કી ઉગામીને બીજી જ ક્ષણે મોહન એકદમ ગામ તરફ ચાલતો થઇ ગયો.

ડાહ્યાભાઇએ મોહનનું વર્તન જોયું હતું. તેને જોઇને સર મન્મથરાયના ચહેરા પર પથરાએલી ચિંતા અને ફિકાશ પણ તે જોઇ શક્યો હતો. તેને શંકા આવી કે દાળમાં કાંઇક કાળું છે. એથી તેની જીજ્ઞાસાવૃત્તિ તીવ્ર બની અને તે બીજા કોઇ ન સાંભળે એટલે દૂર અર્જુનને લઇ ગયો. પછી તેણે પૂછ્યું: 'મીસ્તર અર્જુનરાય! મોહનભાઇ સર મન્મથરાયને ઓળખતા હોય એમ લાગે છે, પરંતુ ગમે તે કારણે, એ વાત જાહેરમાં મૂકવાની તેમની ઇચ્છા નથી લાગતી.'

'એ વાત ખરી છે. મોહન મન્મથરાયને વરસો થયાં પિછાને છે, અને હું પણ મન્મથરાયને બરાબર પિછાનું છું. પરંતુ તે તેના આ નામથી નહિ.'

'ત્યારે તમે તેમને ક્યા નામથી પિછાનો છો?' ડાહ્યાભાઇએ તેને પૂછ્યું.

અર્જુન બોલ્યો: 'જો કે બીજાની પાસે તો એ વાત હું ન કરૂં, પરંતુ તમને કહેવામાં વાંધો નથી. વરસો પહેલાં હું જ્યારે અહીં હતો ત્યારે પેલા રઘુનાથની છોકરી વીણા ઉપર મારી નજર હતી. રઘુનાથ પણ તેનું લગ્ન મારી સાથે કરવાની ઇચ્છા રાખતો હતો અને તેથી હું અવારનવાર તેમને ત્યાં જતો, એ વખતે આ માણસ શામળપુરથી વીણા પાસે આવતો હતો. જો કે એ વખતે તે પોતાનું નામ દિનકરરામ હોવાનું જણાવતો હતો.'

'દિનકરરાય!' ડાહ્યાભાઇના મુખમાંથી આશ્ચર્યોદ્‌ગાર સરી પડયો. કેટલાંક કારણોને લઇને કપિલરાયે ડાહ્યાભાઇને પોતાના વિશ્વાસમાં લીધો હતો: સૂર્યકાન્ત નિર્દોષ હોવાનું તથા દિનકરરાય નામનો માણસ ખૂની હોવાનું તેને જણાવ્યું હતું. અને તેથી અત્યારે અર્જુનના મુખથી થતો એકરાર સાંભળીને ડાહ્યાભાઇને આશ્ચર્ય ઉપજે તે સ્વાભાવિક હતું.

'હા, એ દિનકરરાય ત્યાં આવતો. હું પણ ત્યાં જતો. અમે કોઇ કોઇ વાર એકઠા થઇ જતા. વીણા બધાની સાથે સ્નેહ રાખતી. પરંતુ તેના અંતરનો ભાવ કોની ઉપર છે તે કહી શકાતું ન હતું. જો કે મને લાગે છે કે તેના બાપનો ખૂની સૂર્યકાન્ત વચ્ચે આવ્યો ન હોત તો વીણાનો દિનકરરાય સાથે ગમે તેવો સંબંધ હોવા છતાંયે તેણે મારી સાથે લગ્ન કર્યું હોત. એ સૂર્યકાન્તે જ મારૂં ઉંધું વાળ્યું.'

'તમે આ વાત તો આજસુધીમાં કોઇને પણ જણાવી નથી!'

'મારે શા માટે જણાવવી જોઇએ? એ વાત જાહેર કરવામાં ખરી રીતે તો મારે મારી જ નાલાશી કરવાની હતી ને?'

'બહુ સારૂં, પણ મન્મથરાય અહીં આવ્યો ત્યારથી જ તમે તો તેને દિનકરરાય તરીકે ઓળખતા હશો?'

'હાસ્તો વળી! મેં તેને પહેલવહેલો સભામાં જોયો ત્યારે મને મોહનના જેટલું જ આશ્ચર્ય થયું હતું.'

'મોહન તેને ક્યાંથી ઓળખતો હશે?'

અર્જુને કહ્યું: 'એ પણ રઘુનાથના મકાન પાસે આવતો–જતો હતો. જો કે એની દૃષ્ટિ વીણા ઉપર નહિ, પરંતુ એક બીજી છોકરી ઉપર હતી. તથાપિ તે ત્યાં આવતો–જતો હોઇ, દિનકરરાયને એ સ્થળે જોયો હોય, એ બનવાજોગ છે.'

એ વખતે સભા બરખાસ્ત થઇ, લોકો વેરાયા અને ડાહ્યાભાઇ અર્જુનથી છૂટો પડીને એકદમ ઓફીસે ગયો. કપિલરાય હજી ઓફીસમાં જ હતો. ડાહ્યાભાઇ તેની રૂમમાં ગયો. તેના શ્વાસોચ્છ્વાસ જોરથી ચાલતા હતા. છાતી ધમણની માફક ઉંચી–નીચી થતી હતી. એ જોઇને કપિલરાયે પૂછ્યું: 'ડાહ્યાભાઇ! શું છે? આટલા બધા હાંફો છો કેમ?'

'કપિલભાઇ! એક અગત્યની ખબર લાવ્યો છું.'

'શી ખબર છે?'

'સર મન્મથરાય એ જ રઘુનાથનો ખૂની દિનકરરાય છે!' ડાહ્યાભાઇએ કહ્યું.

'શું! સાચું કહો છો? એ તમે કેવી રીતે જાણ્યું?'

અને ડાહ્યાભાઇએ અર્જુન તથા મોહનની સર મન્મથરાય જે સ્થળે ભાષણ કરતો હતો તે સ્થળે થએલી મુલાકાત તથા અર્જુને પોતાની પાસે કરેલા એકરારની તમામ હકીકત જણાવીને છેવટે ઉમેર્યું: 'કાપલભાઇ! સર મન્મથરાયને અત્યારે ને અત્યારે જ પકડાવી દેવો જોઇએ.'

'વાત મુદ્દાની છે. એ બાબત આપણે વિચાર કરીશું.' કપિલરાયે કહ્યું: 'પણ તે દિનકરરાય છે, એવી તમારી તો ખાતરી છે ને?'

'હા હા, સાહેબ! અર્જુન મારી પાસે કદી પણ જૂઠું ન બોલે.'

'ઠીક છે ત્યારે જોઇશું.'

* * *

હેમલતા ઇન્દિરાભવનમાં ગઇ. હવે શું કરવું એ તેણે મોટરમાં જ નક્કી કરી લીધું હતું અને તેથી પોતાના ઓરડામાં જઇ તુરત જ તેણે એક પત્ર લખ્યો :

'શ્રી. સવિતાપ્રસાદ,

તમારી ખાસ જરૂર છે. આ પત્ર મળે કે વળતી ટ્રેને અહીં આવો. બને તો અગાઉથી ખબર આપો.

'એનનાં વંદન.'

તેનો ભાઇ હાલમાં સવિતાપ્રસાદ નામ ધારણ કરીને કાઠિયાવાડના એક શહેરમાં રહેતો હતો. તેણે આપેલું શિરનામું કવર ઉપર લખી, આ પત્ર કવરની અંદર મૂક્યો, કવર બંધ કરી દીધું, ટીકીટ ચોડી અને પુરૂષોત્તમને આ કવર પોસ્ટ ઓફીસે જઇને એકદમ પોસ્ટ કરવાની સૂચના સાથે રવાના કર્યો.

સાંજે કપિલરાય ઘેર આવ્યો તે વખતે તેણે કહ્યું: 'આજે તો મેં એક અતિ અગત્યની શોધ કરી છે!'

'તેં વળી શાની શોધ કરી છે?' તેના કપોલપ્રદેશને અંગુલી વડે સ્પર્શતા કપિલરાયે પૂછ્યું.

અને હેમલતાએ સર મન્મથરાય તે જ દિનકરરાય હોવાની તેની દૃઢ થએલી શંકા જણાવી. પોતાને તો તેનો ભાઇ અગાઉ એક વાર આવેલો ત્યારથી જ એ શંકા આવી હતી, એમ પણ કહ્યું. બીજી વખત શિયાળાની ઋતુમાં સૂર્યકાન્ત અહીં આવેલો અને મન્મથરાય તથા દિનકરરાય બેઉ મિત્રો હોવાનું તેણે જણાવેલું, તેમાં સૂર્યકાન્તની કોઇ ભૂલ અથવા ગેરસમજ થતી હશે, એવો તેણે પોતાનો અભિપ્રાય આપ્યો.

હેમલતાની તમામ હકીકત સાંભળ્યા પછી કપિલરાયે કહ્યું: 'હું પણ જાણું છું કે મન્મથરાય અને રઘુનાથનો ખૂની દિનકરરાય એ બેઉ એક જ માણસ છે.'

'શું તમે પણ જાણો છો?' હેમલતાને આશ્ચર્ય થયું.

'હા, આજે જ મારા જાણવામાં આવ્યું.' એમ કહીને ડાહ્યાભાઈ પાસેથી મળેલી માહિતી કપિલરાયે પત્ની સમક્ષ રજુ કરી.

'તમને એક વાત કહેવાની હું ભૂલી ગઈ. મેં તમને પૂછ્યા વગર અત્યારે જ મારા ભાઈને એક પત્ર લખીને અહીં બોલાવ્યો છે. તે અત્યારે અહીં આવે તો સર મન્મથરાયને નજરોનજર જોઈ શકે.'

'એ તેં સારૂં કર્યું. સૂર્યકાન્ત ભલે અહીં આવે.'

'પરંતુ તેને અહીં આપણે છુપાવવો પડશે.'

'હરકત નહિ. જરૂર જણાશે તો એ વ્યવસ્થા આપણે કરીશું.'

## પ્રકરણ ૪૫મું

### ભૂતકાળ ઉખળે છે

સાંજના સાત વાગી ગયા હતા. વિદ્યાગૌરી અને વીરેન્દ્ર નીચે બાળકો માટેના ભોજનગૃહમાં હતાં. તેમણે હમણાં જ જમી લીધું. લક્ષ્મીદેવી અને અનિલ બગીચામાં રમતાં હતાં. વીરેન્દ્ર સોફા ઉપર સૂતો હતો. સંધ્યાનો પ્રકાશ હોઈ, આ ખંડમાં હજી દીવો કર્યો ન હતો. સોફાની નજીકમાં નાનું ટેબલ પડયું હતું તેની ઉપર વિદ્યાગૌરીએ તેનાં ચશ્માં મૂક્યાં હતાં. વીરેન્દ્ર પોતાને ઓળખી જશે, એવી તેના મનને બીતિ ન હતી. તે સોફા ઉપર વીરેન્દ્રની બાજુમાં બેસીને તેના મસ્તક અને પીઠ પર હાથ ફેરવતી હતી.

એકાએક વીરેન્દ્રે પ્રશ્ન કર્યો: 'વિદ્યાબેન! હવે મારા મૃત્યુને કેટલો સમય બાકી હશે?'

વિદ્યાગૌરી ચમકી અને આર્દ્રસ્વરે બોલી : 'કોણ કહે છે કે તારૂં મૃત્યુ થવાનું છે ?'

'મને કોઇએ કીધું નથી, પરંતુ આજે આપણે ડોકટર મનહર-રાયને મારી તબિયત બતાવવા માટે ગયાં હતાં, ત્યાંથી પાછા ફર્યા બાદ તમારા ચહેરા પર ઉદાસીનતા છવાએલી મેં જોઇ હતી, તેમ જ તમારાં નેત્રોમાં આંસુ પણ જોએલાં. એટલે મેં માન્યું કે હું હવે જીવવાનો નથી, એવું ડોકટરે તમને કહેલું હોવું જોઇએ.'

તેના શબ્દો સાંભળતાંની સાથે જ વિદ્યાગૌરીના વદન પર ગ્લાનિ છવાઇ રહી, અને પુનઃ તેનાં નેત્રો પર અશ્રુબિંદુ ચમકવા લાગ્યાં.

વીરેન્દ્ર બોલ્યો : 'જુઓ, અત્યારે પણ તમે રડો છો. પરંતુ તમે રડો છો શા માટે ? હું મરી જાઉં એથી તમને શું ? હું કાંઇ તમારો દીકરો નથી !'

'વીરૂભાઇ ! મારો પણ તારા જેવો જ એક નાનો દીકરો હતો. એનો મને સદાને માટે વિયોગ થઇ ગયો છે. જ્યારે હું તને જોઉં છું ત્યારે મને તેનું સ્મરણ થઇ આવે છે અને તેથી હું કોઇ કોઇ વાર રડી પડું છું. બાકી તું મરવાનો નથી. તું તો ઝાઝાં વરસ જીવવાનો છે.'

'ના ના, મને એમ નથી લાગતુ. વિનોદમામા પણ કહેતા હતા કે ભગવાન પોતાની સાથે રમવાને માટે નાના છોકરાને આ દુનિયા પરથી સ્વર્ગમાં બોલાવી લે છે. તેમનો એક નાનો ભાઇ હતો, તેને પણ ભગવાને બોલાવી લીધો હતો.'

'એ તો જનમ્યો ત્યારથી જ બહુ નબળો તથા માંદો ને માંદો રહેતો હતો. એટલે તે ઝાઝું જીવી શકે તેમ હતો જ નહિ.'

'તમે એ ક્યાંથી જાણો ? શું તમે તેને જોયો હતો ?'

વિદ્યાગૌરી ચમકી. પોતે કાચું કાપ્યું છે, એમ તેને લાગ્યું. એ સુધારવાને માટે તે બોલી : 'મેં એને જોયો ન હતો. પરંતુ એની નબળી તબીયતની હકીકત મારા સાંભળવામાં આવી હતી.'

વીરેન્દ્રે કહ્યું : વિદ્યાબેન ! મને મરવું તો નથી ગમતું. લોકો કહે છે કે મરીને માણસ સ્વર્ગમાં જાય છે અને સ્વર્ગમાં ખૂબ મજા કરવાની હોય છે. પણ ત્યાં મારા બાપુજી અને લક્ષ્મીબેન તથા અનિલ ન હોય તો એકલાં મને કેવી રીતે ગમે ?'

'વીરૂભાઇ ! તમે પરીઓની વાર્તા તો વાંચી હશે. એવી સુંદર સુંદર પરીઓ સ્વર્ગમાં હોય છે. નાનાં છોકરાં તેમને બહુ જ ગમે છે. એટલે તેઓ નાનાં છોકરાંને દુનિયામાંથી ઉપાડી જઇને સ્વર્ગમાં તેમના દેવ-ભુવનમાં રાખે છે. ત્યાં કાંટા વગરનાં ગુલાબ હોય છે, જેની સુવા-સથી આંખુય સ્વર્ગ મઘમઘી રહ્યું છે, એવાં પારિજાતકનાં પુષ્પો હોય છે. અને મોટા મોટા મનોહર મહેલો તથા અનેક પ્રકારની જાતભાતની આનંદપ્રમોદની ચીજો હોય છે. એટલા માટે જ દરેક માણસ આ અનેક પ્રકારનાં દુઃખોથી ભરેલી દુનિયાનો ત્યાગ કરીને સ્વર્ગમાં જવાનું પસંદ કરે છે.'

'હા. જેમને આ દુનિયામાં ખૂબ દુઃખ પડતું હોય, તેઓ સ્વર્ગમાં જવાનું પસંદ કરતા હશે, પરંતુ મને અહીં શું દુઃખ છે ? બાપુજી છે, લક્ષ્મીબહેન છે, બા છે, તમે છો. તમે બધાં મને કેવી સારી રીતે રાખો છો ? રોજ સારૂં સારૂં ખાવાનું મળે છે. રહેવાને માટે આવો મોટો બંગલો છે. અને આપણો બગીચો પણ કેટલો સુંદર છે ? આવું બધું મજાનું છોડીને સ્વર્ગમાં જવાનું કોને ગમે ?'

વિદ્યાગૌરીએ કશો જવાબ ન આપ્યો. તેને તો એમ જ થતું હતું કે 'હું અહીં ક્યાંથી આવી ? શું મારા પ્રારબ્ધમાં આ દુઃખ જોવાનું લખ્યું હશે ? મારો બાળક જીવવા ચાહે છે, હું તેને બચાવી શકું તેમ નથી. આ કરતાં તો રેલ્વેના અકસ્માતમાં જો હું મરણ પામી હોત તો શું ખોટું હતું ?'

અને તેની આંખમાંથી ખરખર અશ્રુ વહેવા લાગ્યાં. વીરેન્દ્ર સંધ્યાના વીખરાતા ઝાંખા પ્રકાશમાં તેની સામે જોઇ રહ્યો હતો. એ વખતે બહારથી હેમલતાનો અવાજ સંભળાયો : 'ઓરડામાં અંધારૂં કેમ છે?' અને તે એ ખંડમાં દાખલ થઇ. વિદ્યાગૌરીએ એકદમ ચશ્માં પહેરી લીધાં : 'વિદ્યાબેન! દીવો કેમ નથી કર્યો? અને આ સોફા ઉપર કોણ સૂતું છે? વીરૂભાઈ! તું અહીં કેમ સૂતો છે? જા, ઉપર જઇને સૂઇ જા.'

'બા! હજી મને ઉંઘ નથી આવતી. હું તો અમસ્થો જ અહીં સૂતો છું.' વીરેન્દ્રે આનાકાની કરી.

'અહીં નહિ, ઉપર જાઓ. તું આજે મોટરમાં અમદાવાદ જઇ આવ્યો છે, એટલે થાકી ગયો હોઇશ.' અને તેણે હાકલ મારીને વીજળીને બોલાવી. વીજળી વીરેન્દ્રને મેડી ઉપર સુવાને માટે લઇ ગઇ.

હેમલતા તથા વિદ્યાગૌરી એકલાં પડયાં. પછી હેમલતાએ પુછ્યું: 'ડોકટર મનહરરાયે વીરેન્દ્રની તબિયત તપાસીને શો અભિપ્રાય આપ્યો?'

'તેમણે કહ્યું હતું કે એક અઠવાડિયા પછી તે મોહનપુર આવવાના છે, એ વખતે ફરીથી વીરૂભાઇની તબિયત તપાસશે. એક અઠવાડિયાની દવા તેમણે આપી છે, અને કશું ચોક્કસ કહ્યું નથી, તો પણ તેમના કથનનો સાર એ હતો કે વીરૂભાઇ આ દુનિયા પર હવે બહુ લાંબા સમયનો મહેમાન નથી.'

'આ વખતે ડોકટર મોહનપુર આવે અને વીરેન્દ્રની તબિયત તપાસે, ત્યારે હું પણ હાજર રહીશ.' હેમલતા બોલી: 'વિદ્યાબેન! તમે સર મન્મથરાયને પિછાનો છો ખરાં?'

'ના ના.' વિદ્યાગૌરીએ ટુંકો જવાબ આપ્યો. આવો પ્રશ્ન પોતાને શા માટે કરવામાં આવ્યો હશે, એના વિચારમાં તે પડી ગઇ.

'એ સર મન્મથરાય કેટલો અધમ અને નાલાયક માણસ છે એ તો કદાચ તમારા સાંભળવામાં આવ્યું હશે. તેણે મારા પતિના જીવનને અત્યંત દુઃખમય બનાવી દીધું છે! તે ખાનદાન કુટુંબનો છે, બેરોનેટની પદવી ધરાવે છે, પરંતુ હું માનું છું કે દુનિયાપર તેના જેવો અધમ માનવી બીજો કોઇ પણ નહિ હોય.'

અને આવેશપૂર્વક હેમલતાએ પોતાનું દાસ્તાન શરૂ કર્યું. તેના ભાઇ ઉપર આવેલો રઘુનાથના ખૂનનો આરોપ, તેના ભાઇની સાથે છૂપી રીતે થએલી પોતાની મુલાકાત, દિનકરરાય નામના રઘુનાથની દીકરી વીણાના આશકે રઘુનાથનું ખૂન કર્યું હોવાની ભાઇએ આપેલી માહિતી, અને ત્યારબાદ એ દિનકરરાયનો પત્તો મેળવવા માટે તેણે તથા કપિલરાયે કરેલી મહેનત, એ સર્વનું સાંગોપાંગ રીતે તે બયાન કરવા લાગી.

આ બધી હકીકત વાચકો જાણતા હોઇ, અહીં પુનરૂક્તિ કરવાની જરૂર નથી. પરંતુ જેમ જેમ તે સાંભળતી ગઇ, તેમ તેમ વિદ્યાગૌરી બનેલી ઇન્દિરાનું હૃદય વધુ ને વધુ વિદીર્ણ થતું ચાલ્યું. છેવટે આજની હકીકત હેમલતાએ તેને જણાવી. સર મન્મથરાય પોતે જ દિનકરરાય છે, અગાઉ તે વીણાની પાસે આવતો હતો અને તેણે જ તેના બાપનું ખૂન કર્યું છે, એ હકીકત કહીને પોતે આજે તેને ઓળખી કાઢેલો હોવાનું જણાવ્યું. તેમ જ બીજા બે જણાઓએ પણ તેને દિનકરરાય તરીકે ઓળખ્યો હોવાનું કહ્યું અને છેવટે ઉમેર્યું: 'અહા! કેટલો અધમ માનવી! ખૂની! વિષયી! દુરાચારી! એ રીતે તે બધા દુર્ગુણોથી ભરેલો હોવા છતાં મારા પતિની પ્રથમ પત્ની ઇન્દિરા તેના કયા ગુણ પર મુગ્ધ બનીને તેની સાથે ચાલી નિકળી હશે?'

એ જ વખતે બહારથી અવાજ આવ્યો: 'હેમલતા!'

એ અવાજ કપિલરાયનો હતો. હેમલતા એકદમ ઉભી થઇને બહાર ચાલી ગઈ, અને સર્વ પ્રકારે હતાશ બનેલી ઇન્દિરા એ

હાથ વડે મુખને છુપાવી રડવા લાગી. તે મનોગત બોલી: ' ક્યાં દેવ સમો કપિલ! અને ક્યાં દાનવને પણ શરમાવે તેવો મન્મથ! ખરેખર મારા પૂર્વજન્મના કોઇ પાપે જ મને ભુલાવી! આવા એક અનાચારી અધમ માનવીના મોહપાશમાં સપડાઇ, મેં મારા સંસારનું નિકંદન કાઢી નાંખ્યું. હે પ્રભુ! આ ભૂતળ ઉપર જેટલી યાતનાઓ હોય, તે તમામ મારી ઉપર વરસાવીને મારાં પાપનું પ્રાયશ્ચિત્ત થવા દો. ખરે, હું જગતના કોઇ પણ માનવીની ક્ષમાની અધિકારિણી નથી રહી, પરંતુ તમે તો મને જરૂર ક્ષમા કરજો.'

# પ્રકરણ ૪૬મું

## બિહારીલાલ વચન આપે છે

હેમલતાને આજે સવારે તેના ભાઇનો પત્ર મળ્યો. તે સાંજે સાત વાગ્યે મોહનપુર પહોંચતી ટ્રેનમાં આવવાનો હતો. તેણે નજીકના ગામમાં તેના મિત્રને ત્યાંજ રહેવાનો પોતાનો ઇરાદો જણાવ્યો હતો. પરંતુ પોતે સાત અને આઠની વચમાં ઇન્દિરાભવનમાં આવનાર હોઇ, બગીચામાં તેની રાહ જોવાનું તેણે લખ્યું હતું.

એથી હેમલતા રાત્રિના સવાસાત વાગ્યા પછી પ્રવેશદ્વારની નજીક એક બાંકડા ઉપર બેઠી હતી. અંધકાર વધુ ને વધુ ઘેરાતો જતો હતો. એ વખતે એક માણસે બગીચામાં પ્રવેશ કર્યો. તેણે છદ્મ વેશ ધારણ કર્યો હોવા છતાં તે પોતાનો ભાઇ છે એવું જાણવામાં હેમલતાને મુશ્કેલી પડી નહિ. ભાઇબેન મળ્યાં. અત્યારના સંયોગોમાં લાંબે સમયે તેમનો થયેલો મેળાપ બેઉને માટે કેટલો દિલદ્રાવક બન્યો હશે, એ કહેવાની જરૂર નથી.

બન્નેનાં દિલ કાંઇક શાંત પડયા પછી સૂર્યકાન્તે પૂછ્યું: 'બેન! તેં મને અહીં એકદમ શા માટે બોલાવ્યો હતો?'

હેમલતાએ કહ્યું: 'તારા બનેવીએ ધારાસભામાં ખાલી પડેલી જગ્યા માટે ઉમેદવારી નોંધાવી છે એની તો તને ખબર હશે.'

'હા, મેં વર્તમાનપત્રમાં વાંચ્યું હતું, અને મને વધારે નવાઇ તો એ લાગી કે તેના હરીફ તરીકે સર મન્મથરાય ઉભો થયો છે! એક વિષયમાં હરીફાઇ કરવાથી તેને સંતોષ ન થયો કે તે ફરીથી પાછો કપિલરાયની હરીફાઇ કરવાને આવ્યો!'

'તું સર મન્મથરાયને નજરે જોયે ઓળખે ખરો?'

'કેમ ન ઓળખું ? મેં મુંબઇમાં બે વખત દિનકરરાયની સાથે એને જોયો હતો.'

'એ પહેલાં તેં કદી જોએલો ખરો ?'

'ના, મુંબઇમાં જ પહેલી વાર જોયેલો.'

'ત્યારે એ સર મન્મથરાય છે, એવું તેં કેવી રીતે જાણ્યું ?'

'એક મોટર ડ્રાઇવરે મને ઓળખાવ્યો હતો.'

'શું તેં મોટર ડ્રાઇવરને સવાલ કર્યો હતો ?'

સૂર્યકાન્તે કહ્યું: 'મેં દિનકરરાય તથા મન્મથને જોડાજોડ ચાલતા જોએલા. એ ઉપરથી દિનકરરાયની સામે આંગળી કરીને મોટર ડ્રાઇવરને પૂછ્યું: 'પેલા માણસને તમે ઓળખો છો ?' ડ્રાઇવરે જવાબ આપ્યો: 'ના, એને તો હું નથી ઓળખતો, પરંતુ એની બાજુમાં જે માણસ ચાલે છે, તેને ઓળખું છું.' મેં પૂછ્યું: 'એનું નામ શું ?' અને તેણે જવાબ આપ્યો: 'સર મન્મથરાય !' એ રીતે સર મન્મથરાયનું નામ હું જાણી શક્યો હતો.'

'ત્યારે મને લાગે છે કે કાં તો તારી પૂછવામાં ભૂલ થઇ છે અથવા તો તેણે જવાબ આપવામાં ભૂલ કરી છે.'

'એમ બને જ નહિ. એ જ સર મન્મથરાય હતો.'

'તે બે જણામાં એક સર મન્મથરાય હતો તેની હું ના નથી કહેતી. પરંતુ હું એમ કહેવા માગું છું કે જેને તું દિનકરરાય માને છે, તે જ સર મન્મથરાય છે.'

'આ તું શું કહે છે ?'

'હું સાચું કહું છું.' અને હેમલતાએ પોતે ગામમાંથી મોટરમાં અહીં આવતી હતી, તે વખતે ક્રિકેટગ્રાઉન્ડમાં વ્યાખ્યાન આપતા મન્મથરાયને માથાના વાળ સંકોરતો જોયાની હકીકત જણાવી. એ ઉપરથી પોતે તેને દિનકરરાય તરીકે ઓળખી લીધો હતો એમ કહ્યું અને ઉમેર્યું:

'પેલો મોહન તથા તીરકામઠાંનો નિશાનબાજ અર્જુન પણ જાણે છે કે સર મન્મથરાય અને દિનકરરાય એક જ માણસ છે.'

'હા, અર્જુન તો તેને ઓળખતો હોવો જ જોઇએ. કારણ કે તે પણ વીણાની પાછળ લટ્ટુ બન્યો હતો અને વીણાને ત્યાં વારંવાર આવતો હતો. એટલે તેણે એ વખતે અનેક વાર દિનકરરાયને જોયો હશે. મોહને પણ જોયો હોય તો તેમાં નવાઇ જેવું નથી.' સૂર્યકાન્તે જણાવ્યું. તેની દૃષ્ટિ બંગલા તરફ ગઇ. એ બાજુએથી કોઇ માણસનો ઓળો આ તરફ આવતો દેખાયો. સૂર્યકાન્ત બાજુમાં આવેલી વૃક્ષઘટાની પાછળ છૂપાઈ ગયો. પરંતુ નજીક આવતાં જણાયું કે એ તો કપિલરાય છે. એટલે તે બહાર આવ્યો અને સાળો બનેવી મળ્યા.

પહેલો જ સવાલ સૂર્યકાન્તે કર્યો: 'હેમલતા કહે છે કે રઘુનાથનો ખૂની દિનકરરાય અને સર મન્મથરાય બેઉ એક જ માણસ છે. શું એ વાત સાચી છે?'

'હા, હું પણ માનું છું કે સર મન્મથરાય તેની જુવાનીના કાળમાં દિનકરરાય નામ ધારણ કરીને વીણાની પાસે આવતો હતો.'

'જો એ વાત સાચી હોય તો હવે આપણે શો માર્ગ લેવો?'

કપિલરાયે જવાબ આપ્યો: 'પહેલી વાત તો એ છે કે તમારે જાતે તેને નજરે જોઇને પૂરી ખાતરી કરી લેવી જોઇએ કે જેને તમે દિનકરરાય તરીકે ઓળખતા હતા તે જ આ માણસ છે કે નહિ. એટલી ખાતરી થયા પછી તમારી વતી કોઇ વકીલે એ બાબતમાં કોર્ટને અરજી કરીને તેની સામે વોરંટ મેળવવું જોઇએ.'

'પરંતુ અહીં મારો વકીલ કોણ થાય? જો તમે—'

'ના, અત્યારના સંયોગોમાં જો હું તમારા વકીલ તરીકે ઉભો રહું તો લોકોને એમ લાગે કે મન્મથરાય ઉપરનું વેર વાળવાને માટે મેં આ તક સાધી છે. એમ લાગવાનાં એક કરતાં વધારે કારણો

છે એ તો તમે સમજી શકો છો. એટલે હું તમારા વકીલ તરીકે ઉભો રહી શકીશ નહિ, પરંતુ અહીંના બિહારીલાલ વકીલ બહુ સારા માણસ છે, બાહોશ પણ છે. જો તમે તેમને મળીને તમારી તમામ હકીકત જણાવો અને તમે નિર્દોષ છો તથા દિનકરરાયે જ રઘુનાથનું ખૂન કર્યું છે, એવી તેમની ખાતરી થાય તો તેઓ જરૂર તમારો કેસ હાથમાં લેશે.'

સૂર્યકાન્તે કહ્યું : 'તમારી એ વાત ખરી છે, પણ હું એકદમ તેમની પાસે જાઉં અને મારી હકીકત જણાવું તો તે સાચી માની લેશે ખરા ?'

'એમ શા માટે ? તમારી વતી હું જ તેમની પાસે જઇશ. તેમને મુદ્દાની બાબત જણાવીશ, અને તમે તેમને મળી શકો એવી વ્યવસ્થા આપણે કરીશું. પ્રથમ તો તમે અત્યારે જ ગામમાં જાઓ. ત્યાં ઇન્દ્રભવન હોટેલમાં મન્મથરાય અને તેના મિત્રોએ નિવાસ કર્યો છે. તેને જઇને જોઇ આવો. હજી તેઓ નીચેના ખંડમાં જ હશે.'

'એ કદાચ મને ઓળખી જશે તો ?'

'બહુ સંભવ નથી લાગતો. તમારૂં વેશપરિવર્તન એવા પ્રકારનું છે કે તે તમને ઓળખી નહિ શકે. છતાં બનતાં સુધી તમે તેની નજરે ન પડો એવી રીતે રહીને તેને જોઈ લેજો, અને ત્યાંથી અહીં આવીને મને ખબર આપજો. અમે આ સ્થળે જ બેઠાં છીએ.'

'હું હમણાં જ આવું છું. વધુમાં વધુ મને પચીસથી ત્રીસ મીનીટ લાગશે.' એમ કહીને સૂર્યકાન્ત ઉપડયો. સીધો ઇન્દ્રભવન હોટેલમાં ગયો. એક બાજુએ ખૂણામાં ટેબલ હતું ત્યાં બે માણસો બેઠા હતા. તેમની બાજુમાં જઇને બેઠો અને તેણે પૂરી તથા શીખંડનો ઓર્ડર આપ્યો.

આ ખંડમાં અત્યારે થોડા જ માણસો હતા. તેમાં દિનકરરાય દૃષ્ટિએ પડતો ન હતો. તે આટલો વહેલો સુઇ તો ન જાય. સૂર્યકાન્તે વિચાર કર્યો. પૂરી અને શીખંડ આવ્યાં. તેને ન્યાય આપતો તે આસપાસ દૃષ્ટિ કરવા લાગ્યો. કોઇનું તેની તરફ ધ્યાન ખેંચાયું હોય એમ ન લાગ્યું. એટલામાં બે માણસો પ્રવેશદ્વારમાંથી હોટેલમાં

આવતા તેની નજરે પડયા. તેમાં એક દિનકરરાય હતો. બીજા માણસને તે ઓળખતો ન હતો. તેણે પોતાની બાજુમાં બેઠેલા માણસને પૂછયું: 'પેલા ગૃહસ્થ કોણ છે?'

'કયા ગૃહસ્થ?'

'પેલા બે ગૃહસ્થોમાં જે આગળ ચાલે છે તે?'

'એને તમે નથી ઓળખતા? તમે ગામમાં નવા આવ્યા લાગો છો. એ તો સર મન્મથરાય. તેણે હમણાં ધારાસભામાં ઉમેદવારી કરેલી હોઇ, અહીંના મતદારોમાં પોતાને માટે પ્રચાર કરવાને તે અહીં આવેલ છે.'

બસ, સૂર્યકાન્તને હવે વધુ જાણવાનું ન હતું. મન્મથરાય અને તેનો સાથી અંદરના ખંડમાં દાખલ થઇને મેડા પર ચાલ્યા ગયા. સૂર્યકાન્ત પણ શીખંડ પૂરીનું બીલ ચૂકવી ત્વરિત ગતિએ ઇન્દિરાભવનમાં પહોંચી ગયો.

કપિલરાય તથા હેમલતા તેની રાહ જોતાં હતાં. તેણે તેમને કહ્યું: 'હવે મારી ભૂલ સમજાઇ. અત્યારે મારી ખાતરી થઇ છે કે જેને હું દિનકરરાય તરીકે ઓળખતો હતો, તે જ સર મન્મથરાય છે.'

'વારૂ, ત્યારે હવે આપણે આ કેસમાં આવતી કાલથી આગળ વધીશું. તમે કયે સ્થળે રહેવાનો વિચાર રાખ્યો છે?' કપિલરાયે પૂછ્યું.

'બાજુના ગામમાં મારો મિત્ર છે, તેને ત્યાં જ હું રહીશ. કારણ કે તમારે ત્યાં છુપાઇ રહેવામાં તમને બહુ તકલીફ આપવી પડે છે. તેમ જ મારા મનને પણ ડગલે ને પગલે જાહેર થઇ જવાની બીતિ રહ્યા કરે છે.'

'વારૂ, ત્યારે હવે તમે જાઓ. આવતી કાલે હું બિહારીલાલને મળીશ. તમે કાલે આ જ સમયે અહીં આવજો. રાત્રે બિહારીલાલને તમે મળી શકો એવી ગોઠવણ કરીશું.'

બીજે દિવસે સવારે કપિલરાય બિહારીલાલને ઘેર ગયો. બિહારીલાલ વિધુર હતો, તેમ જ તેને સંતાનમાં પણ કશું ન હતું. અત્યારે તે ચહા પીતો હતો. કપિલરાયને આવેલો જોઇને તેણે ઉચ્ચાર્યું: 'ભટ્ટ! કપિલભાઇ માટે એક કપ ચહા લાવજો.'

'હું ચહા પીને જ નિકળ્યો છું.'

'એ તો હું પણ સમજી શકું છું. એક કપ વધારે.'

ભટ કપિલરાય માટે ચહા લઇ આવ્યો. તેના ગયા પછી બિહારીલાલે કહ્યું: 'ફરમાવો, અત્યારમાં આપનાં પગલાં મારે ત્યાં ક્યાંથી?'

'એક કેસ તમને સોંપવાના ઇરાદાથી હું તમારી પાસે આવ્યો છું.'

'શું તમે એ કેસ લઇ શકો તેમ નથી?' બિહારીલાલે પૂછ્યું.

'હા. એવું કાંઇક છે ખરૂં.'

'વારૂ, એ કેસની વિગત મને જણાવો.'

'વરસો પહેલાં પેલા રઘુનાથનું ખૂન થયું હતું એ તો તમે જાણો છો.'

'એનું વળી હવે શું છે?' એ કેસ તો પતી ગયો છે.'

'ના, એ કેસ નવેસરથી ઉભો કરવાનો છે. હકીકત એમ છે કે તેનો આરોપ રાવબહાદુર મુનશીજીના દીકરા સૂર્યકાન્ત ઉપર મુકાયો છે. પરંતુ ખરી રીતે તે ખૂની નથી. અમુક વરસો પહેલાં સૂર્યકાન્તને હું મળ્યો હતો. તેના કહેવા ઉપરથી મારા જાણવામાં આવેલું કે ખરો ખૂની તો દિનકરરાય નામનો માણસ છે, અને તે દિનકરરાય હાલમાં અહીં આવેલો છે.'

'શું એ માણસ અહીં આવ્યો છે? અને તે પણ તેણે રઘુનાથનું ખૂન કરેલું હોવા છતાં?'

'હા, દિનકરરાય તો તેનું બનાવટી નામ હતું, અને તે એ વખતે છૂપી રીતે અહીં આવતો હતો. અત્યારે તો તે જુદા નામથી જ મોહનપુરમાં હરે ફરે છે.'

'વારૂ, પણ તેની ફરિયાદ કોણ કરે છે? અને મારે કોના વકીલ તરીકે કોર્ટમાં ઉભા રહેવાનું છે?'

'તમારે સૂર્યકાન્તના વકીલ તરીકે તેની નિર્દોષિતા સિદ્ધ કરવાને માટે કોર્ટમાં અરજી દાખલ કરવાની છે.'

'પરંતુ સૂર્યકાન્ત વગર હું અદાલતમાં શી રીતે ઉભો રહી શકું? અને વળી જે માણસને તે ખૂની તરીકે માને છે, તેના પૂરાવા પણ જોઇશે ને?'

'જો આજે રાત્રે આઠ વાગે તમને અનુકૂળતા હોય, તો એ વખતે સૂર્યકાન્ત પોતે જ તમને અહીં મળે એવી વ્યવસ્થા કરીએ. દિનકરરાય ખૂની છે, એમ તો હું પણ ચોક્કસપણે કહેતો નથી. એ વિષયમાં પોતાને જે કાંઇ કહેવાનું હશે તે સૂર્યકાન્ત તમને કહેશે. પછી જો તમારી ખાતરી થાય તો જ તમે તેનો કેસ હાથમાં લેજો. માત્ર હું તમારૂં એક વચન માગું છું. જો તમને એમ લાગે કે સૂર્યકાન્તનો કેસ મજબૂત નથી અને તમે તેનો કેસ લઇ શકો તેમ નથી તો હું આશા રાખું છું કે તેની સાથે થએલી મુલાકાત વિષે તમે બિલકુલ મૌન્ય જ ધારણ કરશો.'

'જરૂર, જરૂર. તમે ખુશીથી તેને રાત્રે આઠ વાગે મારી પાસે મોકલજો. તેનું ગોપ્ય મારા અંતરમાં જ રહેશે, એ વિષેની તેને ખાતરી આપજો.'

## પ્રકરણ ૪૭મું

### અરજી કરી

આજે સોમવારે રાત્રે આઠ વાગે સૂર્યકાન્ત બિહારીલાલ વકીલને ત્યાં ગયો. તેણે તમામ હકીકત બિહારીલાલને જણાવી. બિહારીલાલે કેટલીક ઝીણીઝીણી વિગતો પૂછીને આખાએ કિસ્સાની પૂરી માહિતી મેળવી લીધી. સૂર્યકાન્તની વાત તેને સ્વીકારવા જેવી લાગી. પરંતુ મુંઝવણ એક જ મુદ્દામાં હતીઃ સર મન્મથરાય તે જ દિનકરાય છે, એવું કેવી રીતે સાબીત કરવું?

તેણે કહ્યુંઃ 'સૂર્યકાન્ત! તમારા વકીલ તરીકે ઉભા રહેવામાં મને વાંધો નથી, પરંતુ એક તો તમારે અદાલતમાં આરોપી તરીકે હાજર થઇને તેને શરણે આવવું પડશે, થોડો વખત કાચી જેલમાં પણ રહેવું પડશે. એ તમને કબૂલ છે?'

'હા જી, અત્યારે હું જે ગુપ્તવાસ વેઠી રહ્યો છું, તેના કરતાં કાચી જેલ મને વધારે હળવી લાગશે.'

'વારૂ, એક બીજી વાતઃ સર મન્મથરાય તેજ દિનકરરાય છે, એમ તમે કહો છો, પરંતુ તમે એક આરોપી છો. એટલે કોર્ટ તમારૂં કથન સ્વીકારી ન લે એ સ્વાભાવિક છે. અને જયાંસુધી એ સંબંધમાં આપણી પાસે મજબૂત પુરાવા ન હોય ત્યાંસુધી તેની ઉપરનો આરોપ સ્વીકારવાને કોર્ટ કદાચ તૈયાર ન પણ થાય.'

'એના પૂરાવા મળી શકે તેમ છે.' સૂર્યકાન્તે કહ્યુંઃ 'પેલો મોહન જાણે છે કે તે જ દિનકરરાય છે. વળી અર્જુનરાય પણ સર મન્મથરાય અને દિનકરરાય એક જ માણસ છે, એમ કહેવાને તૈયાર છે.'

'શું અર્જુનરાય તેને ઓળખે છે? એ તો અમારે ત્યાં કલાર્ક તરીકે કામ કરે છે. પરંતુ તે દિનકરરાયને કેવી રીતે ઓળખતો હશે?'

'વકીલ સાહેબ ! મારી પેઠે અર્જુન પણ વીણાના સૌંદર્યમાં લુબ્ધ બન્યો હતો. એટલે તે અવારનવાર ત્યાં આવતો હતો. તેણે પણ દિનકરરાયને અનેક વાર વીણા પાસે આવતો જોયો હતો.'

વકીલે કહ્યું: 'વારુ, એમ હોય તો અત્યારે જ આપણે તેને બોલાવીને પૂછી જોઇએ.'

'પણ મારી હાજરીમાં ?'

'નહિ, તમને હું બીજા ખંડમાં રાખીશ. તમે કશી ચિંતા ન કરો.' એમ કહી બિહારીલાલ દીવાનખાનામાંથી બહાર ગયો. તેણે તેના નોકરને કહ્યું : 'જા, અર્જુનરાયને બોલાવી લાવ. તે અત્યારે મોટે ભાગે તો વસંતરામની સંગીતશાળામાં જ હશે.'

નોકર ગયો. અર્જુનરાય સંગીતશાળામાં જ હતો, ત્યાંથી તેને તુરત જ બોલાવી લાવ્યો.

બિહારીલાલે સૂર્યકાન્તને બીજા ખંડમા છુપાવ્યો હતો. અર્જુનરાયે આવીને પૂછ્યું: 'કેમ સાહેબ ! કોઇ દસ્તાવેજની નકલ કરવાની છે? લાવો કરી આપું.'

'ના ના. આપણી ઓફીસનું કામ નથી, મેં તો તમને બીજા કામે બોલાવ્યા હતા.'

'ફરમાવો, શી આજ્ઞા છે ?'

'તમે પેલા મન્મથરાયને અગાઉ અહીં કદી જોએલો ખરો ?'

'હાજી, ઘણાં વરસો પહેલાં મેં તેને અહીં જોયો હતો.'

'ક્યારે જોયો છે એ તમને ચોક્કસ યાદ આવે છે ?'

'હાજી, સાલ તો યાદ નથી, પરંતુ જે અરસામાં પેલી વીણાના બાપ રઘુનાથનું ખૂન થયું હતું, તે અરસામાં તેને અવારનવાર અહીં આવતો મેં જોયો હતો. પરંતુ એ વખતે તેણે મન્મથરાયને બદલે બીજું નામ ધારણ કર્યું હતું.'

'કયું નામ ધારણ કર્યું હતું ?'

'તેણે દિનકરરાયનું નામ ધારણ કરેલું, અને વીણાની સાથે તેનો આડો સંબંધ હોઇ, તે અવારનવાર સાંજે છૂપી રીતે મોટર સાયકલ પર બેસીને તેની પાસે આવતો હતો.'

'એ વખતે તે ક્યાંથી આવતો હતો, એ તમે જાણો છો ?'

વીણા તો કહેતી હતી કે શામળપુરથી તે અહીં આવે છે, પરંતુ અત્યારે તે જ માણસ સર મન્મથરાય છે, એવું જાણ્યા પછી મને લાગે છે કે શામળપુરની નજીકમાં જ તેના માતામહ મહુંમ સર પ્રમોદરાયની જાગીરનું ચંદનપુર નામનું ગામ છે, અને ત્યાં તેમનો બંગલો પણ છે. એ સ્થળે તે રહેતો હશે અને ત્યાંથી અહીં આવતો હોવો જોઇએ.'

'બસ, એટલું જ મારે તમને પૂછવાનું હતું. હવે તમે જઇ શકો છો.' બિહારીલાલે તેને વિદાય કર્યો.

તેના ગયા પછી મોડી રાત સુધી બિહારીલાલ તથા સૂર્યકાન્તે મંત્રણા કરી. બિહારીલાલે અદાલત સમક્ષ રજુ કરવાની અરજી તૈયાર કરી, વકીલાતનામું તૈયાર કર્યું અને કહ્યુંઃ 'હવે તમે જાઓ જ્યારે તમારી જરૂર પડશે ત્યારે હું તમને બોલાવીશ. તમારૂં શિરનામું મને આપતા જાઓ.'

સૂર્યકાન્તે જે મિત્રને ત્યાં પોતે રહેતો હતો તેનું શિરનામું આપ્યું અને પછી તે ચાલ્યો ગયો.

બીજે દિવસે બિહારીલાલને પોતાની ઓફીસનું તથા કોર્ટનું કેટલુંક કામકાજ હતું, તે પતાવીને બપોર પછી તે ચંદનપુર ગયો. ત્યાંથી કેટલીક ઉપયોગી માહિતી મેળવીને સાંજે તે પાછો આવી ગયો.

ત્રીજે દિવસે સવારે કપિલરાય તેની ઓફીસમાં ગયો. તે આજે આવેલી ટપાલ વાંચતો હતો. તેના જવાબ લખવા બાબતની સૂચના

તે કાગળોપર ટુંકાણમાં લખતો હતો. એ વખતે એકદમ ડાહ્યાભાઇ તેના ખંડમાં આવ્યો અને બોલ્યોઃ 'કપિલભાઇ! અત્યારે તો ભારે થઇ! સર મન્મથરાય અને મોહન ઝઘડી પડયા! તેમની વચ્ચે થએલી બોલાચાલી ઉપરથી સર મન્મથરાય રઘુનાથનો ખૂની હોવાનું સિદ્ધ થઇ શકે તેમ છે.'

'હું એ કશું સાંભળવા નથી માગતો. મેં સૂર્યકાન્તનો કેસ હાથમાં લેવાની ના કહી છે. એટલે તેણે બિહારીલાલ વકીલને તેનો કેસ સોંપ્યો છે. તમારે જે કહેવું હોય એ બિહારીલાલને કહેજો.'

'ત્યારે આપની રજા હોય તો હું બિહારીલાલ વકીલ પાસે જાઉં.'

'હું હા નથી કહેતો તેમ ના પણ નથી કહેતો. એ બાબતમાં તમે મને કશું ન પૂછશો, તમને યોગ્ય લાગે તેમ કરો.'

ડાહ્યાભાઇ વિચારમાં પડી ગયો. પરંતુ તે તુરત સમજી ગયો. અત્યારના સંયોગોમાં કપિલભાઇ મન્મથરાયના વિરૂદ્ધ પક્ષમાં ઉભા રહે એ લોકદૃષ્ટિએ ઠીક નહિ એમ તેને લાગ્યું. એટલે તે અહીંથી નિકળીને સીધો બિહારીલાલ વકીલ પાસે ગયો અને આજે સવારે જે ઘટના પોતાના જાણવામાં આવી હતી તે બિહારીલાલને જણાવી.

બિહારીલાલે તેની નોંધ કરી લીધી અને બપોરે પછી તેણે કોર્ટમાં જઇ મોહનપુરના મામલતદારને તેમની ચેમ્બરમાં મળી પોતે તૈયાર કરેલી અરજી તેની સમક્ષ રજૂ કરી, વકીલાતનામું પણ રજુ કર્યું અને કોર્ટ ફરમાવે તે વખતે સૂર્યકાન્તને કોર્ટ સમક્ષ હાજર કરવાનું વચન આપ્યું.

## પ્રકરણ ૪૮મું

### દુનિયાનું ચક્કર ફરી ગયું !

આજે ડોકટર મનહરરાય અમદાવાદથી મોહનપુર આવવાના હતા. તે બપોર પછી અહીં આવવાના હતા. એટલે બપોર પછી વિદ્યાગૌરી વીરેન્દ્રને લઇને કપિલરાયની ઓફીસે આવે એવી સૂચના કપિલરાયે તેને આપી હતી. હેમલતાની ઇચ્છા ડોકટર મનહરરાય વીરેન્દ્રની તબિયત તપાસે તે વખતે હાજર રહેવાની હતી, પરંતુ આજે તેને સખત સળેખમ અને માથાનો દુઃખાવો હોઇ, તે બહાર નિકળી શકે તેમ ન હતી.

વીરેન્દ્રે તેની સવારી માટે એક ઘોડો રાખવામાં આવ્યો હતો, તેની ઉપર બેસીને ગામમાં જવાની હઠ લીધી, અને તેને નારાજ નહિ કરવાના ઇરાદાથી વિદ્યાગૌરી તેની સાથે ચાલતી ગામમાં ગઇ. એક નોકર પણ સાથે હતો. કારણ કે સાંજે ગામમાંથી પાછાં ફરતાં પોતે ચાલતો આવવાનો છે, એમ વીરેન્દ્રે જણાવ્યું હતું. એટલે ઘોડાને આ નોકરની સાથે પાછો મોકલી આપવાનો હતો.

એ રીતે તેઓ કપિલરાયની ઓફીસે ગયાં. કપિલરાય બહાર ગયો હતો. કારણ કે આવતી કાલે ચુંટણીની મુદત હતી. એ સમય નજીક આવેલો હોઇ, તેને પુષ્કળ કામકાજ રહેતું હતું.

વિદ્યાગૌરી મધ્યખંડમાં એક ખુરસી પર બેઠી અને વીરેન્દ્ર ડાહ્યાભાઇ પાસે જઇને તેની સાથે વાતો કરવા લાગ્યો. થોડી વારે કપિલરાય આવ્યો અને આ બે જણાંને અહીં જોઇને બોલ્યો : ‘ તમારે મોટીબેનને ત્યાં રોકાવાનું હતું. કેમ, ડાહ્યાભાઇ ! એ બાબત હું તમને સૂચના આપતો ગયો હતો કે નહિ ? ’

‘ જાજી, તમે મને કશું કહ્યું ન હતું.’

'હરકત નહિ. ચાલો, આપણે મોટીબેનને ત્યાં જઇએ. વીરૂભાઇ! ચાલો.' એ ત્રણે જણાં બાજુમાં મોટીબેનનું મકાન હતું ત્યાં ગયાં. મોટીબેન ગામમાં કોઇને ત્યાં મળવા ગએલાં તે સાંજે આવવાનાં હતાં, એમ તેમની કામ કરનારીએ જણાવ્યું. ત્રણે જણાં દીવાનખાનામાં બેઠાં. કપિલરાયે તેની ઘડિયાળમાં જોયું. ચાર ઉપર દશ મીનીટ થઇ હતી. તે બોલ્યો: 'મને લાગે છે કે હવે થોડા વખતમાં જ ડોકટર આવવા જોઇએ.'

લગભગ પાએક કલાક પછી ડોકટર મનહરરાયની મોટર આવી પહોંચી. દીવાનખાનમાં આવી તેમણે વીરેન્દ્રને પ્રશ્ન કર્યો: 'કેમ વીરૂભાઇ! તમારી તબિયત તો ઠીક લાગે છે. કોડલીવર ઓઇલ પસંદ પડે છે ને?'

'ના, ના, મને તો એ જરીકે ગમતું નથી.'

'વારૂ, આ કોચ ઉપર બેસો. તમારી તબિયત તપાસીએ.'

વીરેન્દ્ર કોચ ઉપર બેઠો. ડોકટરે તેની નાડીનો વેગ, હૃદય, ફેફસાં વગેરેની તપાસ કરી. વીરેન્દ્રને અહીં રહેવું જરાયે ગમતું ન હતું. તે ડોકટરની સામેથી છટકવા માગતો હતો. એટલે તે બોલ્યો: 'બાપુજી! મારે પાણી પીવું છે, તરસ ખૂબ લાગી છે, હું અંદર જાઉં છું.'

'ભલે જાઓ.' અને તે દોડતો દીવાનખાનામાંથી બહાર નિકળી અંદરના ભાગમાં ચાલ્યો ગયો

કપિલરાયે પૂછ્યું: 'કેમ ડોકટર! આપનો શો અભિપ્રાય છે? જે હોય તે મને સ્પષ્ટપણે જણાવજો.'

'જો તમે મારો સ્પષ્ટ અભિપ્રાય માગતા હો તો મારે જણાવવું જોઇએ કે તેના જીવનની આશા બિલકુલ નથી. તેને ક્ષય લાગૂ પડી ચૂકયો છે.'

'શું તે કોઇ રીતે બચી શકે તેમ નથી? તમારી પાસે કોઇ ઉપાય નથી?'

'મીસ્તર કપિલરાય! તમે મારો સ્પષ્ટ અભિપ્રાય માગ્યો હતો અને મેં જણાવ્યો. તેના બેઉ બાજુનાં ફેફસાં ઘેરાઇ ગયાં છે, એટલે તમને ખોટી આશા આપવી નકામી છે. હવે તો તેને લહેરથી આનંદ કરવા દો, અભ્યાસનો બોજો તેની ઉપર નાખશો નહિ.' છેલ્લું વાક્ય ઉચ્ચારતી વખતે ડોકટરે વિદ્યાગૌરી સામે જોયું અને તે એકદમ ઉભો થયો. તેની નજીક જઇને બોલ્યો : 'કેમ! તમારી તબિયત કાંઇ નરમ છે?'

એ વખતે વિદ્યાગૌરી જાણે હમણાં જ બેભાન બની જશે, એમ ડોકટરને લાગ્યું હતું. પરંતુ તે સ્વસ્થ બનવાનો ઉગ્ર યત્ન કરતી બોલી: 'ના ના, મારી ચિંતા ન કરો. મને કોઈ વાર એવું થઇ આવે છે. હવે કશું નથી.'

કપિલરાયે ડોકટરને પુછ્યું: 'વીરેન્દ્રનું જીવન કેટલો વખત સુધી લંબાશે એ વિશે તમે કહી શકો છો?'

'ચોક્કસ ન કહી શકાય. એક વર્ષ સુધી નભે, અથવા તો એક મહિનામાં પણ ખલાસ થઇ જાય.'

'તેને દવા અને ખોરાકમાં શું આપવું?'

'દવામાં માત્ર કોડલીવર આપ્યા કરો. ખોરાકમાં તો તે જે માગે તે, પરંતુ હલકો અને પૌષ્ટિક ખોરાક આપવો. તેના મનને કોઇ આઘાત લાગવા ન દેવો અને તેને સદાય આનંદમાં રાખવો.'

'વારૂ, પણ તમે દર અઠવાડિયે અહીં આવીને તેની તબિયત જોઇ જશો?'

'તમે કહેતા હો તો હું આવું. એથી તમને કદાચ સંતોષ થશે, પરંતુ મારી અહીં આવવાની કશી જરૂર હોય, એમ મને લાગતું નથી.'

'છતાં બને તો દર અઠવાડિયે અહીં આવવાની તકલીફ લેજો.' અને કપિલરાયે ગજવામાંથી પાકીટ કાઢી ડોકટરને વીશ રૂપીયાની બે નોટો આપી. ડોકટરે કહ્યું: 'વારૂ, સાહેબજી. હું રજા લઇશ.'

કપિલરાય તેમની સાથે મોટર સુધી ગયો. ડોકટર બોલ્યો : ‘ તમારી શિક્ષિકાનો વીરેન્દ્ર ઉપર બહુ જ પ્રેમ લાગે છે. તેને માટેનો મારો અભિપ્રાય સાંભળીને તે કેટલી બધી લાગણીવશ થઇ હતી ? અમદાવાદમાં પણ એમ જ બન્યું હતું.’

‘ હા જી, બાઇ બહુ ભલી છે.’ કપિલરાયે કહ્યું. ડોકટર મોટરમાં વિદાય થયો. કપિલરાય દીવાનખાનામાં આવ્યો. વીરેન્દ્ર પણ તેમની પાસે આવ્યો અને બોલ્યો: ‘ડોકટર અહીં હતા એટલે હું પાણી પીવાનું બહાનું કાઢીને ઘરમાં જતો રહ્યો હતો. તે કદાચ મને કોડલી-વર ઓઇલ પાશે એવી મને બીક લાગતી હતી.’

‘ વીરૂભાઇ! અત્યારે તમને કોડલીવર પાવાનું ન હતું. પરંતુ રોજ સવારે તો તમારે તે લેવું જ જોઇએ. ડોકટર કહેતા હતા કે એથી તમે ખૂબ મજબૂત બની જશો.’

‘હા, વીરૂભાઇ! ડોકટર સાહેબ કહે તે પ્રમાણે દવા તો લેવી જ જોઇએ.’ વિદ્યાગૌરી બોલી.

વીરેન્દ્રે તેનો કશો જવાબ ન આપ્યો અને તે કપિલરાયને ઉદ્દેશીને બોલ્યો: ‘બાપુજી, હું તો આજે તમારી સાથે ચાલતો જ ઘેર જવાનો છું.’

‘ તને થાક નહિ લાગે, ભાઇ!’

‘ ના, મને ચાલતાં થાક નથી લાગતો.’

‘ ભલે ત્યારે તમે થોડી વાર અહીં રોકાઓ. હું ઓફીસે જઇને હમણાં જ અહીં આવું છું.’

વિદ્યાગૌરી તથા વીરેન્દ્ર અહીં રોકાયાં. કપિલરાય ઓફીસમાં ગયો. ત્યાંના કામકાજથી પરવારીને લગભગ સાડાપાંચ વાગે તે અહીં આવ્યો અને ત્રણે જણાં ચાલતાં ઈંદિરાભવન તરફ જવાને માટે નિકળ્યાં. વીરેન્દ્રે કપિલરાયની આંગળી પકડી હતી અને વિદ્યાગૌરી વીરેન્દ્રની બાજુમાં ચાલતી હતી.

તેઓ રાવબહાદુર મુનશીજીના મકાન નજીક આવ્યાં તે વખતે તેમના બંગલાના વરંડા પર દીવાળીબા અને મુનશીજી ખુરસી પર બેઠાં હતાં. કપિલરાયને જોઇ મુનશીજી ઉભા થયા અને તેમના કમ્પાઉન્ડના દરવાજા પાસે આવ્યા. વીરેન્દ્ર દીવાળીબા પાસે દોડી ગયો. કપિલરાય અને વિદ્યાગૌરી મુનશીજીની પાસે ઉભાં રહ્યાં.

રાવબહાદુરે કહ્યું: 'કપિલરાય! આ બધું શું બની રહ્યું છે? આજે સવારે મેં સાંભળ્યું કે બિહારીલાલ વકીલે ગઇ કાલે મામલતદાર સમક્ષ અરજી રજુ કરી છે. તેમાં જણાવ્યું છે કે સૂર્યકાન્ત નિર્દોષ છે અને રઘુનાથના ખૂની તો સર મન્મથરાય છે!'

'મને કશી પણ ખબર નથી. હું તો મારી ધમાલમાં પડયો છું એટલે બીજી બાબત તરફ મને ધ્યાન આપવાની ફુરસદ પણ નથી.'

'પરંતુ સર મન્મથરાય ખૂની! તે બને જ કેમ? મને તો લાગે છે કે દુનિયાનું ચક્કર ફરી ગયું છે. કપિલરાય! મારી તો ચોક્કસ ખાતરી થઇ હતી કે સૂર્યકાન્તે જ રઘુનાથનું ખૂન કરેલું હોવું જોઇએ.'

'એ વિષયમાં હું આપના મતથી જુદો પડું છું. આ કિસ્સામાં સૂર્યકાન્ત તદ્દન નિર્દોષ છે એવી મારી માન્યતા છે.'

'જો તે નિર્દોષ હતો તો નાસી કેમ ગયો? મારી પાસે આવીને સાચી વાત તેણે કેમ ન કહી?'

'તમારા સ્વભાવનો તેને ડર લાગતો હતો. જો તે તમારી પાસે આવ્યો હોત તો તમે તેને પોલીસમાં સપડાવી દીધો હોત. પોતે બિલકુલ નિર્દોષ હોવા છતાં પોલીસ પોતાને ગિરફતાર કરે એ તેને ન રૂચ્યું અને તે ભયનો માર્યો પલાયન થઇ ગયો.'

'વારૂ, પરંતુ શું તમે સર મન્મથરાયને રઘુનાથનો ખૂની માની શકો છો?'

'એ તો હું કેવી રીતે કહી શકું?'

'જો એ વાત સાચી હોય તો મને લાગે છે કે જાણે કુદરત જ તેની ઉપરનું તમારૂં વૈર લઇ રહી છે. અહા! જો અત્યારે ઇંદિરા જીવતી હોત અને તે તેને મોહપાશમાં સપડાવનાર મન્મથ ઉપર

આવો આરોપ મુકાએલો સાંભળત, મન્મથ ખૂની છે એવું સિદ્ધ થાત તો તેના મનની કેવી દશા થાત ?'

'મુનશીજી ! ભૂતકાળને આપણે ભૂલી જઇએ તે જ સારૂં છે.' કપિલરાય બોલ્યો. વીરેન્દ્ર એ વખતે દીવાળીમા પાસેથી અહીં આવ્યો. અને તે, કપિલરાય તથા તેની બાજુમાં ઉભેલી વિદ્યાગૌરી ત્રણે જણાં મુનશીજીની રજા લઇને વિદાય થયાં.

મુનશીજીના શબ્દો સાંભળીને વિદ્યાગૌરી બનેલી ઈંદિરાના મનની કેવી સ્થિતિ થઇ હશે, એની કલ્પના વાચક પોતે જ કરી લે. બાકી રાવબહાદુર મુનશીજીને તો આ વર્તમાન જાણ્યા પછી એમ જ લાગ્યું હતું કે દુનિયાનું ચક્કર ફરી ગયું છે!

## પ્રકરણ ૪૯મું

### સર મન્મથરાય ગિરફતાર

રાવબહાદુર મુનશીજી સાથેની મુલાકાત પછીનો બીજો દિવસ હતો. આજે બેઉ હરીફ ઉમેદવારોને માટે મતનોંધણીનો દિવસ હતો. મત નોંધાવવા માટેનું સ્થાન મ્યુનિસીપલ ઓફીસના મેદાનમાં રાખવામાં આવ્યું હતું. સમય અગીયારથી છ વાગ્યા સુધીનો હતો. મતનોંધણી વખતે હાજર રહેનાર પોલીંગ ઓફીસરો અને પોલીસના માણસો વગેરે હાજર થઇ ગયા હતા. કપિલરાય અને મન્મથરાય એ બેઉની તરફથી મ્યુનિસીપલ ઓફીસની સામે ચોગાનમાં માંડવા નાંખવામાં આવ્યા હતા. અગીયારના ડંકા થયા અને મતદારો તેમના મત નોંધાવવાને માટે પગે ચાલતા ગાડીઓમાં તથા ટેકસીઓમાં આવવા લાગ્યા. ગાડીઓ અને ટેકસીઓ ઉપર સર મન્મથરાય તથા કપિલરાયનાં નામનાં બોર્ડ જોવામાં આવતાં હતાં. અનેક જુવાનો એ બેઉનાં નામોવાળાં બોર્ડ સાથે સાયકલ ઉપર ગામમાં ઘુમી રહ્યા હતા. મ્યુનિસીપલ ઓફીસ પાસે ખૂબ ધમાલ મચી રહી હતી. લોકનાં થોક આવ્યાં કરતાં હતાં. દેખીતી રીતે શરૂઆતથી જ સર મન્મથરાયનો પક્ષ નબળો જણાતો હતો. ગણ્યાગાંઠયા મતદારો જ તેના મંડપમાં આવી પોતાનો નંબર મેળવી તેને માટે ચોકડી કરવાને પોલીંગ સ્ટેશન તરફ જતા દેખાતા હતા.

એ પ્રકારની સ્થિતિ જોઇને સન્મુખરાયે મન્મથરાયને કહ્યું: 'સર મન્મથરાય! તમે સફળતા પ્રાપ્ત કરી શકો એમ મને લાગતું નથી.'

સર મન્થરાયનો મુંબઇથી તેમની સાથે આવેલો મિત્ર બોલ્યો: 'એમ શરૂઆતથી જ શાના ગભરાઇ જાઓ છો? ગઇ રાત્રે આપણા મદદનીશોએ ખૂબ મહેનત કરી છે, તેમ જ દરેક સ્ત્રી મતદારને સુંદર સાડી, તથા પુરૂષ મતદારને જોરકીની પાઘડી આપવાનું વચન આપ્યું છે. એટલે કશી પણ ચિંતા કરવા જેવું લાગતું નથી.'

તેઓ આ પ્રમાણે વાતે કરતા હતા તે વખતે મોહનપુરનો પોલીસખાતાનો સબ ઇન્સ્પેકટર બે સિપાઇઓની સાથે તેમની પાસે આવીને બોલ્યો : ' સર મન્મથરાય ! હું આપને ગિરફતાર કરૂં છું.'

' મને ! મને તમે ક્યા ગુન્હાસર ગિરફતાર કરવાને માટે આવ્યા છો ?' સર મન્મથરાય ખૂબ ઉશ્કેરાઇ ગયો હતો અને પોલીસઅમલદારોને જોઇને લોકો પણ તેમની આસપાસ એકઠા થઇ ગયા હતા.

સબ ઇન્સ્પેકટરે કહ્યું : ' સાહેબ ! આપને ગિરફતાર કરવાનું વોરંટ કાઢવામાં આવ્યું છે અને વરસો પહેલાં મોહનપુરના વતની રઘુનાથનું ખૂન કરવાના આરોપસર આપને ગિરફતાર કરવામાં આવે છે.'

તેણે સર મન્મથરાયને વોરંટ બતાવ્યું અને પોતાની સાથેના જમાદાર તરફ ઇશારત કરી.

મન્મથરાય ઉશ્કેરાટભર્યા અવાજે બોલ્યો : ' નક્કી એ પેલા મોહનનું જ કામ હોવું જોઇએ !'

મોહન આ સ્થળે ટોળામાં જ ઉભો હતો, ત્યાંથી આગળ ધસી આવીને બોલ્યો : ' નહિ, મેં કોઇને પણ એ વાત કરી નથી !'

' મીસ્તર મોહનલાલ ! હું તમને જ શોધતો હતો.' સબ ઈન્સ્પેકટરે કહ્યું : ' સવારથી જ અમે તમારી તપાસ કરી રહ્યા હતા, પરંતુ તમારો પત્તો ખાતો ન હતો. અહીં આવો. જુઓ આ તમારી સામે વોરંટ છે અને રઘુનાથનું ખૂન કરવાના અને તેને છુપાવવાના કાર્યમાં મદદગાર થવાના આરોપસર તમને ગિરફતાર કરવામાં આવે છે.' જમાદારે તેના હાથમાં પણ બેડીઓ પહેરાવી દીધી અને તેઓ એ બેઉને નજીકમાં આવેલી પોલીસચોકી પર લઇ જવા લાગ્યા. લોકોનું ટોળું પણ આ સનસનાટીભરેલા બનાવથી આકર્ષાઇને તેમની પાછળ ખેંચાવા લાગ્યું.

સન્મુખરાય તથા મુંબઇથી આવેલો મન્મથરાયનો મિત્ર તો આભા જ બની ગયા. આ બનાવ પછી ચુંટણીમાં સર મન્મથરાયની સફળતાને માટે હવામાં બાચકાં ભરવા જેવી જે રહીસહી આશા હતી, તે પણ અદ્રશ્ય થઇ ગઇ. હવે આ સ્થળે રહેવામાં કશો સાર નથી, એમ વિચારીને તેઓ ઇન્દ્રભવન હોટેલ તરફ ચાલતા થઇ ગયા.

# પ્રકરણ ૫૦મું

## કેસ ચાલ્યો

મોહનપુરના મામલતદાર ફર્સ્ટ કલાસ મેજીસ્ટ્રેટનો હોદ્દો પણ ધરાવતા હતા. એટલે બિહારીલાલ વકીલે તેમની પાસે અરજ કરી હતી. તેમની સહીથી વોરંટ નિકળ્યું હતું અને કેસ પણ તેમની પાસે જ ચાલવાનો હતો. પરંતુ તેમનાં માતુશ્રીના અચાનક થએલા પરલોકવાસથી તેમને વતનમાં જવું પડયું. તે પોતાનો ચાર્જ ત્રીજા વર્ગના માજીસ્ટ્રેટનો અખત્યાર ધરાવતા તેમના અવલકારકુનને સોંપીને ગએલા. અને આ કેસ ચલાવવામાં ઢીલ થવા ન પામે એ ઉદ્દેશથી ડિસ્ટ્રિકટ મેજીસ્ટ્રેટની સૂચના મુજબ આ કેસ ઓનરરી મેજીસ્ટ્રેટ રાવબહાદુર હરિપ્રસાદ મુનશીને સોંપાયો હતો.

આજે તેની મુદત હતી. કોર્ટનો હોલ પ્રેક્ષકોથી ચિક્કાર ભરાઇ ગયો હતો. એટલું જ માત્ર નહિ, પરંતુ બહાર વરંડા પર અને કોર્ટના ચોકમાં પણ પુષ્કળ માણસો એકઠા થયા હતા.

સૂર્યકાન્તની જ્યારે જરૂર પડે ત્યારે તેને હાજર કરવાની જવાબદારી તેના વકીલ બિહારીલાલે પોતાના શિર પર લીધી હતી, પરંતુ આજે તેની ખાસ જરૂર ન હોવાથી, તેની તરફથી તેનો વકીલ હાજર રહ્યો હતો.

સર મન્મથરાયના બચાવને માટે અમદાવાદનો વકીલ રસિકલાલ હાજર થયો હતો. મોહનને માટે તેના મામાએ અહીંના જ એક વકીલને હાજર રાખ્યો હતો અને તેણે રસિકલાલને મળીને જ બચાવ કરવો એવી ગોઠવણ કરી હતી.

સૌથી પહેલાં તો સર મન્મથરાય પોતે જ દિનકરરાયના નામથી અહીં આવતો હતો કે કેમ એ મુદ્દો નક્કી કરવાનો હતો. એટલે બિહારીલાલે અર્જુનરાયને સાહેદી તરીકે રજુ કર્યો. તેને સોગન

આપીને પ્રશ્ન કરવામાં આવ્યો: 'તમને આ કેદી સર મન્મથરાયનો પરિચય થયો છે ખરો ?'

'વધારે નહિ.' અર્જુનરાયે કહ્યું: 'પરંતુ હું તેને દિનકરરાયના નામથી પિછાનતો હતો.'

'તેનું નામ દિનકરરાય છે એ કેવી રીતે તમારા જાણવામાં આવેલું ?'

'વીણા પાસેથી મેં તેનું એ નામ જાણેલું. એ જ તેને એ નામથી ઓળખતી હતી.'

'અને તેને તમે અહીં મોહનપુરમાં મળતા હતા ખરા ?'

'હાજી, રઘુનાથના ઘેર અવારનવાર તેને મળેલો.'

'તમે એ વખતે તેને દિનકરરાયના નામથી સંબોધીને તેની સાથે વાતો કરેલી ખરી કે ?'

'હાજી, બે-ત્રણ વખત અમારે વાત થએલી. મેં દિનકરરાયના નામથી તેને સંબોધેલો, અને તેણે મને જવાબ પણ આપેલો. તેનું એ સિવાય બીજું કોઇ નામ હશે, એવી તો મને શંકા જ ન હતી.' અને કેદીના પિંજરામાં ઉભેલા મોહન તરફ દૃષ્ટિ કરીને તેણે ઉમેર્યું: 'મોહનલાલ પણ તેને એ જ નામથી ઓળખે છે, અને હું માનું છું ત્યાંસુધી લક્ષ્મણ પણ તેને દિનકરરાયના નામથી જ પિછાનતો હતો.'

'તે ઉપરાંત તેનું નામ દિનકરરાય છે, એમ બીજું કોઇ જાણતું હતું ?' બિહારીલાલે પ્રશ્ન કર્યો.

'જેનું ખૂન થયું છે તે રઘુનાથ એનું નામ દિનકરરાય હોવાનું જાણતો હતો. એક વાર તેણે મારી રૂબરૂમાં તેની દીકરી વીણાને ધમકાવી હતી અને 'દિનકરરાયની સાથે બિલકુલ સંબંધ ન રાખવો' એવું તેણે કહ્યું હતું.'

'દિનકરરાય રઘુનાથને ત્યાં વારંવાર શા માટે આવતો હતો ?'

'તે વીણાની સાથે પ્રેમને નામે સંવનન કરતો હતો અને શામળપુર અથવા તેની પાસેના કોઇ ગામમાંથી મોટરસાઇકલ પર અહીં આવતો હતો.'

'એ વખતે તે કઇ કોટીનો માણુસ હશે, એમ તમને લાગતું હતું ?'

'હું એમ માનતો હતો કે તે કોઇ ઉંચા કુટુંબનો યુવાન હોવો જોઇએ. તેનો પોશાક, તેની રીતભાત, વાત કરવાની ઢબછબ, એ બધાં ઉપરથી સ્પષ્ટ થતું હતું કે તે સાધારણુ કોટીનો માનવી નથી. વળી પોતે અહીં આવે છે તે કોઇના જાણુવામાં ન આવે, એવી કાળજી પણુ તે રાખતો હતો.'

'જે દિવસે રઘુનાથનું ખૂન થયું, તે દિવસની સાંજે તમે તેને ત્યાં જોયો હતો ?' વકીલે સવાલ કર્યો.

'ના જી, તે દિવસે હું રઘુનાથને ત્યાં ગયો જ ન હતો, એટલે તેને કેવી રીતે જોઇ શકું ?'

બિહારીલાલે તેની તપાસ પૂરી કરી. એટલે બચાવ પક્ષનો વકીલ રસિકલાલ ઉભો થયો અને તેણે ઉલટતપાસ શરૂ કરી : 'રઘુનાથના ખૂનનો બનાવ કેટલા વરસ પહેલાં બન્યો હતો ?'

'એ તો હું ચોક્કસપણે કેવી રીતે કહી શકું ?' અર્જુનરાયે જવાબ આપ્યો: 'જો આપને ચોક્કસ સાલ જોઇતી હોય તે વખતે કોર્ટમાં ચાલેલા કેસની ફાઇલો ઉપરથી મળી આવશે.'

'એમ નહિ, પરંતુ તમને આશરે તો કાંઇક યાદ હશે ને ?' રસિકલાલે પૂછ્યું.

'હા સાહેબ, આશરે હું કહી શકું છું કે વધુ નહિ તો પણ ઓછામાં ઓછાં બાર–તેર વરસ થઇ ગયાં હશે.'

'અને તમે સોગન ઉપર એમ કહી શકો છો કે એટલાં બધાં વરસો પહેલાં જેને તમે જોએલ અને ત્યારબાદ જેને તમે કદી પણુ જોએલ નથી તે દિનકરરાય અને સર મન્મથરાય બેઉ એકજ માણુસ છે ?'

'હા જી, હું સોગન ઉપર એમ કહું છું કે અત્યારે કેદીના પાંજરામાં ઉભેલો છે, તે જ માણુસ એ વખતે વીણાની પાસે દિનકરરાય તરીકે આવતો હતો.'

'તેમાં તમારી ભૂલ પણ થવાનો સંભવ છે. મળતા ચહેરાના બે માણસો હોય, અને ઘણાં વરસો થઇ ગયાં હોય, એથી ભૂલ થવા પામે તે બનવા જોગ છે.'

અર્જુનરાયે એક વિલક્ષણ સ્મિતપૂર્વક જણાવ્યું: 'હું પણ આપનો મુદ્દો સ્વિકારૂં છું. પરંતુ અત્યારે હું સોગન ઉપર જુબાની આપી રહ્યો છું અને હું જણાવું છું કે મારી ભૂલ અથવા ગેરસમજ થતી નથી. મેં જે કહ્યું છે તે સાચું જ છે.'

રસિકલાલ તેને વધુ સવાલ નહિ કરતાં બેસી ગયો. એ પછી વીણાને સાક્ષી તરીકે બોલાવવામાં આવી.

વીણા હમણાં વતનમાં આવી હતી, અને સર મન્મથરાયને તથા મોહનને ગિરફતાર કર્યાનું તેના જાણવામાં આવ્યું એટલે તે અહીંથી છૂપી રીતે ચાલી જવાનો યત્ન કરતી હતી. પરંતુ બિહારીલાલે અગાઉથી જ તેની હીલચાલ ઉપર નજર રાખવાની વ્યવસ્થા કરેલી હોઇ, પોલીસની મારફત તેને પોલીસચોકી પર બોલાવીને આ કેસ વખતે કોર્ટમાં હાજર રહેવાની શરતે હાથમુચરકા લઇને છૂટી કરી હતી. એટલે તે પણ આજે જુબાની આપવાને આવી હતી. તે સાહેદીના પિંજરામાં આવીને ઉભી રહી. બિહારીલાલ વકીલે તેને પૂછ્યું: 'તમારૂં નામ શું ?'

'વકીલ સાહેબ ! તમે તો શું પરંતુ આખું ગામ મારૂં નામ જાણે છે. એમ છતાં આવો નકામો સવાલ તમે મને શા માટે કરો છો ?'

'સાહેદની પાસે સોગન લેવરાવો.' રાવબહાદુર મુનશી બોલ્યા. આ તેમના પહેલા જ શબ્દો હતા.

કોર્ટના કલાર્કે તેનું તથા તેના પિતાનું નામ પૂછીને કહ્યું: 'બોલો, પરમેશ્વરને માથે રાખી હું સાચેસાચું કહીશ.'

વીણાએ એ પ્રમાણે ઉચ્ચાર્યું. જોકે સોગન લેવાની તેની ઇચ્છા ન હતી. તેનું એક કારણ હતું. જો સોગન ન લીધા હોય તો ગમે

તેવું જૂઠું ઉડાવવામાં વાંધો ન આવે, જ્યારે એક વાર સોગન લીધા પછી જૂઠું બોલવામાં મોટું જોખમ રહેલું છે, એ તે સમજતી હતી.

હવે બિહારીલાલે સવાલ કર્યો: 'આજથી ઘણાં વરસો પહેલાં જેને તમે દિનકરરાયના નામથી ઓળખતા હતા, તે ગૃહસ્થની સાથે તમારો પરિચય કેવી રીતે થયો હતો?'

'હું તેમને શામળપુરમાં મળી હતી.' વીણાએ જવાબ આપ્યો: 'હું ત્યાં મારા સગાને ઘેર ગએલી. બીજે દિવસે તળાવ ઉપર નહાવા ગઇ હતી. તળાવની અંદર જઇને નહાતાં મારો પગ લપસ્યો, હું ઉંડાણમાં સરકી પડી, મને તરતાં આવડતું ન હતું, પરંતુ એ જ વખતે તેમણે તળાવમાં પડીને મને ઉગારી લીધી.'

અને પછી તમારૂં સુંદર તથા મનોરમ્ય વદન જોઇને તે મોહમુગ્ધ બની ગયા. કેમ, ખરૂં ને?' બિહારીલાલે પ્રશ્ન કર્યો.

પોતાની ખૂબસુરતીની પ્રશંસા સાંભળીને વીણા ફુલાઇ ગઇ. તેણે કહ્યું: 'હા, સાહેબ એમ જ બન્યું હતું.'

'પછી તેણે તમારૂં નામ તથા ગામ અને ઠેકાણું તમારી પાસેથી જાણી લીધું હશે અને તે રોજ સાંજે તમારી સાથે પ્રેમ કરવાને માટે અહીં આવતા હશે. બરાબર છે ને?'

'હાજી, પણ એમાં કાંઇ કોઇ ગુનો થતો નથી.'

'તેમનું નામ મન્મથરાય છે, એવું તમે તે વખતે જાણતાં હતાં?'

'ના જી, તેમણે પોતાનું નામ દિનકરરાય જણાવ્યું હતું. અને એ જ તેમનું નામ હશે એમ હું માનતી હતી.'

'તે કયા ગામનો વતની હતો એ તમે જાણતા હતા?'

'ના. તેણે મને વતનનું નામ જણાવ્યું ન હતું. હું એમ માનતી હતી કે તે હમણાં શામળપુરમાં રહેવાને આવ્યા હશે.'

'વારૂ, તેની સાથે તમારી પહેલી મુલાકાત થઇ ત્યારબાદ તેનું સાચું નામ તમારા જાણવામાં ક્યારે આવ્યું?'

'લગભગ પાંચ છ મહિના પછી.'

'એટલે કે તમારા પિતાનું ખૂન થયું તે પછી. ખરૂં ને ?

'હાજી.'

'જે વખતે તમારા પિતાનું ખૂન થયું તે વખતે દિનકરરાય ઉપરાંત તમારા મકાનની નજીકમાં બીજા કોણ કોણ હાજર હતા ?'

'આપણા માજીસ્ટ્રેટ સાહેબનો દીકરો સૂર્યકાન્ત અમારે ત્યાં આવ્યો હતો. એ ઉપરાંત મોહનને તથા લક્ષ્મણને પણ મેં જોયા હતા. અને મારા બાપાનું ખૂન થયા પછી તો ઘણા માણસો એકઠા થઇ ગયા હતા.'

'તે સાંજે તમારા ઘરમાં તમારી સાથે દિનકર હતો કે સૂર્યકાન્ત ?'

વીણા સહેજ ચમકી. થોડી વાર મૌન રહ્યા પછી બોલી : 'દિનકરરાય મારી પાસે હતા.'

'અને સૂર્યકાન્ત એ વખતે કયે સ્થળે હતો ?'

'એ હું નથી જાણતી. એ મારી પાસે આવ્યો હતો. પણ મેં તેને ઘરમાં આવવાની ના કહી હતી, એટલે હું માનું છું કે અમારા મકાનની આસપાસ ઝાડી છે, ત્યાં તે ફરતો હશે.'

'એ તમને પિસ્તોલ આપી ગયો હતો ?'

'હા જી, મારા બાપાએ તેની પાસે પિસ્તોલ માગેલી. એટલે તે આપવા આવ્યો હતો. મેં પિસ્તોલ લઇને ઘરમાં એક બાજુએ મૂકી હતી. પિસ્તોલ ભરેલી હતી, એમ તેણે મને કહ્યું હતું.'

'વારૂ, જુઓ વીણાબેન ! સૂર્યકાન્ત પિસ્તોલ મૂકીને ચાલ્યો ગયો. તમે તથા દિનકરરાય તમારા ઘરમાં બેઠાં હતાં. એ વખતે તમારા પિતા ઘેર ક્યારે આવ્યા ?'

'એ વખતે અમારી હાજરીમાં મારા બાપા ઘેર આવ્યા જ ન હતા, અને ત્યારપછી તો મેં તેમના શબને જ જોયું હતું.'

'તમે બરાબર યાદ કરીને કહો. તમારા બાપા ઘેર આવ્યા ન હોય તો તેમનું શબ ઘરમાં ક્યાંથી હોય ?'

'સાહેબ ! અમે થોડી વાર ઘરમાં રોકાયાં, પછી બહાર નિકળ્યાં, થોડે સુધી ચાલ્યા બાદ દિનકરરાય મારી પાસેથી વિદાય લઇને ચાલ્યા ગયા અને ત્યારબાદ હુ બહાર જ રોકાઇ હતી.'

'એ વખતે તમે પિસ્તોલનો અવાજ સાંભળ્યો હતો ?'

'હા જી, અમારા મકાનથી થોડે દૂર મોટું વડનું ઝાડ છે, તેને ફરતો ઓટલો છે. તેની ઉપર હું બેઠી હતી, એ વખતે મેં અવાજ સાંભળેલો. પરંતુ તે વેળાએ તો એ અવાજ મારા મકાનમાં થયો હશે, એવી મને શંકા પણ આવી ન હતી.'

'તમે કહો છો કે તમારા ઘરમાંથી બહાર નિકળ્યા પછી દિનકરરાયે તમારી વિદાય લીધી. ત્યારબાદ તે પાછો તમારા મકાનમાં શા માટે ગયો હતો ? શું ત્યાં તેની કોઇ ચીજ પડી રહી હતી ?'

આ એક અણધાર્યો પ્રશ્ન હતો. બિહારીલાલ બુદ્ધિમાન અને માનસશાસ્ત્રનો અભ્યાસી હતો. તેણે સૂર્યકાન્ત પાસેથી જે હકીકત મેળવેલી તે ઉપરથી તેની શોધક બુદ્ધિ જાણી શકી હતી કે જ્યારે રઘુનાથનું ખૂન તેના મકાનમાં થયું છે, ત્યારે અને જો દિનકરાયે તેનું ખૂન કર્યું હોય તો તે એ વખતે મકાનની અંદર જ હોવો જોઇએ. વીણા કહેતી હતી કે તે બે જણાં મકાનમાંથી બહાર નિકળી ગયાં હતાં, દિનકરરાય તેનાથી છૂટો પડીને ચાલ્યો ગયો હતો અને એ પછી તેણે પિસ્તોલનો અવાજ સાંભળ્યો હતો. એ ઉપરથી અનુમાન કરીને તેણે આ પ્રશ્ન વીણાને કર્યો અને વીણા તેમાં બરાબર સપડાઇ ગઈ.

તેણે જવાબ આપ્યો: 'તે જ્યારે સાંજે મારી પાસે આવતા ત્યારે ઇંગ્લીશ પોશાકમાં આવતા હતા અને માથે ફેલ્ટ કેપ પહેરતા હતા. એ ટોપી મકાનની અંદર રહી ગએલી. એટલે એ લેવાને માટે તે મકાનમાં ગયા હતા.'

'હું માનું છું કે સૂર્યકાન્ત જ તમારા પિતાનો ખૂની છે, એવી તમારી ખાતરી કરી આપવાને માટે દિનકરરાયે તમને કેટલીક હકીકત પણ જણાવી હશે.' આ પણ વકીલનો અણધાર્યો ઘા હતો.

'એમાં ખાતરીની જરૂર જ ન હતી. હું તે જાણુતી જ હતી, અરે આખું ગામ જાણતું હતું.'

'પરંતુ આપણે જરીક ચોક્કસ કરીએ.' વકીલે ફરીથી પૂછ્યું: 'દિનકરરાયે ખૂન થતું જોયું હતું? અને તેણે એવું તમને કહ્યું હતું?'

'તેમણે તેમની ટોપી લીધી અને મકાનમાંથી નિકળી તે થોડે દૂર ગયા ત્યાં અમારા મકાનમાં કોઇ બે જણા ઝઘડતા હોય એવો અવાજ તેમના કાન પર આવ્યો. એમાં એક તો મારા બાપાનો અવાજ હતો, અને પછી તુરત જ પિસ્તોલનો અવાજ થયો. જો કે પિસ્તોલની ગોળી વડે મારા બાપાનું ખૂન કરવામાં આવ્યું હશે, એવી કલ્પના એ વખતે તેમને આવેલી નહિ.'

'આ તમને દિનકરરાયે જ કહ્યું હતું ને? કયારે કહેલું?'

'તે જ રાત્રે, પરંતુ મોડેથી.'

'તમે કહો છો કે તમારી વિદાય લઇને તે ચાલ્યો ગયો હતો. તો પછી બીજી વખત તમે બેઉ કેવી રીતે મળ્યાં?'

વીણા મૂગી બની ગઇ. પરંતુ બિહારીલાલે કરડા સ્વરે કહ્યું: 'તમે કોર્ટની સમક્ષ ઉભાં છો. જે સવાલ તમને કરવામાં આવે તેનો સાચો જવાબ તમારે આપવો જ જોઇએ.'

એટલે વીણા બોલી: 'મોડી રાત્રે એક છોકરો મારી પાસે ચીઠી લઇને આવ્યો; તેણે કહ્યું: 'એક ગૃહસ્થે આ ચીઠી તમને પહોંચાડવાને મને આપી છે.' છોકરો ચાલ્યો ગયો. દિનકરરાયે એ ચીઠી લખી હતી, અને અમારા મકાનથી અર્ધો માઇલ દૂર શંકરની દેરી છે, ત્યાં મને મળવાને બોલાવી હતી. હું તેની પાસે ગઇ. તેણે પૂછ્યું: 'આ બધી ધમાલ શેની મચી રહી છે?' મેં તેને જણાવ્યું કે સૂર્યકાન્તે મારા બાપાનું ખૂન કર્યું છે. તેણે મને કહ્યું: 'તું કહે છે ત્યારે હવે મને

ખ્યાલ આવે છે કે હું ટોપી લઇને બહાર નિકળ્યો તે વખતે તારા બાપાવાળા ખંડમાં બે જણા ઝઘડતા હતા. એમાં એક તો તારા બાપનો અવાજ આવતો હતો અને બીજો અવાજ સૂર્યકાન્તનો હતો.' એ પ્રમાણે તેમણે મને જણાવ્યું હતું.'

'અને દિનકરરાયે એમ પણ કહ્યું હશે કે સૂર્યકાન્તે પિસ્તોલ છોડીને રઘુનાથનું ખૂન કર્યું છે?'

'હા જી, તેણે એ સાચું જ કહ્યું હતું.'

'તેણે કહ્યું એ સાચું હતું એમ તમે શા ઉપરથી કહો છો?'

'કારણ કે મારી ખાતરી થઇ ચૂકી હતી. સૂર્યકાન્ત સિવાય મારા બાપાનું ખૂન બીજો કોણ કરે? શરમની વાત છે કે તમે ખૂનનો આરોપ દિનકરરય ઉપર મૂકી રહ્યા છો.'

'વીણાબેન! આ કેદી સર મન્મથરાય સામે જુઓ. તમે તેને જ દિનકરરાય તરીકે ઓળખતાં હતાં ને?'

'હા, પરંતુ એથી કાંઇ તેમણે મારા બાપાનું ખૂન કર્યું હતું એમ સાબિત થતું નથી.'

'બેશક નહિ.' બિહારીલાલ વકીલ પણ સંમત થયો: 'વારૂ, તમે મુંબઇમાં દિનકરરાય સાથે કેટલો વખત રહ્યાં હતાં? તમને એ તો યાદ હશે જ કે તમે તેને મળવાને માટે મુંબઇ ગયાં હતાં!'

જાણે પોતાના પગ પાસે વીજળી પડી હોય એવું વીણાને થયું. તેણે કશો જવાબ ન આપ્યો. એટલે વકીલે ફરીથી કહ્યું: 'તમારા પિતાનું ખૂન થયું ત્યારબાદ તમે અગાઉથી કરેલી ગોઠવણ મુજબ દિનકરરાયને મળવાને મુંબઇ ગયાં હતાં. હું એમ પૂછું છું કે એ વખતે તમો કેટલો વખત એની સાથે રહ્યાં હતાં?'

'કોણ કહે છે કે હું તેની સાથે રહી હતી? અને કોણ કહે છે કે હું તેને મળવાને માટે ગઇ હતી?' વીણા આવેશપૂર્વક બોલી, પરંતુ તેના અવાજમાં ગભરાટ હતો.

એ ગભરાટ વકીલ જોઇ શકતો હતો: 'વીણાબેન! હું કહું છું. એમાં ગભરાવા કિંવા શરમાવા જેવું કશું નથી, એટલે સાચી વાતનો ઇન્કાર કરવાની પણ જરૂર નથી. આપણે આપણા મિત્રને મળવાને માટે જઇએ, એમાં વાંધો પણ શો હોઇ શકે?'

વીણા બોલી: 'પછી તો તમે તો મને પૂછશો કે અમુક વખતે તું ક્યાં ગઇ હતી? એ પછી કયે સ્થળે હતી? અને ત્યારબાદ તું કોની સાથે રહેતી હતી? એવા બધા તમારા સવાલોનો જવાબ આપવાને હું કાંઇ બંધાએલી નથી.'

'તને જે પૂછવામાં આવે, તેનો સાચો જવાબ તારે આપવો જ જોઇએ.' રાવબહાદુર મુનશીજીએ કહ્યું: 'બોલ, તું દિનકરરાયની સાથે મુંબઇમાં હતી ખરી?'

'હાજી.' છેવટે અતિ મંદ અવાજે વીણા બોલી.

વકીલે પૂછ્યું: 'તમે તેની સાથે બે અથવા ત્રણ વરસ સુધી રહ્યાં હતાં?'

'ત્રણ વરસ નહિ.'

'એટલે કે બે વરસ કરતાં સહેજ વધારે.'

'પણ એમાં હરકત શી છે? હું મુંબઇમાં રહેવાનું પસંદ કરૂં અને તે મારા મિત્ર તરીકે મારે ત્યાં અવારનવાર આવે જાય એમાં બીજાને શું?'

'બરાબર છે. તે તમારી પાસે આવે જાય તેમાં કોઇ પણ જાતની હરકત નથી.' વકીલે કહ્યું: 'વારૂ, ત્યારે હવે કહો. મુંબઇમાં તે તમારી પાસે આવતો ત્યારે તો તમારા જાણવામાં આવેલું કે તેનું ખરૂં નામ મન્મથરાય છે?'

'હાજી.'

બિહારીલાલ બેસી ગયા. કોર્ટે બચાવપક્ષના વકીલ રસિકલાલને પૂછ્યું: 'તમારે સાહેદની ઉલટ તપાસ લેવી છે?' રસિકલાલે ઇન્કાર કર્યો.

તે પછી બિહારીલાલે તેમના છેલ્લા સાહેદ ડાહ્યાભાઇને બોલાવ્યો.

આગલા મંગળવારની રાત્રિનો સમય હતો. તે દિવસે ડાહ્યાભાઇ ઓફીસમાંથી છૂટી ઘેર જઇ ભોજન કરી પોતાના એક મિત્રને મળવાને માટે ગયો હતો. ત્યાંથી તે પાછો ફર્યો એ વખતે ક્રિકેટ ગ્રાઉન્ડની નજીકમાં તેણે બે માણસોને ઉભેલા જોયા. એક તો સર મન્મથરાય અને બીજો મોહન. બે જણા ઉચ્ચ સ્વરે બોલતા હતા. મોહન કહેતો હતો કે: 'શું તમે મને બિલકુલ ભૂલી ગયા છો?' અને તેના જવાબમાં સર મન્મથરાયે કહેલું કે: 'હું તને ઓળખતો પણ નથી. તેમ જ અગાઉ તને મેં જોયો હોય, એવું પણ મને યાદ આવતું નથી.'

મોહને કહ્યું: 'પેલા રઘુનાથનું ખૂન થયું તે દિવસનું સ્મરણ કરો. તમે જાણો છો કે મારો એક જ શબ્દ તમને ફાંસીના માંચડા પર ચડાવવાને માટે પૂરતો છે.'

સર મન્મથરાય આવેશપૂર્વક બોલ્યો: 'ચૂપ કર, બદમાશ! તે દિવસે મેં તને કેટલી મોટી રકમ આપી હતી તે યાદ કર. શું તું હજી મારી પાસેથી વધુ પૈસા પડાવવા માગે છે?'

'હા હા, મને યાદ છે.' મોહને કહ્યું: 'તમે મને મારૂં મ્હોં બંધ રાખવાને માટે પાંચસો રૂપીઆ આપ્યા હતા. તમારી પાસેથી એ રકમ લીધા પછી મને ઘણી યે વાર પશ્ચાત્તાપ થયો છે. અને એમ થાય છે કે જો મેં એ પૈસા લીધા ન હોત તો સારૂં હતું. જ્યારે પોતે નિર્દોષ હોવા છતાં વતનનો ત્યાગ કરીને ગમે ત્યાં ભટકતા સૂર્યકાન્તનું મને સ્મરણ થાય છે, ત્યારે હું કમકમી ઉઠું છું. એક વાર તે મારો દોસ્ત હતો અને કેવળ તમારી પાંચસો રૂપરડીને ખાતર મેં મિત્રદ્રોહ કર્યો છે, એવું મને લાગી આવે છે. જો હું તે દિવસની વાત જાહેર કરૂં તો તેના ઉપરથી ખૂનનો આરોપ જરૂર દૂર થઇ જાય.'

'અને એ આરોપ તારી ઉપર આવે, એમ ને?' સર મન્મથરાયે ઉચ્ચાર્યું.

'ના, તમારી ઉપર.'

'તારા કથનથી હું કદાચ ખૂની ઠરૂં અને ફાંસીને માંચડે ચડું, તો પણ તારૂં સ્થાન તો મારી સાથે જ રહેશે ! તું તારો બચાવ કોઇ પણ રીતે કરી શકે તેમ નથી.'

'એ પછી પણ તેમની વચ્ચે બોલાચાલી થઇ હતી. પરંતુ તેનો સારાંશ ઉપર જણાવ્યા પ્રમાણેનો હતો. !' અને ડાહ્યાભાઇએ જે કાંઇ સાંભળેલું તે તેમના શબ્દોમાં કોર્ટની સમક્ષ રજુ કર્યું. રસિકલાલે વાંધો લીધો કે 'આ એક સાંભળેલી હકીકત છે. એટલે તેને પૂરાવામાં દાખલ કરવાનો કાયદો ઇન્કાર ફરમાવે છે.'

તેની સામે બિહારીલાલે દલીલ કરી : 'એક સાહેદી પોતે જે સાંભળેલું તે કશું પણ છુપાવ્યા વગર કિંવા અતિશયોક્તિ કર્યા વગર સોગન ઉપર કોર્ટ સમક્ષ રજૂ કરે છે, એટલે કોર્ટે તેના કથનને પૂરાવામાં દાખલ કરવું જ જોઇએ.'

ઓનરરી માજીસ્ટ્રેટે રસિકલાલના વાંધાનો અસ્વીકાર કર્યો અને સાહેદીને પૂછ્યું : 'તમે કશી ભૂલ તો કરતા નથી ને ? એ બે જણાને તમે બરાબર જોયા હતા ? તે સર મન્મથરાય અને મોહન હતા, એમ તમે ખાતરીપૂર્વક કહી શકો છો ?'

ડાહ્યાભાઇએ જવાબ આપ્યો : 'હા સાહેબ ! એ બે જણા જ ત્યાં હતા, અને હું સમજું છું કે હું અહીં પ્રતિજ્ઞાપૂર્વક જુબાની આપી રહ્યો છું. એટલે મેં એક પણ ખોટો શબ્દ ઉચ્ચાર્યો નથી.'

આખીયે તપાસ દરમ્યાન સર મન્મથરાયનો ચહેરો દમામભર્યો રહ્યો હતો. પોતે અગાઉ દિનકરરાયના નામથી અહીં આવતો હતો અને રઘુનાથની છોકરી વીણાની સાથે સંવનન કરતો હતો એવી હકીકત કોર્ટમાં પ્રગટ થાય, એ વિષે તેને કશી પણ ચિંતા ન હતી. પરંતુ જ્યારે ડાહ્યાભાઈની જુબાની રજુ થઇ ત્યારે તેના ચહેરા ઉપર ફેરફાર થયો, તે હતાશ બની ગયો.

બિહારીલાલ વકીલે કહ્યું: 'સાહેબ! હવે મારે વધુ સાક્ષી રજુ કરવાના નથી. મારે માત્ર બે મુદ્દા સાબિત કરવાના હતા. એક તો સર મન્મથરાય તે જ દિનકરરાય છે કે નહિ, તથા જે સમયે રઘુનાથનું ખૂન થયું તે સમયે તે તેના મકાન પર હાજર હતો કે નહિ. બીજો મુદ્દો: રઘુનાથનું ખૂન કોણે કર્યું? મીસ્તર કપિલરાય જેવા પ્રખ્યાત ધારાશાસ્ત્રીના જૂના અને અનુભવી મુખ્ય મુનીમ મીસ્તર ડાહ્યાભાઇના શબ્દો જ પૂરવાર કરી આપે છે કે ખૂની સૂર્યકાન્ત નહિ, પરંતુ સર મન્મથરાય છે. તેની મોહન સાથે થએલી વાતચીત ઉપરથી એ પણ સાબિત થાય છે કે મોહનનો પણ એ કાર્યમાં સાથ છે. એટલે હું આશા રાખું છું કે આપ સાહેબ આ બંને જણા ઉપર તહોમતનામું ફરમાવશો.'

થોડો સમય વિચાર કર્યા પછી રસિકલાલ ઉભો થયો. તેણે કહ્યું: 'હું માનું છું કે આપ સાહેબ આ કેસને સેશન્સમાં મોકલવાના છો. એટલે મારે જે કાંઇ કહેવું હશે, તે હું ત્યાં જ કહીશ.'

'તમારે સાક્ષીઓની ઉલટતપાસ લેવી હોય તો લઇ શકો છો.'

'નાજી. અહીં હું ઉલટતપાસ લેવા નથી ઇચ્છતો.'

એ પછી રાવબહાદુર મુનશી આરોપીઓને ઉદ્દેશીને બોલ્યા: 'તમારે શું કહેવાનું છે? તમારી ઉપર જેનો આરોપ છે, તે ગુન્હો તમે કરેલો છે?'

'ના જી. અમે ગુન્હાનો ઇન્કાર કરીએ છીએ.' બંનેએ જણાવ્યું.

'વારૂ, તમો બંને ઉપર હું તહોમતનામું ફરમાવું છું, અને આ કેસ સેશન્સમાં મોકલી આપું છું. ત્યાં તમે તમારો બચાવ રજુ કરી શકો છો.'

પછી રસિકલાલ ઉભો થયો અને તેણે સર મન્મથરાયને જામીન ઉપર છોડવાની માગણી કરી, પરંતુ તેની ઉપર ખૂનનું તહોમત હોઈ, તેની માગણીનો અસ્વીકાર થયો અને બેઉ તહોમતદારોને કાચી જેલમાં લઇ જવામાં આવ્યા.

# પ્રકરણ ૫૨મું

## આગ! આગ!

કપિલરાય ધારાસભાના સભ્ય તરીકે ચુંટાએલા જાહેર થઇ ગયા હતા. મોહનપુરના શહેરીઓએ તેમને માનપત્ર આપવાને માટે મેળાવડો ગોઠવ્યો હતો અને તેની સાથોસાથ ગાર્ડનપાર્ટી પણ રાખી હતી. એ સમારંભ પૂરો થયા પછી રાત્રે દશ વાગે કપિલરાય અને હેમલતા ઘેર આવ્યાં અને સૂઇ ગયાં.

રાત્રિના બાર વાગી ગયા હતા, બધું જળજંપ્યું હતું. એ વખતે વીજળી સફાળી જાગી ગઇ! તેને એમ થયું કે મકાનમાં આગ લાગી છે, અને તેથી કપિલરાયભાઇ ઘંટડી કરીને પોતાને બોલાવે છે. તેણે રવેશમાં આવીને બૂમ પાડી: 'શું! આગ! આગ!'

'હા.' ' નીચેથી કોઇનો અવાજ આવ્યો. અને પછી તો તે 'આગ લાગી–આગ લાગી' એમ બૂમો પાડતી દાદરપરથી નીચે ઉતરી. જમના પણ જાગી ગઇ.

અને વિદ્યાગૌરી પણ સફાળી બેઠી થઇ ગઇ. તેની બાજુમાં અનિલકુમાર સૂતો હતો. તેને ઉપાડીને તે પણ ઓરડામાંથી એકદમ બહાર નિકળી, દાદરપરથી ઉતરીને નીચે ગઇ. વીરેન્દ્ર, લક્ષ્મીદેવી, સુનંદા અને બીજા નોકરો બધાંય જાગૃત થઇ ગયાં!

બધાં આગ લાગી છે, આગ લાગી છે એમ બોલતાં હતાં. પરંતુ કયે સ્થળે આગ લાગી છે, તે કોઇ જાણતું ન હતું.

કપિલરાય તથા હેમલતા આ બૂમાબૂમ સાંભળીને જાગૃત થઇ ગયાં હતાં. તેઓ પણ નીચે આવ્યાં.

'ક્યાં આગ લાગી છે? મને તો કાંઇ એવી ગંધ આવતી નથી.' કપિલરાય બોલ્યો. એકાએક તેની નજર વરંડાની પાસે જમીન પર સાયકલ સાથે ઉભેલા માણસ તરફ ગઇ: 'કોણ જગનાથ?'

'હા જી.' જાગનાથે કહ્યું. તે રાવબહાદુર મુનશીજીનો નોકર હતો: 'કપિલભાઇ! રાવબહાદુર સાહેબ એકાએક બેભાન બની ગયા છે, બા સાહેબ ગભરાઇ ગયાં છે અને તમને તથા હેમલતાબેનને જલદી બોલાવી લાવવાને માટે મને મોકલ્યો છે.'

'પણ આગ લાગી, આગ લાગી એમ કરી રહ્યાં છે, તેનું શું છે?'

'મને તો કાંઇ ખબર નથી.' જાગનાથ બોલ્યો: 'અહીં આવીને આપના માણસને જગાડવાના હેતુથી મેં સાયકલની ઘંટડી બજાવી. તે પછી આગ લાગી, એમ બૂમો પાડવા માંડી.'

તે સાંભળીને વીજળી બોલી: 'તમે જ કહ્યું હતું કે આગ લાગી છે!'

'મેં! મેં ક્યારે કહ્યું હતું?' જાગનાથે પૂછ્યું.

'મેં ઉપરથી બૂમ પાડી કે આગ! આગ! એટલે તમે હા કહી.' વીજળીએ જણાવ્યું.

'અરે ગાંડી છોકરી!' જાગનાથ બોલ્યો: 'ત્યારે તો આંધળે બહેરૂં કુટાયું. તેં કહ્યું 'આગ! આગ!' હું સમજ્યો 'જાગનાથ' અને મેં તને હા પાડી!'

'વારૂ, વારૂ, જાગનાથ! તમે જાઓ, અને પુરૂષોત્તમ! મોટર તૈયાર કરાવો.' કપિલરાયે કહ્યું.

એ વખતે થોડે દૂર ઉભેલી જમનાના મુખમાંથી એકાએક ચીસ સરી પડી, અને તેણે હાથમાં ઉપાડેલો અનિલકુમાર જમીન પર પડી ગયો. હકીકત એમ હતી કે વિદ્યાગૌરી સફાળી ઉઠી અનિલને તેડીને નીચે ઉતરી આવી હતી. એ વખતે તેણે આંખ પર ચશ્માં ધારણ કર્યાં ન હતાં. તેની પાસેથી અનિલને લેવા માટે જમનાએ હાથ લંબાવ્યો, અનિલને તેડ્યો અને ચશ્મા વગરના વિદ્યાગૌરીના ચહેરા તરફ તેની દૃષ્ટિ ગઇ. તે એકદમ ગભરાઇ ગઇ અને તેના હાથમાંથી અનિલ સરી પડ્યો.

'જમના શું છે? તેં એકાએક બૂમ કેમ પાડી?' કપિલરાયે પૂછ્યું.

વિદ્યાગૌરી તો કપિલરાય તેમની પાસે આવ્યો તે પહેલાં જ ઉપર જવાને માટે ચાલી ગઇ. જમનાએ કહ્યું: 'કપિલભાઇ ! મેં ભૂત જોયું ભૂત !'

'ભૂત ! આ તું શું બોલે છે ? કોનું ભૂત જોયું ?'

પરંતુ જમનાએ કશો જવાબ ન આપ્યો અને જમીન પરથી અનિલને ઉપાડીને તે પણ ચાલતી થઇ ગઇ. વીજળી વીરેન્દ્ર તથા લક્ષ્મીદેવીને લઇને તેમને સુવાડવાને માટે ગઇ.

હેમલતા તથા કપિલરાય કપડાં પહેરવાને માટે ગયાં. હેમલતાએ પુછ્યું: 'જમનાએ કોનું ભૂત જોયું હશે ?'

'ભૂત શું જોયું હોય ? એ વહેમી અને બીકણ સ્વભાવની તો છે જ. તેમાં વળી નકામી આગ લાગ્યાની બૂમો પડી, અને તેના મગજમાં કોઇ ભૂત ભરાયું હશે એટલે તે ડરી ગઇ હશે. ચાલો, આપણે જલદી દીવાળીબા પાસે જઇએ.'

## પ્રકરણ ૫૨મું

### ત્રણ મહિના પછી

કપિલરાય તથા હેમલતા મોટરમાં રાવબહાદુરને ત્યાં ગયાં. મુનશીજીને લોહીનું દબાણ વધી જવાથી પક્ષાઘાતની અસર થવા પામી હતી. એક માણસ ડોકટર નાણાવટીને બોલાવવા ગએલો એટલે તે પણ આવી પહોંચ્યા હતા. તેમણે તબિયત જોઇને દવા આપી અને કહ્યું: 'વધારે અસર થઇ નથી. એટલે ચિંતા કરવા જેવું નથી. અઠવાડિયામાં તબિયત બરાબર ઠેકાણે આવી જશે.'

મુનશીજી શુદ્ધિમાં આવ્યા. જો કે આખી રાત કપિલરાય તથા હેમલતા અહીં જ રોકાયાં.

રાત્રે 'આગ ! આગ'ની વીજળીએ પાડેલી બૂમથી બધાં જાગી ગએલાં. તેને પરિણામે વીરેન્દ્રને શરદી લાગી ગઇ અને

ખાંસીએ જરીક વધારે જોર કર્યું. તેમ જ એ રાત્રિના બનાવ પછી જમના પણ શૂનમૂન જેવી બની ગઇ હતી. જાણે તેને વિચારવાયુ લાગુ પડયો હોય, એવો તેનો દેખાવ લાગતો હતો. કોઇ કોઇ વાર તે ઊંડા વિચારમાં પડી જતી, અને કોઇ તેને કાંઇ પૂછે ત્યારે ઝબકીને જાગી હોય એવી રીતે જવાબ આપતી. જો કે તેને તેનું કારણ પૂછવા છતાં તેને શું થયું છે અને તે આમ શા માટે કરે છે, તેનો ખુલાસો તે કરતી ન હતી,

અઠવાડિયામાં મુનશીજીની તબિયત સુધરી ગઇ. અગાઉના જેવી શક્તિ તે પ્રાપ્ત કરી શકયા નહિ, છતાં પણ હવે તેમના જીવનને માટે કશી ચિંતા કરવાનું કારણ ન હતું. ધારાસભાની બેઠક થોડા દિવસોમાં જ શરૂ થવાની હતી. એટલે કપિલરાય મુંબઇ ગયો, હેમલતા તેની સાથે ગઇ, અને વીરેન્દ્રને પણ કપિલરાય પોતાની સાથે મુંબઇ લઇ ગયો. તેનાં બે કારણ હતાં: એક તો ત્યાં કોઇ નિષ્ણાત ડોક્ટરને તબિયત બતાવી તેની સલાહ લઇ શકાય. બીજું કારણ એ હતું કે આવી સ્થિતિમાં વીરેન્દ્રને અહીં મૂકીને જવાનું કપિલરાયનું દિલ ચાહતું ન હતું. જમના પણ તેમની સાથે ગઇ હતી, અને હેમલતાના દીકરાની સારવારને માટે વીજળીને લઇ ગયા હતા. મુંબઇમાં કપિલરાયે એક બંગલો ભાડે રાખી લીધો હતો. કેમકે ત્યાં તેને બે ત્રણ મહિના રોકાવું પડે તેમ હતું.

અહીં વિદ્યાગૌરી લક્ષ્મી અને અનિલકુમારના શિક્ષણ ઉપર ધ્યાન આપતી હતી. તેના મનમાં કોઇ ઊંડા રોગે ઘર ઘાલ્યું હતું. મનની અસર તન ઉપર થઇ હતી, અને તેનું શરીર પણ વીરેન્દ્રની માફક ઘસાતું જતું હતું. જો કે બહારથી તે માંદી છે, એમ કોઇને ન લાગે અને મંદવાડ શરીરનો નહિ, પણ મનનો હતો. પોતે કરેલી ભૂલોની પરંપરા એક પછી એક તેના સ્મરણપટ ઉપર થઇને પસાર થતી હતી. પશ્ચાત્તાપ તેના કલેજાને કોતરી ખાતો હતો. કોઇ કોઇ વાર તેને એમ

લાગતું હતું કે પોતે અહીં આવવામાં ભારે ભૂલ કરી છે. પરંતુ હવે બીજો ઉપાય ન હતો. વીરેન્દ્રને આવી દશામાં મૂકીને અહીંથી ચાલ્યા જવાની તેને ઇચ્છા થતી ન હતી. જે કોઇ સંકટ આવે તે શાંતિપૂર્વક સહન કરી લેવાનો એ વિચાર કરતી હતી. પરંતુ તેનાથી સહન થઇ શકતું નહિ અને તે એકાંત મેળવી થોડું રડી લેતી.

વીણા–રઘુનાથની દીકરી તો હવે અહીં જ તેના પિતાના મકાનમાં રહેતી હતી. આપણે જાણીએ છીએ કે તે લલિતકુમારની પત્ની લીલાવતીની પાસે નોકરી કરતી હતી. પરંતુ તેણે અદાલતમાં જુબાની આપી અને પોતે તે મન્મથરાયની સાથે ચાલી ગઇ હતી તથા બે વરસ તેની સાથે રહી હતી, એ હકીકત જણાવેલી, તે જાહેરમાં આવવાથી લીલાવતીએ તેને એક મહિનાનો પગાર વધારે આપીને નોકરીમાંથી તત્કાળ છૂટી કરી દીધી હતી. ગામના લોકોમાં પણ વીણાને માટે પુષ્કળ વાતો થતી હતી. જો કે વીણા એવી વાતોની દરકાર કરે તેવી ન હતી. છતાં કોઇ તેની સાથે હળવા-મળવાનું પસંદ કરતું નહિ. માત્ર એક જ માણસ એવો હતો કે જેની દિલસોજી વીણા તરફ આકર્ષાઇ હતી. તે માણસનું નામ જુગલકિશોર.

જુગલકિશોર વીણાની જ જ્ઞાતિનો હતો. આજે પાંચ વર્ષ થયા તેની પત્ની મરણ પામી હતી, કશું સંતાન ન હતું, એટલે બીજી વાર તેનો લગ્ન કરવાનો વિચાર થતો હતો. તેનો પરચુણ કરીયાણાનો ધંધો હતો. ઘી, તેલ, ખાંડ, અનાજ, સીધુંસામાન વગેરે તે વેચતો હતો. બજારમાં જ તેનું ઘર અને દુકાન બેઉ સાથે હતાં. કમાણી ઠીક હતી અને સ્થિતિ પણ સારી હતી. માત્ર વાંધો એક જ હતો કે તેને અત્યારે બાવન વરસ થઇ ગયાં હતાં. એટલે કોઇ પોતાની પંદર સત્તર વરસની દીકરીનું તેની સાથે લગ્ન કરવાને તૈયાર થતું ન હતું. બહારગામથી પૈસા ખરચીને કન્યા મેળવી શકાય તેમ હતું. પરંતુ વર્તમાનપત્રોમાં બે–ત્રણ કિસ્સા તેના વાંચવામાં આવેલા.

કોઇ હલકી ન્યાતની છોકરી હોય, બનાવટી માબાપ બનીને લોહીનો વેપાર કરનારા પૈસા લઈ, એ છોકરીનું લગન કોઇ બુઢ્ઢા સાથે કરી જાય. નવોઢા પત્ની થોડો સમય પતિગૃહે રહી પાછળથી લાગ મળતાં દરદાગીના અને મળે તેટલી રોકડ લઇને પલાયન થઇ જાય.

આવા કિસ્સા વાંચવાને લીધે તે અજાણ્યું ફળ ચાખવાને તૈયાર થતો ન હતો. એટલામાં વીણા તેની નજરે પડી. વીણાની ઉમર અત્યારે ઘણી મોટી હતી. ગામના લોકોથી તે હડધૂત થતી હતી. છતાં દેખાવે આકર્ષક, બોલવે ચબરાક અને વળી તે વ્યવહારકુશળ હોવાનો જુગલકિશોરનો અભિપ્રાય હતો.

યુવાવસ્થામાં તેનું વર્તન ગમે તેવું હોય, જુવાની એ દીવાની છે. પરંતુ માણસ ઘડાયા પછી ઠેકાણે આવે છે, એમ તે માનતો હતો. એટલે તેણે વીણાની સાથે પરિચય સાધવાની શરૂઆત કરી. વીણા કોઇ કોઇ વાર તેને ત્યાં તેલ, ઘી, અનાજ વગેરે લેવાને માટે આવતી. બંને વચ્ચે વાતચીત થતી. જુગલકિશોર વીણાની પ્રત્યે દિલસોજી દર્શાવતો. તેના રૂપની, વ્યવહારકુશળતાની પ્રશંસા કરતો અને પરિચય વધતાં વીણાનું પણ પોતાની તરફ આકર્ષણ થયું છે, એમ તેને લાગ્યું. એક વાર તે એક રેશમી સાડી લાવ્યો અને તે સાડી વીણાને આપતાં તેણે પોતાનો પ્રેમ પ્રગટ કર્યો. વીણાએ પણ તેના પ્રેમનો સ્વીકાર કર્યો. થોડા દિવસોમાં જ તેમણે લગ્ન કરી લેવું એમ નક્કી થયું અને જુગલકિશોરે વીણાને માટે માત્ર વસ્ત્રો જ નહિ, પરંતુ બે, ત્રણ મનોરમ્ય અને મૂલ્યવાન અલંકારો તૈયાર કરાવીને એ પણ વીણાને આપ્યા.

બંનેએ લગ્ન કરવાનું નક્કી કર્યું. જોશી પાસે મુહૂર્ત પણ જોવરાવ્યું. જુગલકિશોરે તેનું મકાન ધોળાવવા માંડયું. લગ્ન માટેની તૈયારી કરવા માંડી.

એક દિવસ વીણા તેની દુકાન પાસે થઇને પસાર થઇ. જુગલકિશોરે તેને બોલાવીને કહ્યું : ' વીણા ! મકાન ધોળાઇ ગયું છે. તને

પસંદ પડે એવું નવું ફરનીચર પણ વસાવ્યું છે. મેડા ઉપર ચાલ, તને બતાવું.',

'આ તમે કેવું બોલો છો ? આપણે બંને મેડા ઉપર એકલાં જઈએ, અને આપણને લોકો ઉપર જતાં જુએ તો કેવી વાતો કરે ?'

'દુનિયા ઝખ મારે છે.' જુગલકિશોર બોલ્યો અને ઉભો થયો: તું બધું બરાબર જોઇ લે. એટલે જો બીજું કાંઇ વધારે જોઇતું કરતું હોય તો મગાવી શકાય.'

'ના ના, અત્યારે તો નહિ. પછી વાત.' વીણાએ કહ્યું : 'પણ જુગલકિશોર ! તમે આવા ગંદા કપડાં પહેરો છો એ મને નથી ગમતું.'

જુગલકિશોરના પહેરણ તથા ધોતિયા પર ઘી તથા તેલના ડાઘા પડેલા હતા. તેની સામે જોતો તે બોલ્યો : 'શું કરૂં ! ધંધો એવો રહ્યો. હમણાં તો હું દર ચોથે દિવસે કપડાં બદલું છું, છતાંય મેલાં થઇ જાય છે.'

'તો કોઇ એવો ધંધો કરો ને કે કપડાં મેલાં ન થાય.'

'આપણાં લગ્ન થયા પછી વાત.' જુગલકિશોરે કહ્યું : 'વારૂ પણ વીણા, આવતી કાલે તું અમદાવાદ જવાની છે ને ?'

'હાસ્તો વળી, સેશન્સમાં પેલો ખૂન કેસ ચાલવાનો છે, એટલે આખું ગામ તે સાંભળવાને માટે જવાનું છે અને મેં સાંભળ્યું છે કે સૂર્યકાન્ત પણ તેમાં આરોપી તરીકે ઉભો રહેવાનો છે.'

'શું સૂર્યકાન્ત પકડાયો છે ?'

'એ તો મારા જાણવામાં નથી, પણ લોકો વાતો કરતા હતા કે સૂર્યકાન્તને આરોપી તરીકે હાજર રાખવાનું જડજ સાહેબે તેના વકીલ બિહારીલાલને ફરમાન કર્યું છે. તમે પણ અમદાવાદ આવવાના છો ને ?'

'હા, મારો પણ વિચાર થાય છે ખરો. આપણે કાલે સવારે પહેલી ટ્રેનમાં સાથે જ જઇશું અને સેકન્ડ કલાસની ટીકીટ લઇશું.'

## પ્રકરણ ૫૩મું

### સેશન્સમાં

ગયા પ્રકરણમાં જણાવી ગયા મુજબ, મોહનપુરમાં ઓનરરી મેજીસ્ટ્રેટની સમક્ષ ખૂનકેસ ચાલ્યો અને તહોમતનામું ફરમાવવામાં આવ્યું, ત્યારપછી ત્રણ મહિને અમદાવાદના સેશન્સ જડજની સમક્ષ એ કેસ શરૂ થયો.

કપિલરાય હજી મુંબઇ જ હતો. એટલે તે આ કેસ વખતે કોર્ટમાં હાજર રહ્યો ન હતો. હાજર રહેવાની તેની ઇચ્છા પણ ન હતી. હેમલતા પણ અહીં આવી ન હતી. તે મુંબઇ તેના પતિની સાથે એક મહિનો રહીને તુરત જ મોહનપુર આવી ગઈ હતી. કારણ કે પ્રસૂતિનો સમય નજીક હતો. પખવાડિયા પહેલાં તેણે બીજા બાળકને જન્મ આપ્યો હતો. પ્રથમનો પુત્ર હતો, જ્યારે આ પુત્રી હતી. અને એ પણ તેની માતાના જેવી હૃષ્ટપુષ્ટ તથા સોહામણી હતી.

મોહનપુરથી રાવબહાદુર મુનશીજી તેમ જ બીજા ઘણા માણસો આ કેસ સાંભળવાને માટે અમદાવાદ આવ્યા હતા. અમદાવાદનાં અખબારોમાં પણ આ કેસને લગતી વિગતો આવી ગએલી હોઇ, અમદાવાદીઓની સારી સંખ્યા અદાલતમાં હાજર રહી હતી. અદાલતનો હોલ લાંબો અને વિશાળ હતો, છતાં પણ તે પ્રેક્ષકોની મેદનીથી ચિકાર બની ગયો હતો.

થોડા સમય પહેલાં જ લોકોના જાણવામાં આવ્યું હતું કે મોહનને માફી આપવાનું વચન આપીને તેને સરકાર પક્ષ તરફથી સાહેદ તરીકે અદાલત સમક્ષ રજૂ કરવાનું ઠરાવવામાં આવ્યું હતું. એટલે અત્યારે તહોમતદારના પિંજરામાં સર મન્મથરાય એકલો જ ઉભો હતો. તેનો ચહેરો નંખાઇ ગયો હતો, વદન ઉપર કાલિમા ફરી વળી હતી. તેનો પોશાક તો અગાઉના જેવો જ દમામદાર હતો,

પરંતુ એની પાછળ તેના પોતામાં જે દમામ જોઇએ તે અત્યારે રહ્યો ન હતો.

બરાબર અગીયાર ઉપર પાંચ મીનિટ થતાં જડજ સાહેબ કોર્ટમાં આવ્યા. બન્ને પક્ષો તરફથી બચાવને માટે બિહારીલાલ તથા રસિકલાલ ઉપરાંત અમદાવાદના બીજા બાહોશ અને સુપ્રસિદ્ધ ધારાશાસ્ત્રીઓને પણ રોકવામાં આવ્યા હતા.

નીચેની અદાલતમાં જે જુબાનીઓ રજૂ થયેલી, તે અહીં કોર્ટ સમક્ષ પડી હતી. તેટલા ઉપરથી બે મુદ્દા સિદ્ધ થતા હતા. કેદી સર મન્મથરાય તે જ દિનકરરાય છે એ અર્જુનરાય તથા વીણાની જુબાની પરથી સાબિત થતું હતું. વીણાએ એમ પણ કહેલું કે દિનકરરાય તેની ફેલ્ટ કેપ લેવાને માટે પુનઃ એકલો મકાનમાં ગયો હતો. ડાહ્યાભાઇએ સર મન્મથરાય તથા મોહન વચ્ચે થયેલી વાત-ચીત સાંભળી હતી. પરંતુ એટલા ઉપરથી એ ગુન્હો સર મન્મથ-રાયે જ કર્યો છે, એમ કહી શકાય નહિ. અમદાવાદના સારા સારા વકીલો પણ કહેતા હતા કે સર મન્મથરાયની સામેનો કેસ એટલો મજબૂત નથી. એટલે હવે કયો પૂરાવો લાવવામાં આવે છે તેની લોકો આતુરતાપૂર્વક રાહ જોઈ રહ્યા હતા.

વકીલ બિહારીલાલ ઉભો થયો અને બોલ્યો: ‘ મારો અસીલ સૂર્યકાન્ત, જેની ઉપર વરસો પહેલાં આ ખૂનકેસમાં તહોમતનામું ફરમાવાયું છે, તે નામદાર કોર્ટ સમક્ષ હાજર થાય છે. ’

સૂર્યકાન્તને સાહેદીના પિંજરામાં રજૂ કર્યો. એક સિપાઇ તેની પાછળ ઉભો રહ્યો. પછી તેના પક્ષ તરફથી નિમાયેલા અમદાવાદના ધારાશાસ્ત્રીએ ઉભા થઇ સૂર્યકાન્તની જુબાની લેવા દેવાની નામદાર કોર્ટને અરજ કરી, કોર્ટે તેનો સ્વીકાર કર્યો, સૂર્યકાન્તને સોગન અપાયા, પ્રાથમિક વિધિ થયો અને જડજે કહ્યું : ‘ તમારી ઉપર આ ખૂન કેસમાં તહોમતનામું ફરમાવવામાં આવેલું છે એ તમે જાણો છો ? ’

‘ હા જી. ’

‘ વારૂ, તમારી જુબાની લેવામાં આવે છે. પરંતુ હું તમને જણાવું છું કે તમારી જુબાનીમાં તમારી ઉપરનું તહોમત વધુ મજબૂત બને એવું કશું પણ કહેવાની તમને ફરજ પાડવામાં આવતી નથી. ’

‘ નામદાર જડજ સાહેબ ! ’ સૂર્યકાન્તે ગંભીરાઇ ભર્યા આવેશ-પૂર્વક કહ્યું : ‘ મને જે કોઇ સવાલ કરવામાં આવશે તે દરેકનો હું સાચો જવાબ આપીશ. હું કશું પણ છુપાવવા માગતો નથી. ’

‘ વારૂ, હવે તમે તેની જુબાની લેવાનું શરૂ કરો. ’ આ શબ્દો જડજે સૂર્યકાન્તના ધારાશાસ્ત્રીને સંબોધીને ઉચ્ચાર્યા.

ધારાશાસ્ત્રી ઉભો થયો. તેણે કહ્યું : ‘ સૂર્યકાન્ત ! કેદીની સામે જૂઓ. તમે તેને પિછાનો છો ? ’

‘ હાજી, હવે હું જાણું છું કે તેનું નામ સર મન્મથરાય છે. આજથી ત્રણ મહિના ઉપર જ તે મેં જાણ્યું. એ પહેલાં હું તેને દિનકરરાય તરીકે ઓળખતો હતો. ’

‘ જે સ્હાંજે રઘુનાથનું ખૂન થયું તેનું તમને સ્મરણ હશે. એ સમયની જે કાંઇ હકીકત તમને યાદ હોય તે જણાવો. ’

‘ તે સ્હાંજે વીણાએ મને મળવા આવવાનું જણાવ્યું હતું. એટલે હું ત્યાં ગયો હતો અને રઘુનાથની પિસ્તોલ બગડેલી હોઇ, તેણે મારી પાસે માગણી કરવાથી મારી પિસ્તોલ સાથે લઇ ગયો હતો. બારણું બંધ હતું. મેં અવાજ કર્યો, વીણા બારણું ઉઘાડીને બહાર ડોકાઇ અને પોતે કામમાં હોઇ, મને ચાલ્યા જવાનું કહ્યું. મને ચોક્કસ લાગ્યું કે અત્યારે દિનકરરાય અંદર હોવો જોઇએ. અગાઉ પણ એવું બનેલું. તેના કહેવાથી જ અમે મળવાનું નક્કી કર્યું હોય અને હું તેને ત્યાં ગયો હોઉં, છતાં તે ગમે તે બહાનું બતાવીને મને ઘરમાં દાખલ થવા ન દેતી. પાછળથી મને માલૂમ પડતું કે તેનું બહાનું ખોટું હતું, અને દિનકરરાય તેને મળવા આવેલો હોવાથી તે મને ઘરમાં આવવા દેતી ન હતી. ’

'હું માનું છું કે તમે તથા દિનકરરાય પરસ્પરની ઇર્ષ્યા કરતા હશો.'

'દિનકરરાયના સંબંધમાં હું કશું નથી જાણતો. પરંતુ મારા મનમાં એમ થતું હતું કે એ જ મારી અને વીણાની વચ્ચે આવે છે.'

'વારૂ, હવે એ સ્હાંજની ઘટના વિષે તમે જે જાણતા હો તે કહો.'

'વીણાએ મને ના પાડી, એથી અમારી વચ્ચે સહેજ બોલાચાલી થઈ. પરંતુ છેવટે પિસ્તોલ તેના બાપને આપવાનું કહીને હું ચાલી નિકળ્યો. પિસ્તોલ ભરેલી છે, એમ પણ મેં તેને કહેલું. તેણે બારણાની નજીકમાં એક ટેબલ પડયું હતું તેની ઉપર પિસ્તોલ મૂકી હતી. ત્યારપછી હું નજીકમાં ઝાડી હતી, ત્યાં એક વૃક્ષની પાછળ છુપાઇ રહ્યો. દિનકરરાય અંદર નથી એમ વીણાએ મને કહેલું. પરંતુ મને શંકા હતી. એટલે તે અત્યારે તેની પાસે આવ્યો છે કે નહિ, એ હું નક્કી કરવા માગતો હતો. લક્ષ્મણે મને તે સ્થળે જોયો, અને હું અહીં શા માટે છુપાયો છું એવો તેણે સવાલ કર્યો. તેને કશો જવાબ નહિ આપતાં હું થોડે દૂર જઇને એક બીજા વૃક્ષની પાછળ છૂપાઇ રહ્યો. લગભગ વીશ પચીશ મીનીટ પછી તે મકાનની દિશામાંથી પિસ્તોલનો અવાજ સાંભળવામાં આવ્યો. નજીકમાં ખેતરો હતાં. મેં માન્યું કે ખેતરમાં રોઝ અથવા હરણાં પેઠાં હશે. તેમને હાંકી કાઢવા કોઇએ અવાજ કર્યો હશે. એ જ વખતે, મારાથી થોડે દૂર વૃક્ષઘટા હતી તેમાંથી નિકળીને રઘુનાથના મકાન તરફ મોહનને જતો મેં જોયો.' એ પ્રમાણે કહીને સૂર્યકાન્તે ઉમેર્યું: 'જે અવાજ મેં સાંભળ્યો હતો, તે મારી પિસ્તોલનો હતો અને તેમાંથી છૂટેલી ગોળી રઘુનાથને માટે જીવલેણ નીવડી હતી, એવું પાછળથી મારા જાણવામાં આવ્યું હતું.'

'એ ગોળી મોહને છોડી હોય એમ તમે કહી શકો છો?' ધારાશાસ્ત્રીએ પૂછ્યું.

'ના, સાહેબ! પિસ્તોલનો અવાજ સાંભળ્યા પછી તો મેં મારી નજીકની વૃક્ષઘટામાંથી નિકળીને મોહનને રઘુનાથના મકાન તરફ જતો

જોયો હતો. તે અદશ્ય થઇ ગયો અને એકાદ બે મીનીટમાં મકાન તરફથી એક માણસ દોડતો આવતો જણાયો. એ દિનકરરાય હતો. તે વખતે તે ખૂબ ભયભીત બનેલો લાગતો હતો. તેનો ચહેરો ફિક્કો પડી ગયો હતો, આંખો કોડા જેવી બની ગઇ હતી, તે હાંફતો હતો, અને જાણે ટાઢ ચડી હોય એવી રીતે ધ્રૂજતો હતો. મારી નજીકમાં થઇને જ રસ્તા ઉપર તે દોડી ગયો, અને એકાદ મીનીટ પછી તેની મોટરસાઇકલનો અવાજ મારા સાંભળવામાં આવ્યો.'

'તમે તેની પાછળ ગયા હતા ?'

'ના જી. તે આમ કેમ બની ગયો હશે તેનો મને વિચાર થતો હતો. પરંતુ તેની પાછળ જવાને બદલે હું રઘુનાથના મકાન તરફ ચાલ્યો. મારી સાથે આવી રમત રમવા માટે મને વીણા ઉપર ગુસ્સો ચડયો હતો અને એ માટે હું તેને બે શબ્દો કહેવા ઇચ્છતો હતો. મકાનનું બારણું અધખોલું હતું. ધક્કો મારીને મેં ઉઘાડયું. અંદર દાખલ થાઉં છું ત્યાં જમીનપર રઘુનાથનો મૃતદેહ પડેલો જોયો. મારી પિસ્તોલ તેની બાજુમાં પડી હતી. તેને છોડવામાં આવી હોય એમ લાગતું હતું.'

આખીયે કોર્ટ બિલકુલ નીરવ બની ગઇ હતી. એક ટાંકણી જમીન પર પડે તો પણ તેનો અવાજ સંભળાય એટલી શાંતિ પથરાઇ ગઇ હતી.

સૂર્યકાન્તે આગળ ચલાવ્યું : 'મકાનમાં કોઇ પણ દેખાયું નહિ. મેં વીણાને બૂમ મારી, પણ તેનો જવાબ ન મળ્યો. એટલે મેં મારી પિસ્તોલ ઉપાડી અને હું મકાનમાંથી બહાર નિકળીને પલાયન થવાનું કરતો હતો ત્યાં લક્ષ્મણ મકાનની નજીક આવ્યો. તેણે મને જોયો. હું ગભરાઇ ગયો. મને ભય પણ લાગ્યો અને મેં પિસ્તોલને પાછી મકાનની અંદર જમીન પર મૂકી દીધી. એ પછી હું ત્યાંથી પલાયન થઇ ગયો. રસ્તામાં મને મોહન મળ્યો. પિસ્તોલનો અવાજ થયા પછી મોહનને એ મકાન તરફ જતો મેં જોયો હતો. એટલે મેં

વિચાર્યું કે રસ્તામાં તે તથા દિનકર બેઉ જણા સામસામા થઇ ગયા હશે. એથી મેં તેને પૂછ્યું કે તેણે દિનકરરાયને જોયો હતો કે નહિ. તેણે ઇન્કાર કર્યો. તેનું કથન મેં સાચું માની લીધું. અને હું ત્યાંથી ચાલ્યા ગયો.'

'એટલે કે તમે મોહનપુરમાંથી બહારગામ ચાલ્યા ગયા ?'

'હા જી, તે જ રાત્રે હું અન્ય સ્થળે ચાલ્યો ગયો. મારા બીકણ અને નિર્બળ સ્વભાવને લીધે એ મૂર્ખતાભર્યું પગલું મેં લીધું હતું. મને જણાયું હતું કે ખૂનનો આરોપ મારી ઉપર મૂકવામાં આવે છે. એટલે હવે તેની તપાસમાં શું પરિણામ આવે છે, તે જાણવાને માટે કોઇ સ્થળે એક-બે દિવસ છુપાઇ રહેવાનો મારો ઇરાદો હતો. પછી તો મારી ઉપર તહોમતનામું ફરમાવવામાં આવ્યું. મને લાગ્યું કે આમાં મારો બચાવ થઇ શકે તેમ નથી. એટલે મેં કાયમને માટે વતનનો ત્યાગ કરી દીધો.'

તેના ધારાશાસ્ત્રીએ તેની તપાસ પૂરી કર્યા પછી વિરૂદ્ધપક્ષના ધારાશાસ્ત્રીએ ઉલટતપાસ શરૂ કરી. તેમણે ઘણા ઘણા આડાઅવળા અને ગુંચવનારા સવાલો કર્યા. પરંતુ તે એક પણ મુદ્દામાં ચળ્યો નહિ. કોર્ટમાં હાજર રહેલા પ્રેક્ષકોનાં દિલ ઉપર પણ તેની સચ્ચાઇની સરસ છાપ પડી.

એ પછી બીજો સાક્ષી મોહન આવ્યો. તેની જુબાનીનો સારાંશ આ પ્રમાણે હતો: 'જે સાંજે રઘુનાથનું ખૂન થયું, તે વખતે હું તેના મકાનની નજીકમાં જ હતો. અને સૂર્યકાન્તને તેના મકાન તરફના રસ્તાપર આવતો મેં જોયો હતો. તેના હાથમાં પિસ્તોલ હતી.'

'એ વખતે સૂર્યકાન્તે તમને જોયા હતા ?'

'ના, તેનું ધ્યાન મારી તરફ ગયું ન હતું. હું તેને જોઇ શકતો હતો. તે રઘુનાથના મકાન પાસે ગયો. વીણાએ બારણું ઉઘાડ્યું અને તે બારણાની વચ્ચે ઉભી રહી. તેમની વચ્ચે કાંઇક વાતો થઇ. હું દૂર હોવાથી સાંભળી શકયો ન હતો. પછી વીણાએ

તેની પાસેથી પિસ્તોલ લઈને બારણું બંધ કરી દીધું. ત્યારબાદ થોડા સમય પછી હું જે સ્થળે ઉભો હતો, તેનાથી પણ થોડા વધારે અંતર પર આવેલી વૃક્ષઘટામાં મેં સૂર્યકાન્તને ઉભેલો જોયો હતો. તે રસ્તા ઉપર નજર રાખી રહ્યો હોય એમ લાગતું હતું. મને વિચાર થયો કે તે અહીં શા માટે છુપાઇ રહ્યો હશે? એ જ વખતે મેં પિસ્તોલ છૂટી હોય એવો અવાજ સાંભળ્યો. એ અવાજ રઘુનાથના મકાન તરફથી આવ્યો હોય એમ મને લાગ્યું, અને—'

'રહો, વચ્ચે એક વાત પૂછી લઉં. એ અવાજ સૂર્યકાન્તે કર્યો હોય તે બનવાજોગ છે ખરૂં?'

'નાજી, એમ બની શકે જ નહિ. અવાજ થયો ત્યારે એ તો રઘુનાથના મકાનથી લગભગ પા માઇલ દૂર હતો, જ્યારે હું તેના કરતાં મકાનની વધારે નજીક હતો.'

'વારૂ, આગળ જણાવો.'

'એ અવાજ કોણે કર્યો હશે? અથવા શા માટે કર્યો હશે? તે મને સમજાયું નહિ. એટલે તે બાબત તપાસ કરવાના હેતુથી જે તરફથી અવાજ આવ્યો હતો, એ તરફ હું ચાલ્યો. મેં તે જ વખતે રઘુનાથના મકાનમાંથી દિનકરરાયને એટલે કે અત્યારે કોર્ટમાં હાજર છે તે સર મન્મથરાયને નિકળતો જોયો. તેના ચહેરા પર ભય છવાઇ રહ્યો હતો, તેનું શરીર ધ્રૂજતું હતું અને તે આ સ્થળેથી પલાયન થવા ઇચ્છતો હોય એમ લાગતું હતું. અમે સામસામા થઇ ગયા. અને મેં પૂછ્યું: 'તમે આટલાબધા ધ્રૂજો છો કેમ? શું હમણાં પિસ્તોલ તમે ફોડી હતી?' તેણે—'

'રહો, તમને તેની ઉપર એ શંકા આવવાનું શું કારણ?'

'તે ઉશ્કેરાએલો હતો અને ભયથી કંપતો હતો. એટલે મને લાગ્યું કે દાળમાં કાંઇક કાળું છે. જો તમે તેને એ વખતે જોયો હોત તો તમને પણ શંકા આવત. મેં તેને પકડી રાખ્યો એથી તે વધારે

ઉશ્કેરાઇ ગયો. તેણે પોતાનો હાથ છોડાવવાનો પ્રયત્ન કર્યો, પરંતુ તે છૂટી શકયો નહિ. એટલે તેણે કહ્યું : 'મોહનલાલ! આ વાત બિલકુલ છૂપી રાખજો. તેનો તમને સારો બદલો મળશે. મારો કાંઇ એવો ઇરાદો ન હતો. પરંતુ રઘુનાથે મારે માટે અપશબ્દો ઉચ્ચારવા માંડયા અને મારાથી સહન ન થઇ શકયું, એટલે ગુસ્સાના આવેશમાં મેં પિસ્તોલ ઉપાડીને તેની ઉપર છોડી હતી. તેનું ખૂન કરવાનો મારો લેશ પણ ઇરાદો ન હતો.' એ પ્રમાણે તે બોલતો હતો, એ વખતે તેણે ગજવામાંથી ચામડાનું મોટું પાકીટ કાઢયું. તેમાંથી સો સો રૂપીયાની પાંચ નોટો કાઢી મને આપી અને મને કહ્યું : 'જે બન્યું છે તે અણબન્યું થવાનું નથી અને તમે મને આ સ્થળે જોયો હતો, એમ જાહેર કરશો તો એથી તમને કશો લાભ નથી. કહો, તમે કાયમને માટે તમારી જીભ ઉપર તાળું લગાવશો ને?' મેં તેના હાથમાંથી નોટો લઇને તેને મૌન રહેવાનું વચન આપ્યું. એ પછી તેને મેં છૂટો કરી દીધો. તે દોડી ગયો. હું તેની પાછળ જોઇ રહ્યો. ત્યારબાદ મેં કોઇના પગનો અવાજ સાંભળ્યો. એટલે હું નજીકની વૃક્ષઘટામાં છુપાઇ ગયો. સૂર્યકાન્ત દોડતો રઘુનાથના મકાન તરફ જતો હતો. તે તુરત જ ત્યાંથી પાછો ફર્યો. ત્યારબાદ હું પણ જયાં છુપાયો હતો, ત્યાંથી બહાર નિકળી આગળ ચાલ્યો. તેણે મને પૂછયું : 'તમે પેલા બદમાશને રઘુનાથના મકાનમાંથી નિકળતો જોયો હતો?'

''કયો બદમાશ?' મેં તેને પૂછયું એટલે તે બોલ્યો : 'પેલો દિનકરરાય–વીણાનો આશક.' મેં કહ્યું કે 'મેં તો અહીં કોઇ પણ માણસને જતો જોયો નથી.' એટલે સૂર્યકાન્ત ત્યાંથી ચાલ્યો ગયો અને હું રઘુનાથના મકાનમાં ગયો. ત્યાં મેં તેના મૃતદેહને જમીન પર પડેલો જોયો.'

'એટલે કે એક માણસે ખૂન જેવો ભયંકર ગુનો કરેલો, તે છુપાવવાને માટે તમે તેની પાસેથી લાંચ લીધેલી. ખરૂં ને?'

'હા જી. મેં તેની પાસેથી પૈસા લીધા હતા, એ કબૂલ કરતાં અત્યારે મને ઘણી શરમ ઉપજે છે. પરંતુ એ વખતે મેં કશો પણ વિચાર કર્યા વગર ઉતાવળમાં તેણે આપેલી રકમનો સ્વીકાર કરીને તેને મૌન રહેવાનું વચન આપ્યું હતું.'

કેસ પૂરો થયો. વકીલોનાં ભાષણો થયાં. બચાવ પક્ષના વકીલે જુસ્સાદાર ભાષામાં પોતાના અસીલનો બચાવ કર્યો. તેમણે જણાવ્યું કે 'સર મન્મથરાયને રઘુનાથનું ખૂન કરતાં કોઇએ નજરે જોયો હોવાનું પૂરવાર થયું નથી. તેમ જ એવું પણ સાબિત કરવામાં આવ્યું નથી કે, તેણે ઇરાદાપૂર્વક રઘુનાથનું ખૂન કરવાના હેતુથી જ ગોળી છોડી હતી. એમ માની લઇએ કે પિસ્તોલ ત્યાં પડી હતી. રઘુનાથ અને સર મન્મથરાય મળ્યા હોય. તેમની વચ્ચે બોલાચાલી થઇ હોય, અને સર મન્મથરાયે રઘુનાથને ધમકી આપવાને માટે પિસ્તોલ ઉપાડી હોય, અચાનક તેનો ઘોડો દબાય, તેમાંથી ગોળી છૂટે અને રઘુનાથને ઇજા થાય, એ સંભવિત છે. છતાં પણ હું નામદાર જડજ સાહેબ તથા જ્યુરીના સભ્યોને વિનતિ કરૂં છું કે જે પૂરાવા કોર્ટ સમક્ષ રજુ થયા છે, તેટલા ઉપરથી તેઓ તેને ગુનેગાર માનવાની ઉતાવળ નહિ કરે. ફરિયાદ પક્ષનો કેસ એટલો બધો નબળો છે કે અમને બચાવ પક્ષના સાક્ષીઓ રજુ કરવાની જરૂર લાગતી નથી. સર મન્મથરાયે રઘુનાથનું ખૂન કર્યું છે, એવું નજરે જોનાર કોઇ સાક્ષી છે જ નહિ. અને તેથી નામદાર કોર્ટ ધારે તો તેમને શકનો લાભ આપીને પણ મુક્ત કરી શકે છે.'

એ પછી જડજે આખાય કેસનો ઉપસંહાર કર્યો. એમ કહીએ તો ચાલે કે તેમના મતે સર મન્મથરાય પૂરેપૂરો ગુન્હેગાર સિદ્ધ થઇ ચૂક્યો હતો. મોહનના વર્તનને માટે તેમણે થોડી ટીકા કરી, અને સૂર્યકાન્તને તેની મૂર્ખતાને કારણે અથવા તો તેના ડરપોક સ્વભાવને લીધે જે સંકટ સહન કરવું પડયું, તે પ્રત્યે દિલસોજી દર્શાવી. લગભગ ચાર

વાગે જ્યુરીના સભ્યો મંત્રણા કરવાને માટે તેમના ઓરડામાં ગયા અને જડજ પણ ચહા લેવાને માટે તેમની ચેમ્બરમાં ગયા.

પચીશેક મીનીટ પછી તેઓ કોર્ટમાં પાછા આવ્યા અને કેદીને પિંજરામાં ઉભો કરવામાં આવ્યો. પછી જડજે જ્યુરીના સભ્યોને સંબોધીને પૂછ્યું: 'તમે શા અભિપ્રાય ઉપર આવ્યા છો? તહોમતદાર ગુન્હેગાર છે કે નિર્દોષ?'

જ્યુરીના મુખ્ય સભ્યે કહ્યું: 'અમે સર્વાનુમતે કેદીને ગુન્હેગાર ઠરાવીએ છીએ, પરંતુ સાથેસાથ તેની પ્રત્યે દયા દર્શાવવાની ભલામણ કરીએ છીએ.'

'એવી ભલામણ કરવા માટે કોઇ કારણ છે?' જડજે પૂછ્યું.

'માત્ર એક જ કારણ છે. તેનો ઇરાદો ખૂન કરવાનો હતો, એમ અમને લાગતું નથી. માત્ર ક્ષણિક આવેશમાં આવી જઇને તેણે પિસ્તોલ ફોડેલી અને તેથી તેનો ભોગ થનારનું મરણ થવા પામ્યું હતું.'

ત્યારબાદ જડજે સર મન્મથરાયની સામે જોયું અને તેને સવાલ કર્યો: 'કેદી! તને દેહાંતદંડની સજા શા માટે ફરમાવવામાં ન આવે, એ વિષયમાં તારે કાંઇ કહેવાનું છે?'

સર મન્મથરાય હતાશ બની ગયો હતો. પોતાને ફાંસીના માંચડા પર ચડવું જ પડશે, એવી તેની ખાતરી થઇ ચૂકી હતી. છતાં પણ તેણે એક પ્રયત્ન કરી જોવાનો વિચાર કર્યો અને તે બોલ્યો: 'નામદાર જડજ સાહેબ! જ્યુરીએ મારી ઉપર દયા દર્શાવવાની આપને ભલામણ કરેલી છે, અને તેના કારણમાં જે કાંઇ જણાવ્યું છે, તે તદ્દન સાચું છે. રઘુનાથનું ખૂન મારે હાથે થયું છે, તેની હું હવે ના કહેતો નથી. પરંતુ તેમાં મારો કોઇ ખૂરો ઇરાદો ન હતો. હું વીણાથી છૂટો પડીને મારી ટોપી લેવાને માટે પાછો મકાનમાં ગયો, તે વખતે તેનો બાપ ત્યાં હતો, તેણે તેની છોકરી સાથે સંબંધ

રાખવા માટે મને ધમકાવવા માંડયો અને ગુસ્સાના આવેશમાં મારા હાથે એ કૃત્ય થઇ ગયું. હું ફરી ફરીથી કહું છું કે તે ઇરાદાપૂર્વકનું ખૂન ન હતું.'

પાંચેક મીનીટ પસાર થઇ ગઇ. જડજે ચૂકાદો વાંચી સંભળાવ્યો. તેમણે સર મન્મથરાયને રઘુનાથના ખૂનના આરોપસર તકસીરવાર ઠરાવ્યો, પણ દેહાંત દંડને બદલે જન્મકેદની સજા કરી. મોહનને આ ખૂનની હકીકતને છુપાવવાનો પહેલી વખતને ગુન્હો હતો, તેમ જ પાછળથી કોર્ટમાં સાચી હકીકત કહેવાની તેને સદ્બુદ્ધિ સુઝી, એ માટે તેને સજાથી મુક્ત કરવામાં આવ્યો અને આ કિસ્સામાં સૂર્યકાન્ત હરિપ્રસાદ મુનશી તદ્દન નિર્દોષ હતો, એવું તેમણે તેમના ચુકાદામાં જાહેર કર્યું.

કોર્ટ બરખાસ્ત થઇ. કેદીને પોલીસપહેરા તળે તુરંગ તરફ લઇ જવામાં આવ્યો અને જે લોકો સૂર્યકાન્તને ઓળખતા હતા, તે બધા તેની આસપાસ ટોળે વળી, તેની સાથે હસ્તધૂનન કરવા તથા તેને અભિનંદન આપવા લાગ્યા.

તેમની વચ્ચેથી છૂટો થઇને સૂર્યકાન્ત જ્યાં રાવબહાદુર મુનશીજી બેઠા હતા ત્યાં આવી તેમના ચરણમાં પડયો. તેને બે હાથ વડે પકડી, ઉભો કરી, પોતાની બાથમાં ઘાલતા મુનશીજી બોલ્યા : 'બેટા ! મેં આજસુધી તારે માટે જે ખોટો અભિપ્રાય સેવેલો એ બદલ હું તારી ક્ષમા માગું છું.'

'નહિ, બાપુજી ! એવું ન બોલો. ખરી રીતે તો મારે આપની ક્ષમા માગવી જોઇએ. જો તે વખતે હું સીધો આપની પાસે આવ્યો હોત અને મેં સાચી હકીકત કહી દીધી હોત, તો કદાચ આ સ્થિતિ મારે ભોગવવી પડી ન હોત, આપને મનદુઃખ થવાનું કારણ મળ્યું ન હોત. પરંતુ મારી નિર્બળતા અને આપના ગુસ્સાનો ભય એ

એ કારણથી હું આપની પાસે ન આવ્યો અને આટલો સમય સુધી મેં આપને તથા મારી બાને મનઃસંતાપ વેઠાવ્યો.'

'હશે, બેટા ! છેવટે પણ તું સંપૂર્ણ નિર્દોષ ઠર્યો એથી મારા મનને શાંતિ થઇ છે. તારી બાને પણ ખૂબ આનંદ થશે.'

# પ્રકરણ ૫૪મું

## અવસાનને આરે

વીરેન્દ્ર તેના ઓરડામાં બારી પાસે નાના ઢોલીયા પર બિછાવેલા ગાદલા ઉપર સૂતો હતો. ઇન્દિરા ઢોલીયાની બાજુમાં જમીન ઉપર બેઠી હતી. વીરેન્દ્ર અવસાનને આરે પહોંચી ગયો હોય, એમ લાગતું હતું. તે પોતે પણ તેનું ભાવી સમજી ગયો હતો અને એ વિષયમાં જ વિદ્યાબેન સાથે વાત કરી રહ્યો હતો. તે બોલ્યો: 'વિદ્યાબેન! હું માનું છું કે હવે વધારે સમય નહિ લાગે.'

'શેનો સમય, ભાઇ?'

'હું સ્વર્ગમાં જઇશ અને પછી બાપુજી, હેમલતા બા, લક્ષ્મીબેન વગેરેને ત્યાં મારી પાસે આવવામાં વધુ સમય નહિ લાગે.'

અને ઇન્દિરાએ એક દીર્ઘ નિઃશ્વાસ મૂકયો. તે મનોગત બોલી: 'શું મારા બાલુડા સાથે મારે હવે કશોય સંબંધ ન રહ્યો?' અને તેણે વીરેન્દ્રને કહ્યું: 'હું પણ તમારી પાસે સ્વર્ગમાં આવી પહોંચું એ તમને નથી ગમતું?'

'મને જરૂર ગમશે. ત્યાં તમારી સાથે વાતો કરવાની બહુ મજા પડશે. પણ તમને એમ લાગે છે કે સ્વર્ગમાં બધાંને આપણે ઓળખી શકીએ, અથવા તો પછી આપણાં જે સગાં હોય તેને જ ઓળખીએ?'

'વીરૂભાઇ! સ્વર્ગમાં ગયા પછી સગપણનો સંબંધ રહેતો જ નથી. પ્રભુના દરબારમાં તો સહુ સરખાં જ છે.'

વીરેન્દ્ર ખુલી બારીમાંથી દેખાતા આકાશ તરફ મીટ માંડી રહ્યો. અને પછી તે જાણે પોતાના મનની સાથે વાત કરતો હોય, તેવી રીતે પરંતુ ઉચ્ચ સ્વરે બોલ્યો: 'અહો! સ્વર્ગ પણ કેવું સુંદર હશે ને? ત્યાં સોનાના દરવાજા હશે, ચાંદીના મહેલ હશે, રત્ને જડયાં ઝરૂખા હશે અને જમીન ઉપર તો જાણે સુંવાળું મખમલ પાથર્યું

હશે. અને નંદનવન પણ કેટલું સુંદર, કેટલું મઝાનું હશે ? મઘમઘતાં પુષ્પો, મધુર રસવાળાં ફળો અને શીળી છાયા આપનારાં વૃક્ષો આપણા દિલને બાગબાગ બનાવી દેશે. અને સ્વર્ગનું સંગીત ! ત્યાંની અપ્સરાઓનું સંગીત અને નૃત્ય પણ કેટલું મઝાનું હશે ?' પછી તે પોતાની શિક્ષિકાને ઉદ્દેશીને બોલ્યો : 'વિદ્યાબેન ! મારી બા ત્યાં હશે ખરી ? હેમલતા બા નહિ હો, મારી બા !' અને તેણે 'મારી' શબ્દ ઉપર ભાર મૂકીને ઉચ્ચાર કર્યો.

'હા, તે પણ ત્યાં જ હશે.'

'હું તેને કેવી રીતે ઓળખી શકીશ ? તે ચાલી ગઇ ત્યારે તો હું નાનો હતો. એટલે હું તેને ભૂલી ગયો છું.'

ઇન્દિરા તેના કપોલપ્રદેશને વીરેન્દ્રના કપોલપ્રદેશ પાસે લઇ ગઇ અને તેના મસ્તક પર હાથ ફેરવતી આવેશપૂર્ણ સ્વરે બોલી: 'વીરૂભાઇ ! તું તેને જરૂર ઓળખી શકશે, તે તારા સામી જ તને લેવાને આવશે. કારણ કે તું ભલે નજરે જોવાથી તેને ઓળખી શકે તેમ ન હોય, તોપણ એ તને ભૂલી ગઇ નથી.'

'પણ કેમ જાણ્યું કે એ ત્યાં જ હશે ?' વીરેન્દ્રે દલીલ કરી, અને તે ધીમે ધીમે અચકાતા સ્વરે બોલ્યો: 'વિદ્યાબેન ! તમે કદાચ નહિ જાણતાં હો. મારી બા સારી ન હતી. તે મારા બાપુજીને તથા અમને એક રાત્રે છોડીને ભાગી ગઇ હતી. કદાચ ભગવાને તેના એ દોષને કારણે તેને નરકમાં મોકલી હશે તો !'

'ના ના, વીરૂભાઇ ! એમ ન બોલો.' અને એ દુર્ભાગિની અબળા ડુસકાં ભરતી બોલી : 'તમને છોડીને એ ચાલી ગઈ, ત્યારપછીનું આખું જીવન તેણે પશ્ચાત્તાપમાં તથા પ્રભુ પાસે પોતાના પાપની ક્ષમા માગવામાં જ ગાળ્યું છે.'

'એ તમે કેવી રીતે જાણ્યું ?'

'બેટા, હું તેને ઓળખું છું.'

વીરેન્દ્ર એકાદ બે પળ વિચારગ્રસ્ત બની ગયો અને પછી બોલ્યો: 'મારી બાએ પોતાની જાતે એ તમને કહ્યું હોય તો જ તમે જાણી

શકો. ત્યારે શું તમે તેને જોઇ હતી? તમે અહીં આવ્યાં તે અગાઉ તમે તેને મળ્યાં હતાં.'

'હા, હું તેને મળી હતી.'

'ત્યારે એ વાત તમે અમને કોઇ દિવસ કેમ ન કહી? તેણે તમને શું કહ્યું હતું? તે કોના જેવી હતી?'

ઇન્દિરાનું હૃદય ભરાઇ આવ્યું હતું, છતાં પણ તે મન ઉપર કાબૂ રાખીને બોલી: 'તમારી બા કહેતી હતી કે આ જગતમાં તો તે તેનાં બાળકોનો વિયોગ વેઠી રહી છે, પરંતુ તેને આશા છે કે સ્વર્ગમાં પોતે જરૂર તેમને મળશે. વીરૂભાઇ! આ જગતનાં દુઃખો, અસંતોષ અને જગત ઉપરનાં પાપો સ્વર્ગમાં જતાં પહેલાં વૈતરણી નદીમાં ધોવાઇ જાય છે અને પોતાના પાપનો પશ્ચાત્તાપ કરનાર માનવી સ્વર્ગમાં જઇને સાચો સંતોષ અને સંપૂર્ણ શાંતિ પ્રાપ્ત કરી શકે છે.'

'એનો ચહેરો કોના જેવો હતો?'

'તારા જેવો, ખાસ કરીને લક્ષ્મીબેન જેવો.'

એ જ પળે વીરેન્દ્રને છાતીમાં દુઃખતું હોય, એવી રીતે છાતીને દબાવતો અને ઉઠવાનો પ્રયત્ન કરતો, તે બોલ્યો: 'વિદ્યાબેન! મને બહુ દુઃખે છે. હું પડી જઇશ, મને પકડી રાખો!'

કોઇ કોઇ વાર તેને આવું જઇ જતું. અને તે અર્ધ બેભાન જેવો બની જતો. એટલે વિદ્યાગૌરીએ એકદમ બૂમ મારી: 'વીજળી!' વીજળીબેન! અહીં આવો.'

વીજળી બીજા ખંડમાં જ હતી. તે દોડતી તેમની પાસે આવી અને બોલી: 'શું થયું છે? વીરૂભાઇ બેભાન બની ગયા છે?'

'હા, અહીં આવો. તેને બેઠો કરવામાં મને મદદ કરો.'

વીરેન્દ્ર બેભાન નહોતો બન્યો, પરંતુ તે અત્યારે ખૂબ ધ્રૂજતો હતો અને 'મને પકડી રાખો, નહિતર હું પડી જઇશ!' એમ બોલ્યા કરતો હતો.

'વીરૂભાઇ! તમે નહિ પડી જાઓ. અમે તમારી પાસે જ બેઠાં છીએ.' વિદ્યાગૌરીએ કહ્યું.

તો પણ તે વિદ્યાગૌરીને બાઝી પડયો અને બોલ્યો: 'નહિ, હું પડી જઈશ, મને પકડી રાખો!'

વિદ્યાગૌરીએ તેને છાતી સરસો દબાવ્યો. તેનો દુઃખાવો સહેજ શાંત પડયો, એટલે તેને પાછો સુવાડી દીધો. તેના શરીર પર ખૂબ પરસેવો વળી ગયો હતો. વિદ્યાગૌરીએ ટુવાલ વડે પરસેવો લૂછી નાંખ્યો, અને પછી વીરેન્દ્ર બારી તરફ પડખું ફેરવી આંખો મીંચી ગયો.

હમણાં કપિલરાયને રોજ અમદાવાદ જવું પડતું હતું. પરંતુ ત્રણેક દિવસ થયા વીરેન્દ્રની તબીયત વધારે નરમ હોઇ, તેણે અમદાવાદના પોતાના એક–બે કેસ તેના એક વકીલ મિત્રને સોંપ્યા હતા. અને ગઇ કાલે તથા આજે તે અમદાવાદ ગયો ન હતો. જો કે અહીં મોહનપુરમાં પણ કામ પુષ્કળ રહેતું હોઇ, આજે સાંજે સાત વાગ્યા પછી તે ઘેર આવ્યો અને તુરત વીરેન્દ્રવાળા ઓરડામાં ગયો.

'કેમ છે, વીરૂભાઇ!'

'બાપુજી! તમે આવ્યા?'

કપિલરાય તેની પાસે બેઠો. વીરેન્દ્ર તો એટલું બોલીને પુનઃ આંખો મીંચી ગયો. વીજળી ચાલી ગઇ હતી. વિદ્યાગૌરી એકલી જ હતી. તેને કપિલરાયે પૂછ્યું: 'આજે કેમ રહ્યું છે?'

'સાંજ પછી તબિયત વધારે બગડી છે.'

કપિલરાયે પૂછ્યું: 'તેના ચહેરાના દેખાવમાં ફેર પડી ગયો છે એમ તમને લાગે છે ખરૂં?'

'હા, સાહેબ! થોડી વાર પહેલાં તેની છાતીમાં દુઃખાવો ઉપડેલો. ત્યારપછી તેનો ચહેરો ફરી ગયો છે. મને એમ લાગે છે કે હવે તે વધુમાં વધુ ચોવીસ કલાકનો મહેમાન છે.'

કપિલરાયે ગજવામાંથી રૂમાલ કાઢયો અને આંખો પર દબાવતો તે બોલ્યો: 'વિદ્યાબેન! મારાથી આ સ્થિતિ જોઇ નથી શકાતી.'

વિદ્યાગૌરી બનેલી ઇંદિરાનું હૃદય પણ ભરાઇ આવ્યું હતું, છતાં તે મનને મક્કમ બનાવવાનો યત્ન કરતી બોલી: 'સાહેબ! બધાંને એક વાર જવું તો છે જ, અને આ નિષ્ઠુર તથા સંકટોથી ભરેલી દુનિયાનો ત્યાગ કરીને, જેટલું વહેલું જવાય તેટલું વધારે સારૂં. મને પણ કોઇ કોઇ વાર એમ થાય છે કે હું પણ આ દુનિયાને બદલે પ્રભુના દરબારમાં હોત તો કેવું સારૂં ?'

સુનંદા આવી. તેણે કહ્યું : 'સાહેબ ! થાળી પીરસી છે, જમવાને ચાલો.' કપિલરાય વાળુ કરવાને માટે ગયો. તેની ભૂખ મરી ગઇ હતી. માત્ર વાળુ કરવું જોઇએ એટલા ખાતર જ બે-ચાર ગ્રાસ લઇને ઉઠી ગયો. પુનઃ તે વીરેન્દ્રના ઓરડામાં આવ્યો અત્યારે અંધારૂં થઇ ગયું હતું. એક બાજુએ ઝાંખો કરેલો દીવો જલતો હતો. તે દીવો લઇ વાટ ઉંચી કરી, વીરેન્દ્રના ચહેરા પર પ્રકાશ ફેંક્યો.

'નહિ, બાપુજી ! મારી સામે દીવો ન લાવશો. મને અંધારૂં ગમે છે.'

કપિલરાયે તુરત જ દીવાને ધીમો કરીને એક બાજુએ મૂકી દીધો. વીરેન્દ્રના ચહેરા સામે જોતાં લાગતું હતું કે તેની પર મૃત્યુનો ઓળો પથરાઇ રહ્યો છે.

લક્ષ્મી તથા અનિલ મોટીબેનને ત્યાં ગએલાં, ત્યાંથી તેઓ હમણાં જ આવીને આ ઓરડામાં આવ્યાં હતાં. તે બેઉ વીરેન્દ્રના ઢોલીયા પાસે ઉભાં રહ્યાં. વીરેન્દ્ર બોલ્યો : 'લક્ષ્મીબેન ! હું પ્રવાસે જાઉં છું. તને મારાં છેલ્લાં વંદન !' તેણે બે હાથ જોડયા.

લક્ષ્મી બોલી : 'ના, ભાઇ ! તારી તબિયત નરમ છે. અત્યારે બહારગામ ન જવાય.'

'હું જવાનો જ છું. હવે હું અહીં નથી રહેવાનો. અનિલ ક્યાં છે ?'

અનિલ તેની સામે જોઇને ઉભો રહ્યો : 'અનિલભાઇ ! તને પણ મારાં વંદન છે. હુ દૂર દૂર, ઘણે દૂર જવાનો છું. તેં પેલી

પરીઓની વાર્તા તો સાંભળી છે ને ? એ પરીઓ જે સ્વર્ગમાં રહે છે, ત્યાં હું જવાનો છું.' તેણે અનિલના બે હાથ પકડયા અને તે સ્મિત કરતો બોલ્યો : ' રામરામ, ભાઇ ! રામરામ ! '

લક્ષ્મી તેના કથનનો અર્થ સમજી ગઇ. તે રડવા લાગી. અનિલ પણ તેને જોઇને વગરસમજ્યે રડવા લાગ્યો. એ સાંભળી વીજળી ત્યાં દોડી આવી. કપિલરાયે બેઉ બાળકોને વીજળી સાથે બહાર મોકલી આપ્યાં.

વિદ્યાગૌરી વીરેન્દ્રના ઢોલીયા પાસે બેઠી હતી. આ દશ્ય તેના મનને મુંઝવનારૂં, હૃદયને અકળાવનારૂં હતું. તેનાથી હવે સહન થઇ શકતું ન હતું. તેનો પતિ તેની સામે ઉભો હતો. પરંતુ હવે એ પતિની પાસેથી આશ્વાસનનો એક શબ્દ પણ પ્રાપ્ત કરવાનો તેનો અધિકાર રહ્યો ન હતો.

કપિલરાયના હૃદયની સ્થિતિ પણ તેના જેવી જ હતી. તેનાં નેત્રો અશ્રુજળથી ભરાઇ આવ્યાં હતાં. વિદ્યાગૌરીનો વીરેન્દ્ર માટેનો અતૂલ પ્રેમ તે જોઇ શકતો હતો, અને આવી માયાળુ શિક્ષિકા પોતાનાં બાળકોને મળવાથી તેના મનને એક પ્રકારનો સંતોષ અને શાંતિ હતાં. તેને કયાં ખબર હતી કે આ સામાન્ય શિક્ષિકા ન હતી, પરંતુ તેની એક વખતની પત્ની અને તેનાં બાળકોની માતા હતી.

વીરેન્દ્રે કપિલરાયની સામે જોયું. તે બોલ્યો : ' બાપુજી ! તમે શા માટે રડો છો ? જુઓ હું જરીકે ડરતો નથી. મને સ્વર્ગમાં લઇ જવાને માટે ભગવાન તેમનું વિમાન મોકલવાના છે. '

' હા ભાઇ ! તારે માટે વિમાન આવશે. તું ભગવાનની પાસે જઇશ અને થોડાં વરસો પછી અમે બધાં પણ તારી પાસે આવીશું. '

' હા હા, તમે આવવાના જ છો. વિદ્યાબેનને પણ હું એ જ કહેતો હતો, અને સ્વર્ગમાં જઇને મારી બાને પણ કહીશ કે બાપુજી, લક્ષ્મી, અનિલ, નવી બા એ બધાંય અહીં આવવાનાં છે. બાપુજી ! મારી બા ત્યાં વૈતરણી નદી પર મારી રાહ જોઇ રહી હશે, ખરૂં કે નહિ ? '

કપિલરાયે કશો જવાબ ન આપ્યો, દીર્ઘ નિઃશ્વાસ મૂક્યો અને તેના મસ્તકને પોતાના ખોળાં મૂક્યું. થોડી વારે વીરેન્દ્ર આંખો મીંચી ગયો. એટલે તેના મસ્તકને ઓશીકા પર મૂકીને કપિલરાય ઉભો થયો. તેણે માન્યું કે વીરેન્દ્ર સૂઇ ગયો છે. એટલે તે તેની તરફ એક નજર ફેંકીને બહાર ચાલ્યો ગયો.

થોડી વાર સુધી વીરેન્દ્ર જેની તે સ્થિતિમાં પડયો રહ્યો. ત્યારબાદ એકાએક આંખો ઉઘાડીને ઉઠવાનો પ્રયત્ન કરતો તે બોલ્યોઃ 'બાપુજી! બાપુજી! હું જાઉં છું, હવે હું અહીં નથી રહેવાનો.'

અને જમીન પર બેઠેલી ઈંદિરા સહેજ ઉંચી થઇ વીરેન્દ્રની સામે જોતી બોલીઃ 'વીરૂભાઈ! હવે તમે જવાના જ છો, તે સમયે એમ સમજી લ્યો કે હું જ તમારી બા છું.'

'ના ના, મારી બા તો નીચે છે. મારા બાપુજી તેને બોલાવવાને માટે ગયા છે.'

'તે નહિ. હું...હું...' પરંતુ ઈંદિરા આગળ બોલી શકી નહિ. પોતાનો પુત્ર અવસાનને આરે હોવા છતાં તેને પોતાની સાચી ઓળખ આપવાની હિમ્મત તે કરી શકી નહિ.

વીરેન્દ્ર શાંત બની ગયો. ઈંદિરા મનમાં ને મનમાં વીરેન્દ્રને પરમ શાંતિ આપવા માટે પ્રભુને પ્રાર્થના કરવા લાગી. અત્યારે તેણે તેનાં ચશ્માં બાજુએ મૂક્યાં હતાં. લગભગ એકાદ કલાક પસાર થઇ ગયો. વીરેન્દ્ર શાંત પડયો રહ્યો હતો. ખાલી બંધ કરેલું બારણું ઉઘડયું અને જમના અંદર આવી. તેને જોઇને ઈંદિરા ઉભી થઇ ગઇ. તેણે ચશ્માં પહેરી લીધાં. જમનાએ પૂછયુંઃ 'વીરૂભાઇને કેમ છે?' અને તેણે વીરેન્દ્રના વદન તરફ દૃષ્ટિ ફેંકીઃ 'અરે! આ તો—'

ઈંદિરા પણ જમનાની પાસે જઇ વીરેન્દ્રની સામે જોઇ રહી. વીરેન્દ્રની આંખો ખૂલી ગઇ હતી, મુખ પણ સહેજ ઉઘાડું હતું. તેણે તેની છાતી પર હાથ મૂકયો. હૃદય ધબકતું બંધ પડી ગયું હતું. તેનો અમર આત્મા આ શાશ્વત જગતનો ત્યાગ કરી પ્રભુના દરબારમાં પહોંચી ગયો હતો.

ઇંદિરા હવે તેના મન ઉપરનો કાબુ ગુમાવી બેઠી. ધ્રુસ્કે ને ધ્રુસ્કે રડવા લાગી. તેના વહાલા બાળકના મૃત દેહ ઉપર નીચી નમીને તેને ચુંબન કરવા લાગી.

જમના ગભરાઇ ગઇ અને પોતાના પૂરા બળથી ઇંદિરાને પકડી તેને બાજુમાં પડેલી ખુરસી પર બેસારતી બોલી: 'ન રડો ! ન રડો ! બાઇસાહેબ ! ઇંદિરાબેન ! ન રડો !'

એ શબ્દો ઇંદિરાએ સાંભળ્યા અને તે વિલક્ષણ દૃષ્ટિથી જમનાની સામે તાકી રહી. જમના પુનઃ બોલી: 'તમે શાંત થાઓ. હમણાં જ કપિલભાઇ હેમલતાને લઇ અહીં આવશે. જરીક વિચાર કરો. એ વખતે જો તમે ઓળખાઇ—'

'પણ તું મને કેવી રીતે ઓળખી ગઇ?' આંખો લૂછતી ઇંદિરા બોલી.

'બાઇસાહેબ! જે રાત્રે વીજળીએ આગ લાગ્યાની બૂમ પાડી હતી તે તમને યાદ છે ને ? તમારી પાસેથી અનિલભાઇને લેવા માટે હું આવી એ વખતે મેં તમને ચશ્માં વગર જોયાં. મેં તો એમ જ માનેલું કે ઇંદિરાબેનનું ભૂત આવ્યું છે ! મારી સામે વિદ્યાબેન ઉભેલાં છે, એ તો હું વિસરી જ ગઇ. પરંતુ તુરત જ મારી ભૂલ મને સમજાઇ, અને હું જાણી ગઇ કે આ વિદ્યાબેન નહિ પણ બાઇસાહેબ પોતે જ વિદ્યાબેનના સ્વરૂપમાં અહીં આવ્યાં છે! હવે તો તમે સમજ્યાં ને ? વારૂ, પણ તમે આ ઓરડામાં રોકાઓ એ મને ઠીક નથી લાગતું. તમારા ઓરડામાં ચાલો. કપિલભાઇ હમણાં જ અહીં આવી પહોંચશે.'

જમના તેને તેના ઓરડામાં મૂકીને આ ખંડમાં આવી અને તે જ વખતે કપિલરાય તથા હેમલતા પણ વીરેન્દ્રને અત્યારે કેમ છે તે જાણવાને માટે આવી પહોંચ્યાં.

'જમના ! વીરૂભાઇને કેમ છે ?' કપિલરાયે ઓરડામાં પ્રવેશ કરતાં પ્રશ્ન કર્યો.

'સાહેબ ! કપિલભાઇ !' તે બોલી : 'ગભરાશો નહિ, હિમ્મત રાખજો. વીરૂભાઇ–વીરૂભાઇ–'

'શું ! વીરૂભાઇનો ખેલ ખલાસ થઇ ગયો ?'

'હા, સાહેબ ! આપણને મૂકીને તે ચાલ્યા ગયા.'

અને કપિલરાય દોડતો ઢોલીયા પાસે ગયો. ઢોલીયા પર બેસી વીરેન્દ્રની સામે જોતો તે બોલ્યો : 'વીરૂ ! વહાલા વીરૂ ! તું અમને છોડીને ચાલ્યો ગયો ! હે પ્રભુ ! મારા વીરેન્દ્રનું રક્ષણ કરજે, તેને શાંતિ આપજે.'

હેમલતા પણ તેની બાજુમાં ઉભીને ડુસકાં ભરતી હતી. કપિલરાય રૂમાલવડે આંખોને દબાવી રહ્યો હતો.

## પ્રકરણ ૫૫મું

## વિદ્યાગૌરી નોટીસ આપે છે

હમણાં કેટલોક સમય થયા વિદ્યાગૌરીનું શરીર નબળું પડતું જતું હતું. એમ છતાં પણ તે વીરેન્દ્રની સારવારમાં અહર્નિશ ખડી રહેતી હતી. તેને રાત્રે ઉજાગરા પણ થતા. એક તરફથી વીરેન્દ્ર માટેની ચિંતા અને બીજી તરફથી તેને પડતી શારીરિક તકલીફ–એ બંનેની અસર તેના મન અને તન ઉપર થવા પામી અને દિન પ્રતિદિન તેનું શરીર વધુ ને વધુ નબળું પડતું ગયું.

તેનાં મનમાં એક બીજી પણ શંકા ઉદ્ભવી હતી. તેની બાલ્યાવસ્થામાં જ તેની માતા મરણ પામી હતી. પાછળથી તેના જાણવામાં આવેલું કે તેને ક્ષય થયો હતો અને તે ઘોડાવેગે થોડા સમયમાં જ તેના પ્રાણને લઇ ગયો હતો. માતાનો વારસો પોતાને પણ મળ્યો હોય એવી શંકા તેના દિલમાં ઉદ્ભવી હતી. આવી સ્થિતિમાં તેનો અંત ક્યારે આવી જશે એ નક્કી ન હતું.

વીરેન્દ્ર તો વિદાય થઇ ગયો. ગઈ કાલે તેના આત્માવિહોણા દેહને સ્મશાનમાં લઇ જઇ અગ્નિસંસ્કાર કરી દેવામાં આવ્યો. ગઈ કાલે

તેણે આખી રાત્રિ નિદ્રાવિહોણી અને રડવામાં જ ગાળી હતી. આજે સવારથી જ તેના દિલને થતું હતું કે 'હવે હું લાંબો સમય નહિ કાઢું' અને તેથી તેણે વિનાવિલંબે અહીંથી ચાલ્યા જવાનો વિચાર કર્યો. કારણ કે આ સ્થળે પોતાનું મૃત્યુ થાય તો પોતે ઇન્દિરા હતી, એવું આ લોકોના જાણવામાં આવે, એ તેને બિલકુલ રૂચતું ન હતું.

જમનાને પોતાનો વિચાર જણાવતાં તેણે પણ એ જ સલાહ આપી હતી. કારણ કે જમના તેને ઓળખી ગઇ હતી. તે થોડા સમયને માટે તો મૌન ધારણ કરી શકે, પરંતુ એ વિષયમાં સદાને માટે મૌન ધારણ કરવું તેને માટે શક્ય ન હતું.

બધી બાબતનો વિચાર કરી ઇન્દિરાએ અહીંથી વિદાય થવાનું નક્કી કર્યું અને તે હેમલતાની પાસે ગઇ.

'આવો વિદ્યાબેન ! તબિયત તો સારી છે ને ?'

'સાધારણ રીતે ઠીક છે. પરંતુ હવે હું આપને ત્યાંથી છૂટી થવા માગું છું.'

'શા માટે ?'

'કારણ કે મારૂં શરીર કમતાકાત બનતું જાય છે. અને હવે હું અગાઉની માફક મારી ફરજ બજાવી શકું, એમ મને લાગતું નથી.'

'એ માટે છૂટાં થવાની જરૂર નથી. તમે થોડા દિવસ આરામ લ્યો. હું જાણું છું કે વીરેન્દ્રની સારવારમાં તમને પુષ્કળ શ્રમ પડયો છે. હું સુવાવડમાં હતી તે દરમ્યાન તમે દિવસ ને રાત તેની પાસે બેસી રહેતાં તે હું જાણું છું. એ રીતે અમારે માટે ઉઠાવેલા શ્રમની અસર તમારા શરીર પર થઇ અને તમે નબળાં પડયાં, ત્યારે અમારી ફરજ છે કે તમે પૂરતો આરામ મેળવો અને અગાઉના જેવી શક્તિ પ્રાપ્ત કરો, તે માટે અમારે તમને દરેક સગવડ કરી આપવી જોઇએ.'

'હેમલતાબેન ! આપની માયાળુ લાગણી માટે હું આભાર માનું છું. પરંતુ લાચાર છું કે હવે અહીં રહેવાની મારી ઇચ્છા નથી. એટલે મને આપ મુક્ત કરો એવી મારી પ્રાર્થના છે.'

'જો તમારે જવું જ હોય તો હું તમને રોકી શકતી નથી. પણ ડૉક્ટર નાણાવટીની સલાહ છે કે મારે થોડા દિવસને માટે વઢવાણ કેમ્પ અથવા જોરાવરનગર જેવા સુક્કી હવાવાળા સ્થળે જઇને રહેવું. હું ત્યાં એકલી જ જવાની છું. એઓ મારી સાથે આવી શકે તેમ નથી, એટલે હું વીશ દિવસ કરતાં વધારે ત્યાં રહેવાની નથી. તે દરમ્યાન તમે અહીં રહો. મારા આવ્યા બાદ તમે જજો. અને અહીં પણ તમારે કશી તકલીફ લેવાની નથી. લક્ષ્મી નિશાળે તો જાય છે, અને તેના સંગીતના શિક્ષણને માટે વસંતરામ આવશે એટલે અહીં રહીને પણ તમારે તો પૂરતો આરામ લેવાનો છે.'

'બહુ સારૂ, આપની એવી ઇચ્છા છે તો હું આપના આવ્યા પછી જઇશ. પણ આપ અહીંથી ક્યારે જવાનાં છો ?'

'કાલે અથવા પરમ દિવસે.'

'વારૂ, હું રજા લઇશ.' ઇન્દિરા તેના ખંડમાં ગઇ. હજી પણ અવારનવાર વીરેન્દ્ર યાદ આવતાં તેનું હૃદય ભરાઇ આવતું હતું. દુઃખ માત્ર એટલું હતું કે એક માતા પોતાના પુત્રના મૃત્યુનો શોક જે રીતે પ્રદર્શિત કરી શકે, એમ તેનાથી બની શકે તેમ ન હતું. કારણ કે તે અહીં છદ્મવેશમાં રહેતી હતી, એટલે એકાંત મેળવી કોઇના સાંભળવામાં ન આવે, એવી રીતે તે રડતી, ડુસકાં ભરતી અને હૃદયને ખાલી કરતી.

સાંજે ઓફીસમાંથી આવ્યા બાદ કપિલરાય તેની પાસે આવ્યો અને બોલ્યો: 'વિદ્યાબેન ! હેમલતા મને કહેતી હતી કે તમે નોકરી-માંથી છૂટાં થવા માગો છો.'

'હા જી. મેં આજે જ તેમને વિનતિ કરી હતી.'

'પરંતુ તમારી અત્યારની નબળી સ્થિતિમાં તમે અમારે ત્યાંથી છૂટાં થઇને જાઓ, એમ હું નથી ઇચ્છતો. મારી શંકા કદાચ ખોટી હોય, છતાં તમારા શરીરના દેખાવ પરથી મને લાગે છે કે કદાચ તમને ક્ષયરોગ લાગૂ પડયો હશે. કેમકે તમે શરૂઆતથી જ વીરેન્દ્રની

સારવાર કરી છે અને તેની સાથે વધારે સંપર્કમાં રહ્યાં છો. ક્ષય-રોગીની સારવાર કરનારને પણ એ રોગ લાગૂ પડયાના દાખલા મારા જાણવામાં આવ્યા છે. એટલે મને ભય છે કે કદાચ તેનો ચેપ–'

'ના ના, વીરૂભાઈનો ચેપ મને શાનો લાગે? ખરી રીતે તો તેને—' ઇન્દિરા આગળ બોલતી અટકી ગઈ. તે એમ કહેવા માગતી હતી કે 'તેને મારા શરીરમાં રહેલા ક્ષયના જંતુઓનો વારસો મળ્યો હશે.' પરંતુ એ શબ્દો તે કેવી રીતે ઉચ્ચારી શકે?

કપિલરાયે કહ્યું: 'મને લાગે છે કે તમે ડોકટર નાણાવટીને તમારી તબીયત બતાવો. જરૂર હોય તો ડોકટર મનહરરાયને પણ અમદાવાદથી બોલાવું.'

'ના ના. તેમને બોલાવવાની જરૂર નથી. કાલે સવારે હુ ડોકટર નાણાવટીની પાસે જઈશ.'

'એમ શા માટે? તેમને આપણે અહીં જ બોલાવીશું. તમે વીરેન્દ્રને માટે કાંઈ ઓછું નથી કર્યું. વિદ્યાબેન! તમારો એ આભાર હું કદી પણ ભૂલીશ નહિ.' અને તે ઉભો થયો–બહાર ચાલ્યો ગયો.

ઈંદિરા તેની પાછળ જોઈ રહી. તે મનોગત બોલી: 'આભાર! વીરેન્દ્રની મેં સારવાર કરી એ મારો કપિલરાય ઉપર આભાર! હાસ્તો. એક માતા તરીકે પુત્રની સારવાર કરવાનો અધિકાર મેં ગુમાવ્યો છે, અને એક શિક્ષિકાની એ ફરજ ન હોવા છતાં પણ તે પોતાના શેઠના પુત્રની સારવાર કરે, ત્યારે શેઠ તેને ત્યાં નોકરી કરતી શિક્ષિકાનો આભાર માને તેમાં આશ્ચર્ય પણ શું? દુર્ભાગી ઈંદિરા! આવા સરલ હૃદયના સ્વામીને ગુમાવી તેં તારા જીવનનો સર્વનાશ કર્યો છે. હે પ્રભુ! હું તને પ્રાર્થના કરૂં છું કે તું મને હવે જલ્દી અહીંથી બોલાવી લે, હવે મારાથી સહન નથી થતું.' એમ કહી તે બિછાનામાં પડીને રડુંદત રડુંદત રડવા લાગી.

# પ્રકરણ ૫૬મું

## વીણાનો પેંતરો

જુગલકિશોરનું મકાન અદ્યતન બની ગયું હતું. હમણાં હમણાં તો તે એકાંતરે કપડાં બદલતો હતો. છતાં પણ તેનો ધંધો એવો હતો કે તેનાં કપડાંને ઘી–તેલના ડાઘ પડી ગયા સિવાય રહેતા નહિ. અત્યારે તે દુકાન પર બેઠો હતો અને ચોપડામાં નામું લખતો હતો. દુકાન ઉપર કોઇ ગ્રાહક ન હતું. એ વખતે તેણે વીણાને રસ્તા પર પસાર થતી જોઇ. તે દુકાનથી સહેજ દૂર સામી બાજુના ફૂટપાથ નજીક ચાલતી હતી.

'વીણા ! એ વીણા !' તેણે બૂમો મારી. વીણાએ તેની તરફ ધ્યાન ન આપ્યું. તે સમજ્યો કે તેણે સાંભળ્યું નહિ હોય. એટલે તે ઉભો થઇ દુકાન પરથી નીચે ઉતર્યો, દોડતો વીણાની પાસે જઇને બોલ્યો : 'ચાલ, તારે માટે ભરજરીનું સરસ મજાનું પોલકું લાવ્યો છું, એ હું તને બતાવું '

'જુગલકિશોર ! તમે આવી રીતે રસ્તા પર દોડતા મારી પાછળ આવી મને ઉભી રાખો અને મારી સાથે વાતો કરો, એ મને નથી ગમતું.'

'એમાં શો વાંધો છે ? હવે થોડા દિવસમાં જ આપણાં લગ્ન થવાના છે, આખું ગામ તે જાણે છે. તો પછી આપણે કોઇની શરમ શા માટે રાખવી જોઈએ ?'

'કોણે કહ્યું કે આપણાં લગ્ન થવાનાં છે ?' વીણા બોલી.

'કેમ વળી ! આપણે જ નક્કી કરીને મુહૂર્ત જોવરાવ્યું હતું ને ?'

'રાઇના પાડ તો રાતે ગયા. તમારી સાથે મારો લગ્ન કરવાનો વિચાર નથી. હું તમને પત્ર લખીને એ જણાવવાની હતી. પણ સારૂં થયું કે અત્યારે આપણે રૂબરૂમાં જ મળ્યાં અને મેં એ સ્પષ્ટ કરી નાખ્યું.' એમ કહી તે ઉતાવળી ચાલતી થઇ ગઇ. જુગલકિશોર રસ્તાની વચ્ચે

આંખો વિકાસી તેની પાછળ જોઇ રહ્યો. તે મનોગત બોલ્યો : 'શું ત્યારે આટલું આટલું મેં તેને માટે ખરચ કર્યું એ બધું પાણીમાં જ ગયું ?'

જુગલકિશોર પચાશ કરતા વધારે વરસનો હતો, એમ વીણા જાણતી હતી. તેના દિલમાં જુગલકિશોરને માટે પ્રેમોદ્ભવ થવાનો તો સંભવ જ નહોતો, પરંતુ મોહનપુરનાં લોકો તેની તરફ ઘૃણાની નજરથી જોતાં હોઇ, મોહનપુરનો જ વતની અને એક પ્રતિષ્ઠિત વ્યાપારી પોતાની સાથે લગ્ન કરવાને માટે તૈયાર છે એવું અન્ય માણસોને દર્શાવવાને માટે વીણાએ જુગલકિશોરનું આકર્ષણ કર્યું હતું. તે તેની સાથે લગ્ન કરવાને તૈયાર થઇ હતી. પરંતુ સૂર્યકાન્ત નિર્દોષ ઠરી મોહનપુરમાં આવ્યો ત્યારબાદ તેના વિચારે પલટો ખાધો.

એક વાર સૂર્યકાન્તનો તેની ઉપર પ્રેમ હતો. અત્યારે પણ સૂર્યકાન્તને તે પોતાનો પ્રેમિક બનાવી શકશે અને તેની સાથે લગ્ન કરી શકશે એવી આશા વીણાના દિલમાં ઉદ્ભવી હતી. સૂર્યકાન્ત યુવાન હતો, જુગલકિશોર વૃદ્ધ હતો. એટલું જ માત્ર નહિ, પરંતુ સૂર્યકાન્ત રાવબહાદુર હરિપ્રસાદ મુનશીજી જેવા પ્રતિષ્ઠિત અને શ્રીમંત ગૃહસ્થનો પુત્ર હતો અને જુગલકિશોર તો ઘી–તેલનો વેચનાર સાધારણ વ્યાપારી ! સૂર્યકાન્તને મેળવવાની આશા ધરાવતી વીણા શું જુગલકિશોરની સાથે લગ્ન કરવાને તૈયાર થાય ખરી ?

તે એક વાર સૂર્યકાન્તને મળવા ચાહતી હતી. બીજે દિવસે જ એ તક તેને મળી ગઇ. આજે હેમલતા જોરાવરનગર જવાની હતી. તેને મળવાને માટે સૂર્યકાન્ત ઇન્દિરાભવન તરફ જતો હતો. રસ્તામાં વીણા તેને મળી ગઇ. તે બોલી : 'સૂર્યકાન્ત ! જરીક ઉભા તો રહો. તમે બહુ ભારેખમ બન્યા લાગો છો. ઘરમાંથી બહાર પણ નથી નિકળતા ! કોઇ કોઇ વાર તો જૂના મિત્રોને ત્યાં જવું જોઇએ ને ?'

'હમણાં મારા બાપુજીની તબિયત નરમ રહે છે, એટલે હું બહાર નિકળી શકતો નથી.' એમ કહીને સૂર્યકાન્ત જવા લાગ્યો.

વીણા બોલી : ' બે મીનીટ તો ઉભા રહો. આપણે સુખદુ:ખની વાતો કરીએ. '

સૂર્યકાન્તે કહ્યું : ' વીણા ! સુખદુ:ખની વાતો કરવાનો સમય ચાલ્યો ગયો. '

' ચાલ્યો નથી ગયો, હજી તો હવે આવવાનો છે. ' વીણાએ કહ્યું: ' સૂર્યકાન્ત ! તમે નિર્દોષ ઠર્યા એ જાણીને મને ઘણો આનંદ થયો છે. પેલા બદમાશ અને ખૂની મન્મથરાયને બરાબર સજા થઇ છે. એણે મને મીઠી મીઠી વાતો કરીને કેવી ભરમાવી હતી ? પાછળથી મને વિચાર થતો હતો કે ક્યાં રાજા ભોજ ને ક્યાં ગાંગો તેલી ! ક્યાં તમારા જેવો સાચો પ્રેમી અને ક્યાં એ વિષયવાસનાનો કીડો ! '

' વીણા ! એ ભૂતકાળને હવે આપણે સદાને માટે ભૂલી જઇએ, તેમાં જ આપણું બેઉનું હિત છે. '

વીણાએ કહ્યું : ' હા, હું પણ ભૂતકાળને ભૂલી જઇ તમારો અને મારો વર્તમાનકાળ તથા ભવિષ્યકાળ સંપૂર્ણ સુખી બને એમ ઇચ્છું છું. તમે સમજ્યા ને ? ' એમ કહેતાં તેણે તેનાં અણીઆળાં નેત્રો મીચકાવ્યાં.

સૂર્યકાન્ત કાંઇ મૂર્ખ ન હતો. વીણાના હૃદયનો ભાવ તે સમજી ગયો અને મક્કમ સ્વરે બોલ્યો: ' વીણા ! એક વાર મારો તારી ઉપર પ્રેમ હતો. જો તું મને વફાદાર રહી હોત તો આપણે લગ્નગ્રંથીથી જોડાયાં હોત. હવે એ આશા રાખવી નકામી છે. '

' નકામી શા માટે ? હું આટલાં વરસો સુધી કુંવારી રહી છું, એ જ તમારા તરફની મારી વફાદારીનો પૂરાવો છે. '

સૂર્યકાન્તે કહ્યું: ' હું તારી સાથે દલીલ કરવા નથી ઇચ્છતો. પરંતુ હું તને સ્પષ્ટ શબ્દોમાં જણાવી દઉં છું કે હવે મારા દિલમાં તારે માટે પ્રેમ તો શું, પરંતુ સદ્‌ભાવ પણ નથી રહ્યો. એટલે હવે તો આપણે એકબીજાને ઓળખતાં પણ નથી એવું વર્તન રાખીએ

તે જ આપણા બેઉને માટે ઇષ્ટ છે.' એટલું કહી તેના જવાબની પણ દરકાર કર્યા વગર તે ઉતાવળે પગલે ચાલતો થઇ ગયો.

વીણાએ આવી કલ્પના કરી ન હતી. તેને સૂર્યકાન્ત ઉપર ગુસ્સો ચડયો. પરંતુ એ ગુસ્સાનો કશો અર્થ ન હતો. હવે શું કરવું? એકાએક તેને સ્ફુરણ થયું: 'એ બરાબર છે. જુગલકિશોર જેવો સાચો પ્રેમી મને બીજો કોઇ પણ મળવાનો નથી.' અને તે તુરત જ જુગલકિશોરની દુકાને ગઇ.

જુગલકિશોરના વદન ઉપર ભારે નિરાશા છવાઇ રહી હતી. એક તો વીણા હાથમાંથી ગઇ અને તેને માટે ખર્ચેલા પૈસા પણ ગયા. એ વિચાર તેનું કલેજું કોતરી ખાતો હતો. વીણાને પોતાની પાસે આવેલી જોઇને તેને આશ્ચર્ય થયું.

વીણા બોલી: 'જુગલકિશોર! કાલે મેં તમારી કેવી મશ્કરી કરી હતી ને?'

'શું તેં મારી મશ્કરી કરી હતી! સાચું કહે છે?'

'મશ્કરી નહિ ત્યારે બીજું શું? તમેજ વિચાર કરો ને! આટલે સુધી આપણે નક્કી કર્યા પછી અને આપણું લગ્ન થવાનું છે, એવી વાત આખા ગામે જાણ્યા પછી હું ફરી જાઉં ખરી?'

'હાશ! હવે મારા મનને શાંતિ થઇ.' તે બોલ્યો: 'ત્યારે હવે ચોક્કસ છે ને? હું જાન લઇને તારે ત્યાં આવું એ વખતે તો તું મારી મશ્કરી નહિ કરે ને?'

'ના ના, એમ વારંવાર કાંઇ મશ્કરી થતી હશે? રંગનાં ચટકાં હોય, કાંઇ કુંડાં ન હોય.'

'વારુ, ત્યારે આપ કોલ!' જુગલકિશોરે હાથનો પંજો ધર્યો.

'આ મારો કોલ!' વીણાએ પોતાના હાથનો પંજો તેના પંજામાં મુક્યો. જુગલકિશોરે તેના હાથને પકડયો, દબાવ્યો અને તેની પાસે મુખ લઇ જઇ તેના હાથને ચુંબન કરી લીધું. વીણાએ પણ એ જોઇને મોહક સ્મિત કર્યું.

## પ્રકરણ ૫૭મું

### અંતીમ ઘડી

હેમલતા જોરાવરનગર ગઇ હતી. તેની તરતની જન્મેલી પુત્રી પણ તેની સાથે જ હતી. એ બાળકીની સારવારને માટે વીજળીને તે પોતાની સાથે લઇ ગઇ હતી. પુરૂષોત્તમ તેમની સાથે ગયો હતો. પોતે જોરાવરનગરથી પાછી આવે ત્યાંસુધી તેણે વિદ્યાગૌરીને ઇન્દિરાભવનમાં રહેવાનો આગ્રહ કર્યો હતો. વિદ્યાગૌરીએ તેનો સ્વીકાર કર્યો હતો. તેમાં તેનો એક હેતુ એવો પણ હતો કે તે એટલો સમય તેનાં બાળકો—લક્ષ્મી તથા અનિલની સાથે રહી શકશે. પરંતુ તેનો એ હેતુ સિદ્ધ ન થયો. કારણ કે કપિલરાયે બેઉ બાળકોને મોટીબેન પાસે ગામમાં મોકલી આપ્યાં હતાં. તે એમ માનતો હતો કે, જો તેઓ ઇન્દિરાભવનમાં હશે તો વિદ્યાબેન તેના સ્વભાવ પ્રમાણે તેમના શિક્ષણકાર્યમાં લક્ષ આપ્યા વગર રહેશે નહિ, અને તેથી તેને પૂરતો આરામ મળશે નહિ. અર્થાત્ વિદ્યાગૌરીને પૂરેપૂરો શારીરિક અને માનસિક આરામ મળે એ ઉદ્દેશથી તેણે આ વ્યવસ્થા કરી હતી. તે પણ ઇન્દિરાભવનમાં થોડો જ રહેતો હતો. હમણાં તેને રોજ અમદાવાદ જવું આવવું પડતું. વળી વચ્ચે કોર્ટોમાં પાંચ દિવસની રજાઓ પડેલી, તે દરમ્યાન તે જોરાવરનગર જઇ આવેલો. એટલે અહીં તો વિદ્યાગૌરી બનેલી ઇન્દિરાની સારવારમાં માત્ર જમના જ એકલી હતી.

ડોકટર તેની તબિયત જોવાને માટે રોજ આવતા હતા, તેને દવા આપતા હતા. પરંતુ તે હવે લાંબો સમય કાઢે એવી આશા રહી ન હતી. જમના એક વખતની પોતાની શેઠાણીની દિલોજાનીથી સેવા બજાવતી હતી.

ઇન્દિરાની ઇચ્છા હતી કે પોતે અંતિમ ઘડી આવે તે પહેલાં ઇન્દિરાભવનથી દૂર દૂર ચાલી જાય. પરંતુ તેની એ ઇચ્છા સફળ થાય એમ લાગતું ન હતું. તેનું શરીર બિલકુલ ઘસાઇ ગયું હતું. તે અત્યંત ક્ષીણ અને શક્તિહીણ બની ગઇ હતી.

આજે સાંજે ઇન્દિરા બિછાના પર સૂતી હતી. જમના તેની પાસે બેઠી હતી. તેઓ ભુતકાળની વાતો કરતી હતી. અવારનવાર જમના પોતાની એક વારની શેઠાણીના વદન સામે જોતી હતી. આજની રાત એ કાઢશે કે કેમ એ માટે જમનાને શંકા હતી. એ વખતે સુનંદા તેની પાસે આવી. તેણે કહ્યું : ‘ કપિલભાઇ આવ્યા છે અને તમને બોલાવે છે.’

જમના કપિલરાય પાસે ગઇ. તે હમણાં જ અમદાવાદથી આવ્યો હતો. તેણે પૂછ્યું : ‘ વિદ્યાબેનને કેમ છે ? ’

‘ મને નથી લાગતું કે તે આજની રાત કાઢે. ’

‘ શું તબિયત એટલી બધી નરમ છે ? ’

‘ હા જી. બે દિવસથી વધુ બગડી છે.’

‘ ત્યારે હું જમીને તેમની પાસે આવું છું. ’

‘ ના, સાહેબ ! ના...ના...આપને ત્યાં આવવાની કશી પણ જરૂર નથી. હું તેમની પાસે જ છું. આપને ખબર આપતી રહીશ. ’ જમના બોલી. અત્યારે અંતિમ ઘડીએ કપિલરાય ઇન્દિરાની પાસે ન આવે એવી તેની ઇચ્છા હતી. કારણ કે જો અત્યારે કપિલરાય તેની પાસે જાય તો એ તેને ઓળખ્યા વગર રહેશે નહિ, એવી તેની ખાતરી હતી.

કપિલરાયે કહ્યું : ‘ વિદ્યાબેનની ગંભીર સ્થિતિ છે, એટલે તે વખતે હેમલતાની ગેરહાજરીમાં મારે તેમની પાસે રહેવું જ જોઇએ. વારૂ, સુનંદાને કહે ભાણું તૈયાર કરે, એટલે હું જમી લઉં. પછી વિદ્યાબેન પાસે આવીશ. ’

કપિલરાય જમવા બેઠો. એ જ વખતે મોટીબેન તેની પાસે આવ્યાં. મોટીબેને તેના મકાનનો અર્ધો ભાગ ભાડે આપ્યો હતો. એ ભાડુઆતે અમુક પ્રકારની સગવડ કરી આપવાની માગણી કરી હતી. તેને અંગે બસો-ત્રણસો રૂપીયાનું ખર્ચ થાય તેમ હતું. મોટીબેન અત્યારે એ ખર્ચ કરવાને ઇચ્છતી ન હતી. એટલે તેમની વચ્ચે ઝઘડો થયો હતો. એ સંબંધમાં કપિલરાયની સાથે વાત કરવાને માટે તે આવી હતી.

કપિલરાયે કહ્યું: 'વિધાબેનની સ્થિતિ ગંભીર છે. જમના કહે છે કે આજની રાત તે ભાગ્યે જ કાઢી શકે એમ છે. તમે તેની પાસે જઇ આવો. પછી આપણે વાતો કરીશું.'

મોટીબેન બોલી: 'એમ તે કાંઇ માણસ મરી જતું હશે ? જમના તો ગાંડી છે.' અને એમ બોલતી તે મેડા પર ગઇ.

ઇંદિરા પાછલા ખંડમાં સૂતી હતી. આગલા ખંડનું પ્રવેશદ્વાર ખાલી બંધ હતું. મોટીબેને એ બારણું ઉઘાડયું. બારણું ખુલવાનો અવાજ સાંભળીને જમના એકદમ ત્યાં દોડી આવી. તેણે મોટીબેનને જોયાં. તે ગભરાઈ ગઇ. હવે ક્ષણમાત્રમાં બધો ભેદ ખુલી જશે, એમ તેને લાગ્યું. પરંતુ તે મોટીબેનને અંદર આવતી અટકાવી શકે તેમ ન હતી.

મોટીબેન અંદર દાખલ થઇ, પાછળના ઓરડામાં ગઇ અને બિછાના પાસે ઉભી રહી.

આ કોણ સૂતું છે ? ઇંદિરા બિછાના પર સૂતી હતી. અત્યારે તેની આંખો ચશ્માં તળે ઢંકાએલી ન હતી. તેને જોતાં જ મોટીબેન સ્તબ્ધ બની ગઇ. એકાદ બે ક્ષણમાં તો તેના મગજમાં અનેક કલ્પનાઓ પસાર થઇ ગઇ. આખરે તે બોલી: 'તમે ! પણ તમે અહીં આવવાની હિમ્મત કેવી રીતે કરી શક્યાં ?' તેના અવાજમાં આશ્ચર્ય હતું, રોષ ન હતો; રહેમ હતી, તિરસ્કાર ન હતો.

ઇન્દિરાના બે હસ્ત ભીડાયા. જાણે મોટીબેનને વંદન કરતી હોય, એવા ભાવપૂર્વક તે બોલી: 'મારાં બાળકો પ્રત્યેનો પ્રેમ મને અહીં ખેંચી લાવ્યો છે. મોટીબેન ! મારી ઉપર દયા કરો, ગુસ્સે ન થાઓ. મેં ભૂલ કરી છે, પરંતુ તે માટે મને ઠપકો ન આપશો. હું મારાં દુષ્કૃત્યોનો–મારા પાપનો જવાબ આપવાને માટે પ્રભુના દરબારમાં પહોંચી રહી છું.'

'હું તમારી ઉપર ગુસ્સે નથી થતી, તમને ઠપકો પણ નથી આપતી.' મોટીબેને કહ્યું.

'મોટીબેન ! હું તમો સર્વની દયાને પાત્ર છું. પ્રભુ પણ મારી ઉપર દયા કરે એમ પ્રાર્થું છું. તમે બડભાગી છો, પુણ્યશાળી છો, મારી પ્રાર્થનામાં તમારો સાથ પૂરાવો. તમારી પ્રાર્થનાથી પણ પરમાત્મા મારા જેવી દુર્ભાગિની અને પાપિણીને ક્ષમા આપશે.'

મોટીબેન વિચારગ્રસ્ત બનીને ઇન્દિરાની સામે એકી નજરે જોઇ રહી. તે દિવસે જમનાના મુખમાંથી નિકળેલા શબ્દો તેને યાદ આવ્યા, અને તેણે ઇન્દિરાની બાજુમાં ખાટલા પર બેસીને કહ્યું: 'ઇન્દિરાવહુ ! કહો, તમે ઇન્દિરાભવનનો ત્યાગ કરીને ચાલ્યાં ગયાં, તેમાં હું કોઇ પણ રીતે કારણભૂત હતી ખરી ?'

ઇન્દિરાએ મસ્તક ધૂણાવ્યું: 'ના, મોટીબેન ! એમાં તમારો રજ પણ દોષ ન હતો. હું કબૂલ કરૂં છું કે કોઇ કોઇ વાર તમારો સ્વભાવ અને તમારૂં વર્તન મને પસંદ પડતાં ન હતાં. તથાપિ એ કારણે હું અહીંથી ચાલી નહોતી ગઇ. ક્ષમા કરો, મોટીબેન ! જો હું તમારા અંતરને ક્લેશના કારણરૂપ બની હોઉં તો મને ક્ષમા કરો.'

મોટીબેને કહ્યું : 'તમે અહીંથી ગયાં ત્યારથી એ વાત મારા દિલમાં ખુંચ્યા કરતી હતી, પરંતુ હવે તમારા શબ્દોથી મને શાંતિ થઇ છે.'

ઇન્દિરાએ મોટીબેનનો હાથ પોતાના હાથમાં લીધો અને કહ્યું : 'હું એક વાર કપિલને મળવા ઇચ્છું છું. મેં એ માટે જમનાને

કહ્યું હતું, પરંતુ તે ના કહે છે. તેનું કહેવું પણ બરાબર છે. મારો એક વારનો પતિ મને ઓળખી જાય અને આ સ્થિતિમાં પોતાના જ મકાનમાં પડેલી જુએ, એથી તેના હૃદયને કેટલો મોટો આઘાત થાય તે હું પણ સમજું છું. પરંતુ એક જ મીનીટ માટે ! તેમણે મને ક્ષમા કરી છે, એટલું હું માત્ર તેમના મુખેથી સાંભળવા ઇચ્છું છું. એથી મારા મનને શાંતિ થશે.'

મોટીબેનને લાગ્યું કે મૃત્યુને કિનારે પહોંચેલી ઇન્દિરાની અંતિમ ઘડીની ઇચ્છા પૂરી કરવી જ જોઇએ. તેણે આગલા ખંડમાં જમના ઉભી હતી, તેને બોલાવીને કહ્યું : 'જા, કપિલને બોલાવી લાવ.'

જમના નીચે ગઇ. કપિલરાયે જમી લીધું હતું, તેને બોલાવી લાવી.

મોટીબેન આગલા ખંડમાં ઉભી હતી. કપિલરાયે પૂછયું : 'વિદ્યાબેનની તબિયત વધારે ખરાબ છે ?'

'હા, તે તને મળવા ઇચ્છે છે.'

'ચાલો, ત્યારે આપણે તેની પાસે જઇએ.'

'ના, તું એકલો જ જા.'

કપિલરાય ક્ષણભર મોટીબેન સામે જોઇ રહ્યો અને પછી અંદરના ખંડમાં ગયો. ઇન્દિરાના બિછાના પાસે જઇને બોલ્યો : 'વિદ્યાબેન ! તમારી તબિયત ગંભીર હોવાનું જાણી મને—'

પરંતુ તે આગળ બોલી શકયો નહિ. એક ચિત્રની માફક ઇન્દિરાની સામે જોતો ઉભો રહ્યો.

'કપિલ ! કપિલરાય !'

'આ હું શું જોઉં છું ?' તે મનોગત બોલ્યો. તેણે બિછાના પર પડેલી સ્ત્રી સામે નજર કરી, આખા ઓરડામાં ચોતરફ નજર કરી. પોતે જાગૃત છે કે સ્વપ્નવસ્થામાં છે! ક્ષણભર તેના મનને થયું.

ઇન્દિરાએ તેની સામે હાથ જોડી રાખ્યા હતા. પોતાના પતિને વિચારગ્રસ્ત સ્થિતિમાં પોતાની સામે ઉભેલો જોઇને તે બોલી : 'તમારી ક્ષમા મેળવવાને માટે જ હું જીવી રહી છું. તમે મારી

તરફથી મુખ ફેરવીને ચાલ્યા ન જશો. માત્ર બે-ચાર પળ મારી પાસે ઉભા રહો. માત્ર એટલું જ મને કહો કે તમે મને ક્ષમા કરો છો, અને મારી અંતીમ ઘડી પરમ શાંતિથી પસાર થશે.'

'ઇન્દિરા ! તું–તું શું વિદ્યાગૌરીના રૂપમાં તું જ અહીં હતી ?'

'ક્ષમા ! મારા હૃદયના નાથ ! મને ક્ષમા આપો. રેલ્વેના અકસ્માતમાં હું મરી નહોતી ગઇ. હું સાજી તો થઇ હતી, પરંતુ મારા દેખાવમાં એકદમ પરિવર્તન થઇ ગયું હતું, કોઇ પણ મને ઓળખી શકે તેમ ન હતું. અને તેથી વિદ્યાગૌરી તરીકે હું અહીં આવી. કપિલ ! મેં મોટી ભૂલ કરી છે, પરંતુ મારાં બાળકો, મારા હૃદયનો નાથ ! એમની યાદ મારા મનમાંથી ભુંસાઇ ન શકી. ક્ષમા કરો, હું ફરી ફરીથી કહું છું કે મને ક્ષમા કરો.'

કપિલરાય કશું પણ બોલ્યા વગર તેની સામે એકી ટસે જોઇ રહ્યો હતો. તેના દિલમાં અત્યારે માત્ર એક જ વિચાર થતો હતો : 'ઇન્દિરા જીવતી હોવા છતાં મેં હેમલતાની સાથે લગ્ન કર્યું !' એમાં કશું ગેરવાજબી થયું ન હતું, પરંતુ તેમાં માત્ર તેના સિદ્ધાંતનો ભંગ થતો હતો.

ઇન્દિરા તેની મનઃસ્થિતિ પારખી ગઇ. તેણે કહ્યું : 'તમારો ત્યાગ કરીને હું ચાલી ગઇ, તે પછી એક ક્ષણની શાંતિનો પણ મેં અનુભવ કર્યો નથી. મેં હાથે કરીને જ મારૂં પતન કરાવ્યું. આવી રીતે મારા જેવી કોઇ પણ પ્રમદાનું પતન થયું હોય એમ મને નથી લાગતું. સંપૂર્ણ શાંતિ, સાચું સુખ, આનંદ અને પ્રમોદ તે સર્વથી વ્યાપ્ત હોવા છતાં, હું આ ગૃહનો ત્યાગ કરીને ચાલી ગઇ. મારૂં એ પાપકૃત્ય હતું. મારો દોષ મહાન હતો. પરંતુ તેની સજા પણ મેં પૂરી ભોગવી છે. હવે તો હું માત્ર તમારી ક્ષમાની પ્રાર્થના કરૂં છું.'

'તું શા માટે ચાલી ગઇ ?' કપિલે પૂછ્યું.

'મારો તમારી ઉપર પૂરો પ્રેમ હતો. એ પ્રેમ જ મને શંકાશીલ અને વહેમી બનાવનારો બન્યો. મને લાગ્યું કે તમે મારી તરફ બાહ્યતઃ

પૂરો પ્રેમ દર્શાવતા હોવા છતાં છૂપી રીતે અન્યની સાથે ક્રીડા કરી રહ્યા છો. ખરી રીતે તમારો મારી ઉપર બિલકુલ પ્રેમ નથી! એ વિચારથી મારા દિલમાં એક પ્રકારની ઇર્ષ્યાની આગ સળગી ઉઠી. હું ભાન ભૂલી ગઇ. મારી બુદ્ધિ બહેર મારી ગઇ. અને તે જ વખતે પેલા અધમ માનવીએ મારા દિલમાં તમારા વર્તનનું વેર લેવાની વૃત્તિને જાગૃત કરી. તેના શબ્દોએ મને ફસાવી. હું માત્ર તમને એક જ પ્રશ્ન કરૂં છું. મારા મનમાં જે શંકા ઉદ્ભવી હતી તે શું સાચી હતી?'

'ઇન્દિરા! તું મને આવો પ્રશ્ન કરે છે? આપણા એટલા પરિચયથી પણ તું મને ઓળખી ન શકી? હું મારા મન, વચન અને કર્મથી એક ક્ષણને માટે પણ તને બેવફા બન્યો નથી.'

'ઓહ! કપિલ! ખરેખર એ વખતે હું દીવાની બની ગઇ હતી. જો હું દીવાની ન હોત તો એવું કૃત્ય મેં કદી પણ કર્યું ન હોત. હવે તો હું પ્રાર્થું છું કે તમે એ ભૂલી જાઓ, અને મને ક્ષમા કરો.'

'ઇન્દિરા! હું એ પ્રસંગને ભૂલી શકતો નથી, બાકી ક્ષમા તો તને ક્યારની યે આપી ચૂક્યો છું.'

ઇન્દિરા બોલી: 'હું જાણું છું કે મેં પુનઃ અહીં આવવામાં મોટી ભૂલ કરી છે. જો કે હું ઓળખાઇ ન જાઉં એવી મારી છેવટ સુધી ઇચ્છા હતી અને તેથી જ હું અહીંથી ચાલી જવા માગતી હતી. પરંતુ એ ન બન્યું, અને હવે મને લાગે છે કે આ સ્થળે જ મારૂં મૃત્યુ થવાનું છે.'

કપિલરાય કશું બોલ્યો નહિ. ઇન્દિરાએ આગળ ચલાવ્યું: 'મારી ભૂલનું પરિણામ હું સહન કરૂં છું. મારૂં મૃત્યુ મારા અંતરને જરી પણ દુઃખકર બનતું નથી. અત્યારે મારી અંતીમ ઘડીએ તો મારી એક જ ઇચ્છા છે કે તમે તથા હેમલતા બંને આ ગૃહમાં પરમ સુખનો ઉપભોગ કરો. મેં જાણ્યું છે કે જો હું તમારી બેની વચ્ચે ન

આવી હોત તો કદાચ હેમલતાનું તમારી સાથે લગ્ન થયું હોત. અને પુન: અહીં આવ્યા બાદ પણ હું જોઇ શકું છું કે તેનો તમારી ઉપર અપૂર્વ પ્રેમ છે. તમે પણ તેને એટલા જ પ્રેમથી ચાહો છો. તમારા જે પ્રેમની કદર હું ન કરી શકી, એ પ્રેમ તેની ઉપર સતતપણે વરસતો રહો, એવું હું ઇચ્છું છું. હવે મારા અંતરમાં લેશ પણ ઈર્ષ્યા નથી. મારૂં મન પરમ શાંત બની ગયું છે. તમારી ક્ષમા હું પ્રાપ્ત કરી શકી છું. હવે હું શાંતિપૂર્વક મારા વીરેન્દ્રની પાસે જાઉં છું.'

'ઇંદિરા! તું તારા દિલમાં બીજો એક પણ વિચાર આવવા ન દઇશ. આ જગતની પાર્થિવ વાસનાનો ત્યાગ કરી દે. પ્રભુ દયાળુ છે, ક્ષમાશીલ છે. તેના અક્ષયધામમાં અનંત અને અપૂર્વ શાંતિને તું પ્રાપ્તિ કરી શકીશ.'

'હા, મારા હૃદયનાથ ! મારા સાચા પ્રભુ! હવે હું આ જગતની થોડા સમયની જ મહેમાન છું. પરંતુ હું એક નાનકડી માગણી કરૂં છું. તમે તમારા હૃદયના એક ખૂણામાં પણ તમારી દુર્ભાગિની ઈંદિરાનાં સ્મરણને સ્થાન આપજો.'

'જરૂર, જરૂર.' તે બોલ્યો.

'શું તમે જાઓ છો?' ઇંદિરા તેને બારણા તરફ જતો જોઇને બોલી.

કપિલરાયે કહ્યું: 'હું મોટીબેન અને જમનાને બોલાવું.'

'ભલે તેમને પણ બોલાવો. મોટીબેન અને તમારી હાજરીમાં મારૂં મૃત્યુ થાય એ પણ હું એક મોટો લ્હાવો માનું છું.'

'મોટીબેન! અહીં આવો, જમના ક્યાં છે?'

'મોટીબેન અને જમના બંને મૃત્યુના બિછાના પાસે આવ્યાં. ઇન્દિરાએ તેમની સામે હાથ જોડી રાખ્યા હતા. તે બોલી: 'હવે થોડો સમય જ બાકી છે. મોટીબેન! તમારા ભાઇએ મને ક્ષમા આપી છે. તમારી માફી પણ હું મેળવી શકી છું. મારાં બેઉ બાળકોને કહેજો કે તેઓ મને કોઇ કોઇ વાર સંભારે.' અને તે

કપિલરાયની સામે જોઇને બોલી : ' કપિલ ! કપિલરાય ! તમને પેલું ગીત બહુ પ્રિય હતું, ખરૂં કે નહિ ? '

' કયું ગીત ? '

અતિ મંદ સ્વરે ઇન્દિરા ગણગણવા લાગી:

' પ્રેમ તણા પંથને ઉજાળો,
હો પ્રેમદા...પ્રેમ તણા પંથને ઉજાળો.

... ... ... ... ... ... ... ... ... ...
આત્માની એકતામાં પ્રેમરેણુ દઢ બને,
તેને કદાપિ ના પ્રજાળો............
હો પ્રેમદા...પ્રેમ તણા પંથને ઉજાળો. '

હવે તેનાથી બોલી શકાતું ન હતું. તે અતિ ધીમા સાદે એ ગીત ગણગણવા લાગી. તેના બે હાથ જોડેલા જ હતા. અને તે એકી ટસે કપિલરાય સામે જોઇ રહી હતી. પાંચેક મીનીટ એ સ્થિતિમાં પસાર થઇ. તેનાં નેત્રો ઠરડાયાં. એક માત્ર ડચકું આવ્યું.

' ૐ શાંતિ, શાંતિ, શાંતિ ! ' કપિલરાયના મુખમાંથી ઉદ્ગાર સરી પડયો.

' એ સદાની શાંતિમાં પહોંચી ગઇ. ' મોટીબેન બોલી.

જમનાએ ઇન્દિરાના મુખ ઉપર ચાદર ઢાંકી દીધી.

કપિલરાય અને મોટીબેન બહારના ખંડમાં આવ્યાં : ' મોટીબેન ! તમે આજે હવે અહીં જ રોકાજો. '

' શું તું એમ માને છે કે હું આ સ્થિતિમાં ઘેર ચાલી જઇશ ? ' મોટીબેને કહ્યું : ' પણ તું કયાં જાય છે. '

' રણજીતરાયને તાર કરવાને માટે તારઓફીસે જાઉં છું. '

# પ્રકરણ ૫૮ મું

## મૃત્યુ અને લગ્ન !

રણજીતરાય અમદાવાદમાં જ હતા. કપિલરાયે કરેલો અર્જંટ તાર તેમને તુરત જ મળી ગયો. અત્યારે ને અત્યારે મને શા માટે બોલાવ્યો હશે ? તેમને વિચાર આવ્યો. કોઇ માંદું–સાજું ન હતું. વીરેન્દ્રના અવસાન પછી તે તથા વનલીલા મોહનપુર જઇ આવ્યાં હતાં. અત્યારે પોતાને મોહનપુર બોલાવવાનું કારણ તે કલ્પી ન શક્યા. પરંતુ કપિલરાયે વિનાવિલંબે આવવાનું લખેલું હોઇ, મોટરમાં જ તે મોહનપુર પહોંચી ગયા.

કપિલરાય જાગતો જ હતો. મોટરનો અવાજ સાંભળી રણજીતરાય આવી પહોંચ્યાનું તેણે અનુમાન કર્યું. તે રણજીતરાયને દીવાનખાનામાં લઇ ગયો.

રણજીતરાયે કહ્યું: ' તમારો અર્જંટ તાર મળતાં હું મોટરમાં જ તત્કાળ આવ્યો. '

' એ આપે સારૂં કર્યું. '

' મને આટલી ઉતાવળથી બોલાવવાનું શું કારણ ? '

કપિલરાયે જવાબ આપ્યો: ' ઇન્દિરા અહીં આવી છે અને ગઇ રાત્રે જ તે મરણ પામી છે. '

રણજીતરાય તેની સામે જોઇ રહ્યો: ' કપિલરાય દીવાનો તો થયો નથી ને ? ' તેના મનને થયું. કપિલરાય પણ તેના હૃદયનો ભાવ સમજી ગયો. ઇન્દિરા રેલ્વેઅકસ્માતથી મરણ પામી ન હતી, પરંતુ બચી જવા પામી હતી અને તે વિદ્યાગૌરીનું નામ ધારણ કરીને તેનાં બાળકોની શિક્ષિકા તરીકે અહીં આવી હતી, એ હકીકત તેણે રણજીતરાયને જણાવી.

' કેટલી મુરખ છોકરી ! પણ તેનુ મૃત્યુ થવાનું કારણ શું ? '

' તે હૃદયભગ્ન બની ગઇ હતી. ' કપિલરાયે કહ્યું.

'તેનું હૃદય પ્રથમથી જ કેમ ભાંગી ન ગયું ?' રણજીતરાયે ઉદ્‌ગાર કર્યો.

કપિલરાયે પૂછ્યું : 'ઇન્દિરાના મૃતદેહનું અંતીમ દર્શન કરવાને માટે આપ આવશો ને ?'

'હા, ચાલો.' બંને જણા ઉપર ગયા. મોટીબેન તથા જમના ઇન્દિરાના મૃતદેહની પાસે બેઠાં હતાં. ઘીનો દીવો પ્રકાશતો હતો. અગરબત્તીનો ધૂપ કરવામાં આવ્યો હતો. કપિલરાયે મૃતદેહની ઉપર ઢાંકેલી ચાદર થોડી ખસેડી. રણજીતરાય ઇન્દિરાના મુખ સામે જોઇ રહ્યા. તે મરણ પામી હતી પરંતુ તેના વદન ઉપર સંપૂર્ણ શાંતિ પથરાએલી લાગતી હતી.

રણજીતરાયે એક દીર્ઘ નિઃશ્વાસ મૂકયો. તેમનાં નેત્રો પર અશ્રુબિંદુ ચમકવા લાગ્યાં. તે કશું પણ બોલ્યા વગર બહાર આવ્યા.

સવાર થયું. કપિલરાયે તેના નોકર મારફત ડાહ્યાભાઇને, સૂર્યકાન્તને તથા બે–ચાર સંબંધીઓને વિદ્યાગૌરી અવસાન પામ્યાના ખબર પહોંચાડયા. થોડી વારમાં તેઓ આવી પહોંચ્યા.

એ વિદ્યાગૌરી નથી પરંતુ ઇન્દિરા છે, એવું તો માત્ર કપિલરાય રણજીતરાય, મોટીબેન અને જમના એ ચાર જણાં જ જાણતાં હતાં. રણજીતરાયે કપિલરાયને એ ગોપ્ય જેમનું તેમ જાળવી રાખવાની સલાહ આપી. તેની પણ એ જ ઇચ્છા હતી. એટલે તેને વિદ્યાગૌરી તરીકે જ અગ્નિદાહ દેવાની વ્યવસ્થા કરી.

જો કે કપિલરાયે તથા રણજીતરાયે તેના શબને જે નનામી ઉપર રાખવામાં આવ્યું હતું તે નનામીને ઉપાડી હતી. તેમની મદદમાં ડાહ્યાભાઇ અને સૂર્યકાન્ત હતા.

સવારે લક્ષ્મી તથા અનિલને અહીં બોલાવવામાં આવ્યાં હતાં. અને એક ડોઘલામાં સળગતું છાણું મૂકી તે અનિલની પાસે ઉપડાવ્યું હતું. અનિલ હજી નાનો હતો. એટલે તેની સાથે એક નોકર ચાલતો હતો. બહાર નિકળ્યા પછી નોકરે ડોઘલું ઉપાડી લીધું.

સ્મશાનયાત્રામાં જેઓ સાથે હતા, તેઓ કપિલરાયની તેમને ત્યાં નોકરી કરતી શિક્ષિકા પ્રત્યેની લાગણી માટે તેની પ્રશંસા કરતા હતા. એક જણાએ કહ્યું : 'વિદ્યાગૌરી પણ બહુ ભલી બાઇ હતી. કપિલરાયનાં બાળકો માટે પ્રાણ પાથરતી હતી. હું તો માનું છું કે વીરેન્દ્રની સારવારમાં જ તેણે તેનો પ્રાણ અર્પણ કર્યો છે.'

એ પ્રમાણે વાતો કરતા તેઓ નનામીની પાછળ ચાલતા હતા. તેઓ થોડે આગળ ચાલ્યા ત્યાં સામેથી ઢોલ, ત્રાંસા અને શરણાઇના સૂર સંભળાયા. જુગલકિશોર જાન લઇને વીણાને ત્યાં જતો હતો. જોષી મહારાજે લગ્નનું મુહૂર્ત આજે સવારનું આપ્યું હતું, કારણ કે બપોર પછી વીંછીડો બેસી જતો હતો.

નનામીની સાથે ચાલનારમાંથી એક જણ બોલ્યો : 'આટલી વહેલી સવારે આ કોણ ઘોડે ચડયું છે ?'

'નહિ, આપણા જુગલકિશોર ! વીણાની સાથે પરણવા જાય છે.'

'જોડી તો સારી મળી ! બાઇને કોઇ લે નહિ, ભાઇને કોઇ દે નહિ !' બીજાએ ઉચ્ચાર્યું.

અને નનામી તથા વરઘોડો એક બીજાની સામેથી પસાર થઇ ગયાં. જુગલકિશોર ઘોડા ઉપર બેઠો હતો, તેની બાજુમાં અણવર બનેલો તેનો એક મિત્ર ચાલતો હતો. તેણે કહ્યું: 'જુગલભાઇ ! આપણે શભ કામે જતા હોઇએ, ત્યારે સામે કોઇની નનામી મળે તો એ સારાં શુકન કહેવાય.'

'એમ ! ત્યારે તો મને સારાં શુકન થયાં.' જુગલકિશોર બોલ્યો. તેનો એક બીજો મિત્ર પણ ઘોડાની બીજી બાજુએ ચાલતો હતો. તેણે કહ્યું: 'જ્યારથી તમે વીણાની સાથે લગ્ન કરવાનું નક્કી કર્યું છે ત્યારથી જ તમને શુકન થએલાં છે. એ વીણા તમને એકમાંથી એકવીશ કરી આપશે.' અને બેઉ મિત્રો ખડખડ હસી પડયા. જુગલકિશોરનું મુખ પણ મલકાયું.

## પ્રકરણ ૫૯મું

### ઉપસંહાર

ઇન્દિરાને અગ્નિદાહ દઇને આવ્યા પછી, રણજીતરાય તુરત જ મોટરમાં વિદાય થયો. મોટીબેન પણ લક્ષ્મી તથા અનિલને લઇને તેમને ઘેર ગયાં. કપિલરાયે તેની પત્ની ઉપર એક પત્ર લખ્યો:

'**પ્રિય હેમલતા,**

'હું આજે તારી પાસે આવવાનો હતો. પરંતુ અસાધારણ સંયોગોને લઇને આવી શક્યો નથી. હવે તો શનિવારે હું સાંજની ગાડીમાં ત્યાં આવીશ, અને ત્યાંથી બીજે દિવસે આપણે અહીં આવવાને માટે રવાના થઇશું. એક અત્યંત દિલગીરી ઉપજાવે તેવા સમાચાર તને આપવાના છે. વિદ્યાગૌરીની તબિયત નરમ હતી તે તો તું જાણે છે. અને તને જાણીને ખેદ થશે કે ગઇ રાત્રે તે આ નશ્વર જગતનો ત્યાગ કરીને ચાલી ગઇ છે. પ્રભુ તેના આત્માને પરમ શાંતિ આપો.

'**તારો કપિલ.**'

તે પત્ર હેમલતાને શુક્રવારે મળ્યો અને તે જ રોજ રાત્રિની ટ્રેનમાં વઢવાણ જંકશનથી રવાના થઇને શનિવારે સવારે તે મોહનપુર આવી પહોંચી. પોતે આવે છે, એવા ખબર પણ તેણે આપી ન હતી. એટલે તેઓ ભાડાની ગાડીમાં જ સ્ટેશનથી અહીં આવ્યાં.

તેને જોઇ કપિલરાયને આશ્ચર્ય થયું: 'આજે તો હું ત્યાં આવવાનો હતો.'

'હા, પરંતુ તમારો પત્ર મળ્યો અને વિદ્યાગૌરીના અવસાનના સમાચાર સાંભળ્યા એટલે મારૂં દિલ ન માન્યું.'

રાત્રે બંને જણાં શયનગૃહમાં બેઠાં હતાં. હેમલતા વિદ્યાગૌરીના સ્વભાવ અને માયાળુપણાની પ્રશંસા કરતી હતી. તે વિદ્યાગૌરી નહિ, પરંતુ ઇંદિરા છે, એ તેના જાણવામાં હજી આવ્યું ન હતું.

માત્ર ચાર જ જણાં એ હકીકત જાણતાં હતાં. આજ બપોરથી કપિલરાયના મનમાં વિચાર થયા કરતો હતો કે એ હકીકતનું સ્ફોટન કરવું કે નહિ ? છેવટે તેણે નિર્ણય કર્યો. પતિ–પત્નીએ પરસ્પરથી કશું પણ છૂપાવવું ન જોઇએ. વળી કદાચ પોતે છૂપાવી રાખે તો પણ મોટીબેન અને જમના એ વાત જાણતાં હોવાથી જ્યારે ને ત્યારે એ પ્રગટ થયા વગર નહિ રહે એવું પણ તેને લાગતું હતું. એના કરતાં પોતે જ હેમલતાને એ રહસ્યથી માહિતગાર કરવી તે તેને વધારે સારૂં લાગ્યું, અને તેણે કહ્યું: 'એક હકીકત મારે તને જણાવવાની છે. એથી કદાચ તને આશ્ચર્ય પણ થશે.'

'એવું શું છે ?'

'જેને આપણે વિદ્યાગૌરી તરીકે ઓળખતાં હતાં, તે મારી પ્રથમની પત્ની ઇન્દિરા હતી.'

'શું કહો છો !' હેમલતા આશ્ચર્યપૂર્ણ સ્વરે બોલી. તેના દિલમાં સ્ત્રીસ્વભાવને સુલભ એવો રોષ પણ ઉત્પન્ન થયો : 'તમે એ કયારે જાણ્યું ?'

'તેના મૃત્યુ પહેલાં એક કલાકે.' અને કપિલરાયે ઇન્દિરાની અંતિમ ઘડીની તમામ હકીકત હેમલતાને જણાવી.

હેમલતા બોલી : 'હું પણ એક નારી છું, અને નારીહૃદયનો મારો અનુભવ મને સમજાવે છે કે એમાં તેનો કશો પણ દોષ ન હતો. તે તેના પાપનો પશ્ચાત્તાપ કરતી હતી, અને તેનાં બાળકો માટેની ઝંખના તેને રહ્યા કરતી હતી. એટલે અહીં આવીને રહેવાની તક મળી શકતી હોય તો તેનો લાભ તે લે એ સ્વાભાવિક હતું.'

થોડી વાર વિચાર કર્યા પછી તે પુનઃ બોલી : 'વહાલા કપિલ ! જો તે ઇન્દિરા છે એમ વહેલું તમારા જાણવામાં આવ્યું હોત તો તમે શું કરત ?'

'તું શું માને છે ?'

'તેણે તમારી ક્ષમા માગી હોત તો તમે તેને પુનઃ સ્વીકારત ખરા ?' હેમલતાએ પુછ્યું.

'હેમલતા ! તું-તું મને આવો પ્રશ્ન કરે છે? શું તને મારા પ્રેમ ઉપર વિશ્વાસ નથી ?'

'માફ કરો, હું ભૂલી.'

'જો મને પહેલેથી ખબર પડી હોત કે તે ઇન્દિરા છે, તો તે જ વખતે તેને રજા આપવાનું મેં તને સૂચન કર્યું હોત. હા, તેના દોષ પ્રત્યે મેં દુર્લક્ષ કર્યું છે. તેણે પશ્ચાત્તાપ વડે તેના પાપનું પ્રાયશ્ચિત્ત કરી નાંખ્યું છે. છતાં પણ તે મારા પ્રેમનું પાત્ર રહી ન હતી.' કપિલરાયે પોતાનું હૃદય ખુલ્લું કર્યું.

હેમલતા તેના કંઠમાં હસ્ત પરોવતી બોલી: 'વહાલા ! આટલી પણ મને શંકા આવી, એ મારા સ્ત્રીસ્વભાવનું જ કારણ છે.'

* * *

વાચક જાણે છે કે સર મન્મથરાયને જીવનપર્યંતની કેદની સજા મળી હતી. પરંતુ એ સજા લાંબો સમય સુધી ભોગવવાનું તેના પ્રારબ્ધમાં માંડયું નહિ હોય. ચારેક મહિના પછી અમદાવાદનાં વર્તમાનપત્રોમાં સમાચાર પ્રગટ થયા કે 'ખૂનના ગુન્હાસર જીવન-પર્યંતની સજા ભોગવતો સર મન્મથરાય ગઇ કાલે સાંજે એકાએક હૃદય બંધ પડવાથી મરણ પામ્યો છે.'

આ સમાચારથી સૌ કરતાં વિશેષ આનંદ તેની પત્નીને થયો. કારણ કે તેનો બાળક હજી નાનો હતો. તે લાયક ઉમરનો થાય છતાં મન્મથરાય જીવતો હોય ત્યાંસુધી બેરોનેટની પદવી ધારણ કરી શકે તેમ ન હતું. એ કાંટો વચ્ચેથી ચાલ્યો ગયો અને તે બેરોનેટની માતા બની.

સર મન્મથરાય ઉપરનો તેનો પ્રેમ તો લગ્ન પછી તુરત જ નાશ પામી ગયો હતો. પતિ તરફનો તેને લેશ પણ સંતોષ ન હતો. તે જેલમાં હોય કે બહાર હોય, એ બધું તેને માટે સરખું જ હતું. એ પતિ માટે તેના હૃદયમાં લાગણી તો શાની હોય?

* * *

રાવબહાદુર મુનશીજીની તબિયત ઘણી સારી થઇ ગઇ હતી. દીવાળીબાને પણ હવે કોઇ દિવસ માંદગીની ફરીયાદ કરવી પડતી ન હતી. અનુભવથી નરમ બનેલો સૂર્યકાન્ત માતા–પિતાની સેવા કરતો હતો.

હવે દીવાળીબાની એક ઉત્કટ ઇચ્છા હતી : 'સૂર્યકાન્તનું લગ્ન કરવાની. તેમણે પોતાની એ ઇચ્છા રાવબહાદુરની પાસે પ્રગટ કરી. તેમણે કહ્યું : 'જગતપ્રસાદનાં પત્ની વસુમતીબેન ગઇ કાલે મળવાને માટે આવ્યાં હતાં. તેમણે તેમની પુત્રી ઉર્મિલાનું સૂરૂભાઇ સાથે વેવીશાળ કરવાની ઇચ્છા દર્શાવી હતી.'

'એ તો સોનામાં સુગંધ મળ્યા જેવું.' રાવબહાદુરે જણાવ્યું : 'પરંતુ એ વિષે કશું નક્કી કરતાં પહેલાં સૂર્યકાન્તને પૂછવું જોઇએ.'

'તે શું સૂર્યકાન્ત ના કહેવાનો છે ?'

'એ હું ન જાણું. સૂર્યકાન્તની ઇચ્છા જાણ્યા સિવાય લાકડે માંકડું ગોઠવી દેવાના મતનો હું નથી.'

'પણ તમે તો ખુશ છો ને ?'

'હા, મારી તેમાં પૂર્ણ સંમતિ છે.'

દીવાળીબાએ હેમલતાને વાત કરી. હેમલતાને પણ ઉર્મિલાનો પરિચય હતો. તે સંસ્કારી, કેળવાએલી અને સ્વરૂપવાન પણ હતી.

તેણે સૂર્યકાન્તને એ વિષે વાત કરી. સૂર્યકાન્તના સ્વભાવમાં જ એક પ્રકારની ભીરૂતા રહેલી હતી. એટલે માતા–પિતાનાં દિલને જરીક દુ:ખ થવા ન પામે એવું તે ઇચ્છતો હતો. તેણે કહ્યું : 'હેમલતાબેન ! એમાં મને કશું પૂછવાનું હોય જ નહિ. બાપુજી તથા બાએ જે પસંદગી કરી હશે, તે વાજબી જ હશે.'

અને પછી થોડા સમયમાં જ સૂર્યકાન્ત અને ઉર્મિલાનાં લગ્ન લેવાયાં.

લગ્ન ધામધુમથી થયાં. રાવબહાદુરે ખર્ચ કરવામાં કશી કમીના ન રાખી. જગતપ્રસાદે પણ દબદબા ભર્યો સમારંભ કર્યો હતો.

લગ્ન કરીને આવેલા પુત્ર તથા પુત્રવધૂને પોંખી, તેમનાં ઓવારણાં લેતાં દીવાળીબા ગળગળાં બની ગયાં. તેમનાં નેત્રોમાંથી હર્ષનાં અશ્રુ ઉભરાવાં લાગ્યાં. ખૂનના ખોટા આરોપસર વતનત્યાગી બનીને ઠેર ઠેર ભટકતો પુત્ર છેવટે નિર્દોષ ઠર્યો એ એમને માટે અપૂર્વ આનંદનો વિષય હતો. પુત્રવધૂ પણ પ્રાપ્ત થઇ અને હવે પોતે પિતામહી બનશે, પૌત્રને લાડકોડથી ઉછેરવાનું ભાગ્ય પ્રાપ્ત કરશે, એવું રમણીય સ્વપ્ન તેમના દિલમાં આનંદનો અતિરેક વહાવતું હતું.

સંપૂર્ણ

## યાદવ પાવર પીલ્સ.

આ જમાનામાં ટોનીક ગોળીઓ અને શક્તિની દવાઓના રાફડા ફાટયા છે, ત્યાં ગ્રાહકોને એ જ વાત મુંઝવી મારે છે કે કઇ ચીજ સારી અને કઇ નરસી ?

અમોએ પણ આ ગોળી તૈયાર કરતાં એ જ વિચાર કીધો છે કે ખાનારને ખોટો જુસ્સો પેદા કરી અલ્પ શક્તિ આપે એવી આ ચીજ ન જ હોવી જોઇએ; પરંતુ ગોળી ખાધા પછી કાયમ શકિત ટકી રહી સંસારસુખ ભોગવવામાં આનંદ આવે, વીર્યને ઘટ્ટ બનાવે, સંભોગમાં સંપૂર્ણ ટકાવ થાય અને કોઇ પણ કારણથી કે કુટેવથી નસો નબળી પડી ગઇ હોય, તેને જોરદાર બનાવી આપે. એકંદર કદાચ મનુષ્ય નાર્મદ બની ગયો હોય તો પણ તેને એક વખત તો જરૂર સંપૂર્ણ મર્દ બનાવી આપે તેવી ચીજ છે. માત્ર અઠવાડીયું સેવન કરતાં તો શરીરમાં લોહી જુસ્સાબંધ દોડવા લાગે છે, ચહેરો લાલ સુરેખ બને છે અને ધારવા છતાં પણ બ્રહ્મચર્ય પાળી શકાતું નથી. આ દવાની ખાસ પરેજી તો એ છે કે દવા ચાલુ હોય ત્યારે સ્ત્રીઓના સહવાસમાં રહેવું ન જ જોઇએ. નહિતર અનિચ્છાએ પણ પુરૂષના મન પર કાબુ રહેતો નથી ! ભલેને પછી તે હીજડો કેમ ન હોય ! વિશેષ લખવા કરતાં એક બાટલી મંગાવી વાપરી જુવો.

**કીં. ૬૦ ગોળીની બાટલીના રૂા. ૩-૦-૦**

---

## ધાતુ સ્તંભન વટી

અતિ તીખા તમતમા ખોરાક ખાવાથી, અતિ ચહા પીવાથી, શરીરમાંનું વીર્ય પાતળું પડી જઇ, પેશાબની પાછળ સ્વપ્નમાં કે બીજી રીતે વીર્ય જાય છે એટલે સંસારસુખમાં ટકાવ થતો નથી. જેથી નથી પોતાને આનંદ આવતો, નથી સ્ત્રીને સંતોષ થતો. તેવા માટે ધાતુ સ્તંભન વટી એક અજબ ચમત્કારિક દવા છે, જે લેવાની

સાથે ધાતુ કોઇ પણ જગ્યાએથી જતી હોય તેને અટકાવી દઇ ટકાવમાં ચારગણો વધારો કરે છે, અજબ શક્તિ અને જુસ્સો પ્રગટ થઇ જીંદગીમાં નહિ અનુભવેલી મોજ માણી શકાય છે. વીર્યને ઘટ્ટ બનાવી શરીરમાં શક્તિનો અખુટ ઝરો પેદા કરે છે. એક જ બાટલીના સેવનથી તમે આશ્ચર્ય પામશો કે આ શક્તિ કયાંથી આવી?

**એક બાટલીની કીંમત રૂ. ૧-૪-૦ ટપાલખર્ચ અલગ.**

**ગુપ્ત ભાગની નસો કમજોર હોય, ઉત્થાનની ખામી હોય, નસો પાતળી પડી ગઇ હોય, ઇચ્છા મુજબ જાગૃતિ ન આવતી હોય તો તત્પર તીલો એક બાટલી માલીસ કરો. બા. ૧ ની કીંમત રૂ. ૨-૮-૦. પો. જુદું.**

---

## ગેસ ગોન પીલ્સ

ખોરાક ખાધા પછી બે ત્રણ કલાકે આંતરડામાંથી ગેસ પેદા થઇ પેટમાં દર્દ થવા લાગે છે. કેટલાકને આફરી ચડે છે, ત્યારે કેટલાકને હૃદયમાં ગભરામણ થાય છે. વળી અનેકને બેચેની, છાતીનો દુ:ખાવો, મગજની અશાંતિ, ખોરાક ઉપર અરૂચી વગેરે ગેસના પરિણામે અનેક ફરિયાદ થાય છે, દસ્ત સાફ આવતો નથી અને અનેક ઉપાધિ કરાવે છે. એવા દરદીઓ માટે **ગેસ ગોન પીલ્સ** બહુ જ ઉમદા અને અસરકારક બનાવટ છે. એ લેવાની શરૂઆત સાથે ગેસ થવો બંધ થઇ, પેટ હલકું ફુલ જેવું બને છે, થયેલો ગેસ પવનછુટ થઇ સરી જાય છે અને ખોરાક નિયમિત પચવા લાગે છે, શરીરમાં શક્તિ અને સ્ફુર્તિ આવી, હૃદયનો ધડકો બેસારી, મગજ પ્રફુલ્લિત બનાવનાર અજબ શોધની આ અદ્‌ભુત ગોળી અજીર્ણ, બદહજમી, પવનની અટકાયત, આફરી ચડવી-વગેરે તમામ પેટનાં દરદોવાળાએ વાપરવી જરૂરી છે.

**૧૦૦ ગોળીની બા. ૧ ની કીંમત રૂ. ૨-૦-૦ પો. અલગ.**

## તત્પર તીલ્લા

બાળપણમાં કુટેવથી, હસ્તદોષથી, અતિશય સ્ત્રીસંગથી, ઇંદ્રિયની નસોમાં કમજોરી આવી જાય છે. શરીરમાં વીર્ય હોવા છતાં પણ નસો ઢીલી હોવાને કારણે જોઇએ તેવી જાગૃતિ થતી નથી, અથવા થાય છે તો તુરત ઠંડી પણ થઇ જાય છે. તેને માટે અમારો **તત્પર તીલ્લા** એક આશીર્વાદ સમાન છે. કારણ કે **તત્પર તીલ્લા** માલીસ કરતાંની સાથે નસોની કમજોરી દૂર થાય છે. એટલું જ નહિ પણ કોઇ કારણે થયેલું ટુંકાપણું દૂર થઇ ઇચ્છા મુજબ વૃદ્ધિ થાય છે. તેમ જ સંસારસુખમાં પૂર્ણ આનંદ આપે એવી વસ્તુ છે. **તત્પર તીલ્લા** લગાવવાની સાથે અમારી **યાદવ પાવર પિલ્સ** ખાવામાં અને વાપરવામાં આવે તો અજબ જેવું કામ કરી બતાવી એક વખત સંસારથી નાસીપાસ થયેલાને હાથી સમાન બળવાન બનાવે છે. **બાટલી ૧ ની કીંમત રૂ. ૨–૮–૦** પોસ્ટેજ અલગ.

---

### સ્ત્રીઓ માટે બે અમુલ્ય રત્નો

## સ્તન દ્રઢીકરણ

સ્ત્રીઓનું સૌન્દર્ય તેના સ્તન ઉપર આધાર રાખે છે અને સ્તન સુડોળ ન હોય તો સ્ત્રી કદરૂપી જણાય છે. તેને માટે **સ્તન દ્રઢીકરણ તેલ** સ્તન ઉપર માલીસ કરવાથી, લબડી ગયેલાં સ્તન સખત અને ગોળાકાર બને છે, સુંદરતામાં વધારો કરી યુવાની આપે છે. એક વખત અજમાયશ કરો. **બાટલી ૧ ની કીંમત રૂ. ૧–૪–૦** પોસ્ટેજ જુદું,

## યોની સંકોચન

સ્ત્રીઓને સુવાવડ આવી ગયા પછી ગુપ્ત ભાગ ઢીલો પડી જાય તેમાં પ્રદર અને સોમ રોગ જેવા રોગો થાય છે તેમ જ અતિ પુરૂષસંગ

કરવાથી પણ તે ભાગ નબળો પડી જાય છે તથા ગુપ્ત ભાગમાં વાયુ ભરાય છે અને બહાર નીકળે છે ત્યારે સ્ત્રી શરમીંદી બને છે. તેમ જ ક્યારેક શરીરનું અંગ આવા કારણે બહાર ધસી આવે છે. એ બધા માટે ગુપ્ત ભાગમાં પહેરવા સારૂ **યોની સંકોચન** વાપરો, જેના વપરાશથી અનેક રોગ દૂર થઇ એ ભાગ નાની બાળા જેવો બને છે, પ્રદર મટે છે અને સંસારસુખમાં આનંદ આવે છે.

**બાટલી ૧ની કીં. રૂ. ૧–૪–૦** પોસ્ટેજ અલગ.

---

## ગર્ભાવરોધ

આજે હિંદભરમાં વસતિનું પ્રમાણ વધી રહેલું જોવામાં આવે છે, જેને પરિણામે બેકારી અને પાયમાલી વધતી જાય છે. જેથી આજે વસતિ ઉપર કાબુ મુકવાની જરૂર જણાય છે; જીંદગીના બે દશકા વિત્યા હોતા નથી તે પહેલાં તો બે ચાર સંતાનનાં માતાપિતા થઈ બેઠેલાં હોય છે. અને દર વર્ષે અનિચ્છાએ પણ પ્રજામાં એકાદ સંતાનનો વધારો થતો જાય છે. એનું પરિણામ એ આવે છે કે ઉપરાઉપરી આવતી સુવાવડોને લઈ સ્ત્રીઓ અનેક રોગમાં ફસાઇ, અકાળે મૃત્યુ પામે છે, એટલું જ નહિ પણ મર્યાદિત આવક હોવાને કારણે જો સંતતિ વધતી રહે તો દરિદ્રતા વધે છે, જેથી કોઇપણ કારણસર સંતાન બંધ કરવા ઇચ્છનારે **ગર્ભાવરોધનો** ઉપયોગ કરવો કે જેથી ગર્ભ રહેવાની બિલકુલ ધાસ્તી રહેતી નથી.

**કીં બા. ૧ ના રૂ. ૩–૪–૦** પોસ્ટેજ જુદું.

---

## ગર્ભાધાર

કહેવત છે કે સ્ત્રી અને પૃથ્વી વાંઝણી હોય જ નહિ. અને સંસારમાં સંતતિ વિના સંપત્તિ નકામી છે. તો પછી અનેક ઉપાયો કરવાથી કંટાળેલી બહેનોને આશીર્વાદરૂપ અમારો સંદેશો ઘેર ઘેર પહોંચતો કરો અને પુણ્યના ભાગીદાર બનો.

**ગર્ભાધાર** વાપરનારી બ્હેનોનાં ગર્ભસ્થાન સુધારીને ગર્ભ રહેવા લાયક બનાવવાં એ આ દવાનો મુખ્ય અને સચોટ ગુણ છે. **ગર્ભાધાર** વાપરનાર સ્ત્રી કોઇ દિવસ નિરાશ થઇ નથી, કમળનું ફરી જવું, આર્તવ–અટકાવ બરાબર નહિ આવવો, પેડુનો દુ:ખાવો, કેડોની ફાટ, અને પ્રદર જેવા વ્યાધિને નાબુદ કરી કંચન જેવી કાયા બનાવી જીંદગીમાં હતાશ થયેલી બહેનોના ખોળામાં આજે બાળકો **ગર્ભાધાર** વાપરવાથી રમે છે. જરૂર સમજજો કે તમારા ગુહ્ય ભાગની અનેક ફરીયાદો **ગર્ભાધાર** ટુંક વખતમાં દૂર કરશે અને તમારૂં મુખ આજે સંતાન વિનાનું શરમીંદું અને હતાશ બનેલું છે, તે આવતી કાલે ખીલેલા કમળ જેવું પ્રફુલ્લિત અને આનંદી બનાવશે.

**બાટલી ૧ ની કીંમત રૂ. ૫–૦–૦** પોસ્ટેજ જુદું.

---

## રક્તમંજન

દાંતના રોગો માટે આજે બજારમાં સેંકડો દંતમંજન વેચાય છે. એ બધાં ખુશબોવાળાં અને દેખાવમાં સારાં હોય છે, છતાં દાંતને માટે અસરકારક નથી હોતાં. એનું કારણ તેમાં શાસ્ત્રીયતા નથી. માત્ર અમે દેશી દવાઓમાંથી ઉત્તમ મંજન બનાવ્યું છે, જે તમારાં દાંત, પેઢાં અને ગળાની બારી સુધી કોઈ રોગ થવા દેશે નહિ, થયેલાનો નાશ કરી દાંતને ચકચકિત દાડમની કળી જેવા બનાવશે. પાયોરીયા, દાંત હાલવા, લોહી આવવું–વગેરે રોગો નાબુદ કરી મોઢું સ્વચ્છ અને સુવાસિત બનાવે છે. છતાં તે રૂપાળું નથી. જેને રૂપાળું રંગીલું દંતમંજન જોઇતું હોય તેમણે અમારૂં રક્ત-મંજન ખરીદવું નહિ. જેને દાંત સ્વચ્છ મોતી જેવા રાખવા હોય અને રોગ ન થવા દેવો હોય તેને જ અમારૂં રક્તમંજન ખરીદવાની ભલામણ છે. **શીશી ૧ની કીંમત રૂ. ૦–૮–૦** પોસ્ટેજ જુદું.

## યાદવ બામ

આજે બજારમાં જાત જાતના બામ ઉભરાઇ ગયા છે, બામ સરતો બનાવીને સસ્તો વેચવો એજ ખાસ લક્ષ હોય છે.

યાદવ બામ એથી તમને જુદો જ લાગશે, જે માથાનો દુઃખાવો, સંધીવા, ચસકા, બેચેની, હૃદયશૂળ, ગરમી અને શરદીમાં અપૂર્વ કામ આપે છે. **મોટી શીશી ૦-૬-૦ નાની શીશી ૦-૪-૦** પો. જુદું.

---

## આંચકી કચોર

સેંકડો નાનાં બાળકોનો આંચકી જેવા વ્યાધિએ જીવ લીધો છે. માત્ર બે ચાર કલાક આંચકી આવે અને ખતમ થઇ જાય, તેવે વખતે દરેક માબાપ દોડાદોડી કરવા અને તેની દવાની શોધ કરવા લાગે છે. તે વાત લક્ષમાં લઇ **આંચકી કચોર** દવા અમે શોધી કાઢી છે, જેના બે ત્રણ ડોઝ પેટમાં જતાં તુરત **આંચકી** બંધ થઇ જાય છે અને બાળક બચી જાય છે. વળી તે થોડો ટાઇમ આપવાથી ફરી આંચકી આવતી નથી. દરેક નાના બાળકવાળા ઘરમાં **આંચકી કચોરની** એક બાટલી અવશ્ય હોવી જોઇએ. તમને થોડી રકમમાં વૈદ્ય ડાક્ટરના મોટા ખરચથી બચાવે છે અને બાળકોની જીંદગીનું રક્ષણ કરે છે.

**બાટલી એકની કીંમત રૂ. ૧-૦-૦** પોસ્ટેજ અલગ.

---

## બાળાગોટલી

જન્મ થયા પછી નાના બાળકને દુધનો ખોરાક હોવાથી પેટમાં કૃમી થાય છે, તેમજ દુધ બરાબર હજમ થતું નથી. એટલે ક્યારેક ઉલટી, ક્યારેક ઝાડા થાય છે અને કોઇ વખતે રડયા કરે છે. તે બાળક માટે બાળા-ગોટલીનું બંધારણ કરાવ્યું હોય તો શરીર મજબૂત બની, દુધ પચવા

લાગી, બાળક ફીલફીલાટ રહે છે. દાંત આવવાની વખતે શરીર સારૂં રહે છે અને કોઇ રોગ થતો નથી. કેરી ચીજોથી તદ્દન નિરાળી છે,

ગોટલી ૧ ની કીંમત રૂ. ૦-૮-૦ પોસ્ટેજ અલગ.

---

## ગુલાબી ગોળી

દરેક જાતના તાવને મારી હઠાવવામાં અકસીર નીવડેલી ગુલાબી ગોળી ઘરમાં હમેશાં વાપરો. તાવને ઉતારે છે, અટકાવે છે, અને તાવ ઉતરી ગયા પછી થોડો ટાઇમ લીધા કરવાથી તાવ પછીની નબળાઇ, આવેલી ફીકાશ, બરોલ અને લીવરના દરદને નાબુદ કરે છે. દેશી બનાવટની અજબ શોધની ગુલાબી ગોળી દાડવા, એકાંતરા, મેલેરીયા, અને મોસમી તાવમાં ઘણું સરસ કામ આપે છે. તમે આ ગોળી વાપર્યા પછી બીજી નહિ જ ખરીદો.

બાટલી ૧ નો રૂા. ૧-૦-૦ પોસ્ટેજ અલગ.

---

## દાદર દુશ્મન

લાલ, કાળી, અથવા ગમે તે જાતની દાદર જુની હોય કે નવી, પણ **દાદર દુશ્મન** મલમના માત્ર થોડા દિવસના ઉપયોગથી દાદર જડ-મૂળથી નાબૂદ થઇ જઇ ચામડીને અસલ રૂપમાં લાવી મૂકે છે. એ જ જગ્યાએ થોડો ટાઇમ ઘસવાથી ફરી કોઇ વખત દાદર થતી નથી. તમે જો દાદરના ઘણા મલમો વાપરીને થાક્યા હો તો જરૂર એક વખત **દાદર દુશ્મન** પણ વાપરી ખાત્રી કરો.

**બાટલી ૧ ના રૂા. ૦-૪-૦ પોસ્ટેજ અલગ.**

---

## નીલાંજન

સહુ કોઇ સમજે છે કે શરીરમાં આંખ એ ઘણું અગત્યનું અંગ છે. તેને રોગ રહીત રાખવી એ મનુષ્યની ખાસ ફરજ છે.

અત્યારે જ્યાં જુઓ ત્યાં આંખોનાં પરવાળાં, ખીલ, ફુલાં, ઝાંખાશ અને ઝામરવાથી પીડાતાં હજારો દરદીઓ જોવામાં આવે છે અને તેઓ પોતાના રોગ મટાડવા સારૂ જાતજાતની બનાવટો બજારૂ માલવાળા અને ફેરીયા પાસેથી ખરીદી સાચા મોતીના સુરમાના નામે કચરા જેવી અને દાહક દવાઓ આંખમાં આંજી, આંખને સારી કરવાને બદલે ભયંકર નુકસાન કરે છે. તેવા દરદીઓને અમારે જણાવવું જોઇએ કે ખાસ વનસ્પતિનાં તત્વોમાંથી બહુ જ કાળજીપૂર્વક **નીલાંજન** બનાવવામાં આવ્યું છે. તેને બાળકથી માંડી વૃદ્ધ ઉમરનો દરેક માણસ નિર્ભય રીતે વાપરી શકે છે, અને આખમાં આંજવાથી કોઇ પણ જાતનું નુકસાન કે દાહ કે બળતરા થતાં નથી. વૃદ્ધપણાની ઝાંખાશ તોડવા માટે અપૂર્વ ઔષધ છે. જેને આંખમાં ખીલ રહેતા હોય, પરવાળાં અને વેલ વધતી હોય, કોઇ કારણથી નજર ટુંકી થઇ હોય, બાળપણમાં ચશ્માં આવ્યાં હોય, ઘડી ઘડી આંખો દુઃખવા આવી જતી હોય, થોડું વાંચતાં આંખ આગળ તીમીર આવતાં હોય, ફુલું પડી ગયું હોય, તે સઘળા વ્યાધીને નાબુદ કરે છે, ચશ્મા ઉતરી જાય છે.

**શીશી ૧ની કીંમત રૂા. ૧-૦-૦ પોસ્ટેજ જુદું.**

---

## કસ્તુરીની ગોળી

કસ્તુરીની સાથે બીજાં ઉત્તમ વસાણાં જેવાં કે અંબર, કેશર, ગોરોચન વગેરે નાંખી આ ગોળી બનાવવામાં આવે છે. આ ગોળી ઘરમાં રાખવાથી કેટલીક વખત વૈદ્ય કે ડૉકટરની ગરજ સારે છે. તેમાં પણ ખાસ કરીને બાળકો સાધારણ હવાફેરથી ભરાઇ જાય છે, જેમાં શરદી એ મુખ્ય કારણ હોય છે, તે વખતે માત્ર એક બે ટંક ગોળી આપવાથી શરદીનો નાશ થઇ, બાળક સતેજ બને છે. તેમ જ બાળકને માટે આંચકી જેવા વ્યાધિમાં પણ બહુ ઉમદા છે. બાળકને દુધ ન પચતું હોય તે પણ પચાવે છે, સાચી ગરમાઇ આપે છે.

શિયાળામાં આ ગોળી મોટા માણુસ લે તો શરીરને સતેજ બનાવી, શક્તિ આપી, ચ્હેરો લાલ સુરેખ બનાવે છે. વીર્યને ઘટ કરે છે.

**૧૦૦ ગોળીની બા. ૧ ના રૂા. ૧–૦–૦**

---

## મહાદીપન ચાટણુ

પેટની બાદીનો નાશ કરી, ખરી ભુખ લગાડી, દસ્ત સાફ લાવનાર મહાન સ્વાદીષ્ટ આ ચાટણુ તમે એક વખત લેશો અને ઉપયોગ કરશો તો કદી ભૂલશો નહિ. ભૂલથી સ્ત્રી–બાળકને આ ચાટણુ ન ચખાડતા. નહિ તો તમારી ચાટણુની ડબી ચોરાઇ જશે, એટલું સ્વાદીષ્ટ છે અને એટલું જ ગુણકારી છે. એનામાં દુર્ગુણ એક છે કે તમને ચારને બદલે આઠ રોટલી ખાતા કરશે એટલે ખરચ વધશે.

**ડબી ૧ ની કીં રૂ. ૦–૬–૦ પોસ્ટેજ જુદું**

---

## યષ્ટિ મધુવટી

### (ખાંસીની ગોળી)

શરદીથી કે ગરમીથા ગમે તે કારણુથી ખાંસી થઇ હોય ત્યારે તમે યષ્ટી મધુવટી મોઢામાં રાખી રસ ઉતારો. ગમે તેવી તકલીફ આપનારી ખાંસી એકદમ બંધ થઇ, કફ છુટી, ગળું સુંવાળું થઇ, આરામ આપે છે. રાત્રીભર જ્યારે ઉધરસ–ખાંસી તમને હેરાન કરતી હોય અને તમે બધા ઉપાયો અજમાવી ચુકયા હો ત્યારે યષ્ટિ મધુવટી તમને ઘણો લાભ કરશે. જુનામાં જુની ખાંસીને નાબૂદ કરનારી અપૂર્વ ગુણુશાળી દેશી દવાથી બનેલી આ ગોળી મોંઘી બનાવટની મોઢામાં રાખવાની વિદેશી ટીકડીઓ કરતાં સસ્તી, સચોટ અને ગુણુકારી છે, ગળું સાફ કરે છે, સોજો બેસારે છે, કંઠ ઉઘાડે છે અને ખાંસીને નાબૂદ કરે છે. **બા. ૧ની કીંમત રૂ. ૦–૬–૦ પો. અલગ.**

## ચ્યવન પાશ અવલેહ–જીવન

ચ્યવન મુનિને દેવોના વૈદ્ય અશ્વનીકુમારે આ ચાટણુ ખવરાવીને વૃદ્ધમાંથી જુવાન બનાવેલા. એ ઉપરથી એનું નામ ચ્યવન પ્રાશ અવલેહ પડયું છે. તે સ્વાદીષ્ટ હોવા છતાં ગુણમાં ભરપૂર અને નિર્ભય રીતે વપરાય તેવું લીલાં આંબળાંમાં જીવનીય ગણુ જેવી ઉત્તમ વનસ્પતિના મિશ્રણથી તૈયાર થાય છે. ક્ષય, દમ, ખાંસી, કોઈ પણ જાતની નબળાઈ, ફેફસાંનો અને આંતરડાનો સડો, ખોરાક નહિ પચવો, વજનનું ઘટવું, જીર્ણ જ્વર, ફીકાશ, બાળકોનું વજન ન વધવું. હાડકાની નબળાઇ, સ્ત્રીઓનો પ્રદર, ગર્ભસ્થાનની નબળાઈ, વગેરે અનેક દર્દોને નાબૂદ કરીને ફેફસાં, પાચક અવયવો અને હૃદયને મજબૂત બનાવે છે. દરેક ઋતુમાં માફક આવે તેવું હોવા છતાં દવા ખાવા જેવું જણાતું નથી. ખાવામાં મધુર અને સ્વાદીષ્ટ છે. બાળકો પણ હોંશેહોંશે ચાટે છે. **રતલ ૧ની બરણીના રૂ. ૨–૮–૦ પોસ્ટેજ અલગ**

---

## કેશરી જીવન

ઉત્તમ અને શક્તિ ભરવાવાળું આ અજબ ચાટણ છે. લીલાં આંબળાંમાં બત્રીસ જાતની વનસ્પતિ તથા કેશર, અંબર, કસ્તરી જેવાં મિશ્રણોથી ભરપુર, કોઇ પણ પરેજી સિવાય ખાઇ શકાય એવી શાસ્ત્રીય દવા છે. કોઇ પણ જાતની નબળાઇ, ફેફસાંની નબળાઈ, શ્વાસ ચઢવો, આંતરડાંની કમજોરી, મંદવાડ પછીની હાલત, ખોરાક નહિ પચવો, લોહીની ઓછપ, શરીરમાં ફીકાશ, આળસ, કામકાજ ઉપર અરૂચી, જેવાં તમામ દરદોને નાબુદ કરી કાયાકલ્પ કરે છે. શિયાળાની ઠંડી લાગતી નથી અને વજન વધે છે. સ્ત્રીઓના પ્રદર, તથા કેડનો દુઃખાવો નાબૂદ કરી, શક્તિ ભરે છે. બાળકના બાંધાને મજબૂત બનાવે છે અને વૃદ્ધોને ટેકારૂપ છે. એકંદર આ ઔષધ નિર્ભયપણે દરેક ઋતુમાં હરેક માણસને લાભ જ કરે છે.

**રતલ ૧ ની બરણીના રૂા. ૫–૦–૦ પોસ્ટેજ જુદું.**

---

## ખરજવાનો મલમ

હાથપગ ઉપર ખરજવા માટે આ મલમ અકસીર છે. અનેક દરદીઓ ઉપર ખાત્રી કરી પુરો અનુભવ લીધા પછી બહાર મુકવામાં આવેલ છે. હરેક પ્રકારના હાથ અને પગના ખરજવા ઉપર લગાડવાથી નાબુદ થાય છે. ગમે તેટલું જુનું અને હઠીલું ખરજવું પણ મલમના ઉપયોગથી કાબુમાં આવી જાય છે.

**બાટલી ૧ નો રૂા. ૧–૦–૦ ટપાલખર્ચ જુદું.**

---

## ખસનો મલમ

શરીર ઉપર ચળ આવે છે અને ફોલ્લા ફોલ્લીઓ થઇ પીળા ફોડકારૂપે શરીર ઉપર ફેલાય છે, હાથ પગનાં આંગળાંઓ અને હથેલીઓમાં ખાસ કરીને થાય છે. લુખસ હોય તો ઝીણી ફોલ્લીઓ થઇ આવે છે અથવા મોટી ખસમાં ફોડકા થાય છે. તેને માટે અનુભવસિદ્ધ નીવડેલો ખસનો મલમ બહુ ગુણકારી છે. દરરોજ ખસવાળા ભાગને ધોઇ આ મલમ લગાડવાથી ખસ નાબુદ બને છે.

**બાટલી ૧ ના રૂા. ૦–૬–૦ પોસ્ટેજ અલગ.**

---

## ચાદવનું બ્રાહ્મી તેલ

આજે બજારમાં બ્રાહ્મીના તેલના નામે ખુબ પ્રચાર થઇ રહ્યો છે, છતાં શાસ્ત્રીય રીતે બહુ ઓછાં તેલો બને છે. અમારે ત્યાં અનેક ઉત્તમ વનસ્પતિઓ સાથે લીલી બ્રાહ્મીની યોજનાથી ભઠ્ઠીના રૂપમાં આ તેલ તૈયાર કરવામાં આવે છે. તે મગજને ભરવા ઉપરાંત બાલને વધારે છે, કાળા કરે છે અને ખરતા અટકાવે છે. હમેશાં સ્ત્રીઓ–બાળકો વાપરતાં રહે તેથી પુરો લાભ થાય છે.

**બાટલી ૧ ના રૂા. ૦–૧૨–૦ ત્રણ સાથે લેનારને રૂા. બે માં.**

---

## યાદવનું આંબળા તેલ

લીલાં આંબળામાંથી તૈયાર થતું હરહમેશાં ઘરમાં વાપરવા લાયક આ તેલ સંપૂર્ણ શાસ્ત્રીય રીતે તૈયાર થાય છે. વનસ્પતિની મનમોહક ખુશબો ભરેલી છે અને બાલને લાંબા, ચકચકીત તથા ખુશબોદાર બનાવે છે, ખરતા અટકાવી કાળા ભીંગોર જેવા બનાવે છે, મગજને તર બનાવનાર અને ઠંડક આપનાર ઉત્તમ રીતે તૈયાર થતું આંબળા તેલ હંમેશાં વાપરવાનો આગ્રહ રાખો.

**બાટલી ૧ ના રૂા. ૦–૧૨–૦ ત્રણ સાથે લેનારને રૂા. ૨ માં**

## દસ્તાવર

આજે ઝાડાની કબજીયાતથી જ્યાં જુઓ ત્યાં માણસો કંટાળી ગયેલા જોવામાં આવે છે. દરદીઓ અને સાજા માણસો ઝાડો બરાબર નહિ થવાથી ચિંતામગ્ન રહે છે. એમને માટે ઘણા વખતની શોધ પછી પુખ્ત વિચાર કરી, હજારો મનુષ્યો ઉપર અને દરદીઓ ઉપર અજમાવી, અમોએ ‘ દસ્તાવર ’ તૈયાર કર્યું છે, જેની રાત્રે ચાર વાલ જેટલી ફાકી લેવાથી કોઇ પણ જાતની તકલીફ સિવાય ઝાડો લાવે છે. છતાં પેટમાં કોઇ પણ જાતનું નુકશાન થતું નથી, તેમ જ વધુ વખત ઝાડે જવું પડતું નથી. માત્ર એક જ વખત દસ્ત સાફ કરવાનો તેનો ગુણ છે. સ્ત્રી, પુરૂષો, બાળકો દરેક મનુષ્ય છુટથી ઉપયોગ કરી શકે છે, એવો તેનો ઉત્તમ ગુણ છે. ઘરમાં હમેશાં રાખી મુકવા લાયક.

**ડબી ૧ ના રૂ. ૦–૬–૦ પોસ્ટેજ અલગ. મોટો ડબો રૂ. ૦–૮–૦**

# વિશાળ ઔષધ ભંડારને મળેલા અભિપ્રાયો

THE SIND PRANTIK AYURVED SUMMELLAN & EXHIBITION. HYDERABAD ( Sind )

1935

**This is to Certify that**

**Mr. vaidya Shastri Jadavji Narbheramji** '**Vishal Aushadh Shala**' of Shedla P. O. Bajana ( Kathiawar ) has been awarded **A Golden medal** and **Special 1st Class** Certificate, for **Asava, Khaniq tract** and **Rasadi Bhasma** preparations at the above Exibition. Date 12th July 1935.

C. D. Apte
President
The Sind Prantik Ayurved
Summellan & Exhibition.
HYDERABAD ( Sind )

---

ता. २२ ७ १९३४

श्री विशाल औषध भंडार यादव रसशाळा के किया हुआ शुद्ध और उत्तम औषधों का उपयोग व्याधिग्रस्त मनुष्यों पर करके मैं निखालसता सें बतलाता हूं कि पद्धतिसर और ध्यानपूर्वक निर्माण किए हुए इस औषधों का व्यवहार करना अत्युत्तम है ।

संस्था के संचालक वैद् जादवजी नरमेराम शास्त्री आयुर्वेद का अच्छा अभ्यासी है। और उत्साह पूर्वक विविध प्रकार के औषधिनिर्माण कार्यमें बडे प्रयत्नशील है। इस लिये आजकल उक्त संस्था के औषधोंका बडा जोरशोर सें व्यवहार हो चुका है।

परम कृपालु परमात्मा एसे उत्साही और विद्वान् वैद्योंकी अभिवृद्धि करे।

वेदशास्त्रसंपन्न वैद्यराज पंडित दामोदराचार्य स्वामी,
रंगीलापोळ–अमदावाद.

---

श्री विशाळ औषध भंडार–यादव रसशाळा के व्यवस्थापक महोदयजी,

आपके तरफसें सिन्ध प्रान्तिक आयुर्वेद द्वितीय संमेलनके प्रदर्शनीमें जो आइ हुइ थो औषधीएँ जेसे कि रस, भस्मो, कूपीपक्व, रसो, आसव व खनिज द्रव्यादि ये सर्व मैंने देखी। जो देखनेमें बहुत सुंदर व शुद्ध थे।

इस तरह सें आप आयुर्वेदिक पद्धतिशुद्ध क्रियासें औषधिओं बनाकर प्रचार कर रहे हो इस लिए आपका सहर्ष धन्यवाद है। विशेषतः उसमें भी जेसा उत्साह व साहस चाहिए वेसा ही आपमें है ये जानकर मैं अत्यंत प्रसन्न हुवा हूं। श्री धन्वंतरी भगवानसें प्रार्थना करता हूं कि आप प्रतिदिन हमारे वैद्यगणोमें उत्साह प्रेरिए।

भवदीय

वैद्योपाध्याय पण्डित ज्येष्ठानंद नरसिंगदास पण्या
प्रधान मंत्री, सिन्ध प्र. आ. प्र. सभा हैद्राबाद-सिन्ध.

---

## श्री सिन्ध प्रान्तिक आयुर्वेद प्रचारिणी सभा

( १८६० के २१ वा पकट मुजब गवर्नमेन्टसे रजिस्टर हुवा )

हैद्राबाद. सिन्ध ता. १६-७-१९३५.

### प्रमाण समिति

( अखिल भारतायुर्वेद महामंडल सम्बंद्ध )

श्रीमान् मान्यवर व्यवस्थापक, विशाल औषध भंडार :

यादव रसशाळा : शेदला, ( काठीयावाड.)

धन्यवाद पूर्वक अवश्य लिखना ही पडेगा कि आपकी तरफसें "सिन्ध प्रान्तिक आयुर्वेद द्वितीय सम्मेलन" के प्रदर्शिनीमें ( रस, भस्मो, कूपीपक्व, रसायन ) इत्यादि तथा खनिज पदार्थ भी अति प्रशंसनीय रखे थे। यदि इस प्रकार आप सरिखे विद्वान् अनुभवी क्रियाकुशल वैद आयुर्वेद के प्रचार तथा उन्नति के लक्षसें देशसेवा रुग्णहितचिंतक भावसें भारत के कोने २ में पुरुषार्थ कर उत्साहसें कार्य करे तो आज वह ही समय दृष्टि के अवगोचर होगा। जो पूर्वज आयुर्वेदज्ञाता महर्षि चरक, सुश्रुत, वाग्भट्टादि को का था। आशा है कि जिस उत्साह स आपने पुरुषार्थ व परिश्रमसें कार्य संपादन किया है उसको श्री धन्वंतरि भवगान प्रतिदिन उन्नतिपथ पर कायम रखे।

कविराज, आयुर्वेद महोपाध्याय वैद्यरत्न

पंडित टोपणलाल सेवाराम शर्मा—सभापति

